भट्टनारायणप्रणीत



# वेणीसंहारम्

## TEXT-CUM-GUIDE

'સરસ્વતી'

સરસ્વતી પુસ્તક ભંડાર, અમદાવાદ.



પ્રકાશક :
અશ્વિનકુમાર બી. શાહ
સરસ્વતી પુસ્તક ભંડાર
હાથીખાના, રતનપોળ
અમદાવાદ -380 001

પ્રથમ આવૃત્તિ :
ઓગસ્ટ '૯૪
કિંમત : ૬૫-૦૦

મુદ્રક :
પારિજાત પ્રિન્ટીંગ પ્રેસ,
૨૮૮/૧, રાણિપ,
અમદાવાદ -382 480.

મિત્રો !

તમે અને અમે વર્ષોથી સુપરિચિત છીએ, અમે પ્રસ્તુત કરેલાં અને ગાઢ સાથી બની ચૂકેલાં એકમાત્ર આધારરૂપ પુસ્તકો દ્વારા. તેમાં વેણીસંહારની આ રજુઆતથી ઉમેરો થાય છે. તમે તેનો પણ સહારો લો અને ગુણવત્તા પર તમારા વિશ્વાસમાં વધારો કરો. જ્વલંત સફળતા અને તેજસ્વી અભ્યાસની કારકીર્દિ પસંદગી માટે તમારી પ્રદક્ષિણા કરશે. પછી જુઓ કમાલ ! આ પુસ્તક તમારા માટે છે. તમે અમારા છો, અમારાં પુસ્તકોના છો.

બેસ્ટ લક, ફ્રેન્ડ્ઝ !

- 'સરસ્વતી'



# ✣ અનુક્રમ ✣



भट्टनारायणविरचितं

# वेणीसंहारम्

भट्टनारायणप्रणीतं

# वेणीसंहारम्

## प्रथमोऽङ्कः

निषिद्धैरप्येभिर्लुलितमकरन्दो मधुकरैः
कैरैरिन्दोरन्तश्छुरित इव संभिन्नमुकुलः ।
विधत्तां सिद्धिं नो नयनसुभगामस्य सदसः
प्रकीर्णः पुष्पाणां हरिचरणयोरञ्जलिरयम् ॥ १ ॥

अपि च ।

कालिन्द्याः पुलिनेषु केलिकुपितामुत्सृज्य रासे रसं
गच्छन्तीमनुगच्छतोऽश्रुकलुषां कंसद्विषो राधिकाम् ।
तत्पादप्रतिमानिवेशितपदस्योद्भूतरोमोद्गते-
रक्षुण्णोऽनुनयः प्रसन्नदयितादृष्टस्य पुष्णातु वः ॥ २ ॥

अपि च ।

दृष्टः सप्रेम देव्या किमिदमिति भयात्संभ्रमाच्चासुरीभिः
शान्तान्तस्तत्त्वसारैः सकरुणमृषिभिर्विष्णुना सस्मितेन ।
आकृष्यास्त्रं सगर्वैरुपशमितवधूसंभ्रमैर्दैत्यवीरैः
सानन्दं देवताभिर्मयपुरदहने धूर्जटिः पातु युष्मान् ॥ ३ ॥

सूत्रधारः-अलमतिप्रसङ्गेन ।

श्रवणाञ्जलिपुटपेयं विरचितवान्भारताख्यममृतं यः ।
तमहमरागमकृष्णं कृष्णद्वैपायनं वन्दे ॥ ४ ॥

(समन्तादवलोक्य) तत्र भवन्तः परिषदग्रेसराः । विज्ञाप्यं नः किंचिदस्ति ।

कुसुमाञ्जलि रपर इव प्रकीर्यते काव्यबन्ध एषोऽत्र ।
मधुलिह इव मधुबिन्दून्विरलानपि भजत गुणलेशान् ॥ ५ ॥

ભટ્ટનારાયણરચિત

# વેણીસંહાર

## પ્રથમ અંક

રોકવામાં આવ્યા હોવા છતાં પણ આ ભમરાઓએ જેનો રસ પીધો છે તેવી, ચન્દ્રનાં કિરણો વડે અંદરથી સ્પર્શાયેલી (અને તેથી) જાણે કે ખીલેલી કળીઓ ધરાવતી, વિષ્ણુનાં ચરણોમાં વેરાયેલી આ ફૂલોની અંજલિ આ સભાની આંખોને ગમી જાય તેવી સફળતા અમને (નાટ્યપ્રયોગમાં) અપાવો. (૧)

અને વળી,

યમુનાના રેતાળ કાંઠા ઉપર ક્રીડા દરમિયાન ગુસ્સે થયેલી (અને તેથી) રાસમાં આનંદ છોડીને જઈ રહેલી રડતી રાધાને અનુસરી રહેલા, તેનાં પગલાંમાં મૂકેલા પગવાળા, જેને રોમાંચ થયો છે તેવા (અને હવે) ખુશ થયેલી પ્રેમિકા વડે જોવાયેલા કૃષ્ણનો સફળ અનુનય તમારું (પ્રસન્નતાથી ભરી દઈને) પોષણ કરો. (૨)

અને વળી,

મય દાનવનાં નગરો બળતાં હતાં ત્યારે પાર્વતી વડે પ્રેમથી જોવાયેલા, 'આ શું (થયું) ?' એ રીતે રાક્ષસીઓ વડે ભય અને ગભરાટ સાથે (જોવાયેલા), શાંત અંતઃકરણ રૂપી સંપત્તિવાળા ઋષિઓ વડે દયાપૂર્વક (જોવાયેલા), વિષ્ણુ વડે સ્મિત સાથે (જોવાયેલા), પોતાની પત્નીઓનો જેમણે ગભરાટ શમાવ્યો છે તેવા અભિમાની દૈત્યવીરો દ્વારા હથિયાર ખેંચીને (જોવાયેલા), (અને) દેવતાઓ વડે આનંદ સાથે (જોવાયેલા) શિવ તમારું રક્ષણ કરો. (૩)

(નાન્દી પૂરી થયા પછી)

**સૂત્રધાર** – બહુ વિસ્તાર ન કરો.

કર્ણરૂપી અંજલિપુટથી પીવાને યોગ્ય એવા (મહા)ભારતરૂપી અમૃતની જેણે રચના કરી છે તેવા અનાસક્ત અને દોષરહિત કૃષ્ણ દ્વૈપાયનને હું પ્રણામ કરું છું. (૪)

(ચારેય બાજુ જોઈને) માનનીય શ્રેષ્ઠ સભાજનો ! અમારે કંઈક જણાવવાનું છે.

ફૂલોની બીજી અંજલિ વેરવામાં આવે, તેની જેમ અહીં આ કાવ્યરચના (પ્રદર્શિત કરવાની છે). ભમરાઓ જે રીતે મધનાં થોડાં બિન્દુને પણ (સેવે) તે રીતે (તમે આના) થોડાક ગુણોને સ્વીકારજો. (૫)

तदिदं कवेर्मृगराजलक्ष्मणो भट्टनारायणस्य कृतिं वेणीसंहारं नाम नाटकं प्रयोक्तुमुद्यता वयम् । तदत्र कविपरिश्रमानुरोधाद्वा उदात्तकथावस्तुगौरवाद्वा नवनाटकदर्शनकुतूहलाद्वा भवद्भिरवधानं दीयमानमभ्यर्थये ।

(नेपथ्ये)

भाव त्वर्यतां त्वर्यताम् । एते खल्वार्यविदुराज्ञया पुरुषाः सकलमेव शैलूषजनं व्याहरन्ति -प्रवर्त्यन्तामपरिहीयमानातोद्यविन्यासादिका विधयः । प्रवेशकालः किल तत्रभवतः पाराशर्यनारदतुम्बरुजामदग्न्यप्रभृतिभिर्मुनिवृन्दारकैरनुगम्यमानस्य भरतकुलहितकाम्यया स्वयं प्रतिपन्नदौत्यस्य देवकीसूनोश्चक्रपाणेर्महाराजदुर्योधनशिबिरं प्रति प्रस्थातुकामस्य इति ।

**सूत्रधारः** - (आकर्ण्य । सानन्दम्) अहो नु खलु भोः भगवता जगत्प्रभवस्थितिनिरोधप्रभविष्णुना विष्णुनाद्यानुगृहीतमिदं भरतकुलं सकलं च राजकमनयोः कुरुपाण्डवराजपुत्र्योराहवकल्पान्तानलप्रशमहेतुना स्वयं सन्धिकारिणा कंसारिणा दूतेन । तत्किमिति पारिपार्श्विक नारम्भयसि कुशीलवैः सह संगीतकम् ।

(प्रविश्य)

**पारिपार्श्विकः** - भवतु । आरम्भयामि । कं समयमाश्रित्य गीयताम् ।

**सूत्रधारः** - नन्वमुमेव तावच्चन्द्रातपनक्षत्रक्रौञ्चहंसकुलसप्तच्छदकुमुदपुण्डरीककाशकुसुम-परागधवलितगगनदिङ्मण्डलं स्वादुजलजलाशयं शरत्समयमाश्रित्य प्रवर्त्यतां संगीतकम् । तथा ह्यस्यां शरदि,

सत्पक्षा मधुरगिरः प्रसाधिताशा मदोद्धतारम्भाः ।
निपतन्ति धार्तराष्ट्राः कालवशान्मेदिनीपृष्ठे ॥ ६ ॥

**पारिपार्श्विकः** -(ससंभ्रमम्) भाव शान्तं पापम् । प्रतिहतममङ्गलम् ।

**सूत्रधारः** - (सवैलक्ष्यस्मितम्) मारिष शरत्समयवर्णनाशंसया हंसा धार्तराष्ट्रा इति व्यपदिश्यन्ते । तत्किं शान्तं पापं प्रतिहतममङ्गलम् ।

**पारिपार्श्विकः** - न खलु न जाने । किंत्वमङ्गलाशंसयास्य वो वचनस्य यत्सत्यं

તો 'મૃગરાજ'નું ઉપનામ ધરાવતા કવિ ભટ્ટનારાયણની રચના 'વેણીસંહાર' નામનું નાટક ભજવવા અમે તૈયાર થયા છીએ. તો અહીં કવિના પરિશ્રમનો વિચાર કરીને, અથવા ઉદાત્ત કથાવસ્તુના ગૌરવને લીધે, અથવા નવું નાટક નિહાળવાના કુતૂહલને લીધે આપે ધ્યાન આપવું, એવી (મારી) પ્રાર્થના છે.

(નેપથ્યમાં)

ભાવ, ઝટ કરો, ઝટ કરો. આર્ય વિદુરની આજ્ઞાથી આ પુરુષો બધા જ નટમંડળને કહે છે – બધા પ્રકારનાં વાદ્યોના વાદનની વિધિઓ, કોઈ રહી ન જાય એ રીતે શરૂ કરો. પારાશર્ય, નારદ, તુમ્બરુ, જામદગ્ન્ય વગેરે મુનિશ્રેષ્ઠોથી અનુસરાતા, ભરતકુળના હિતની કામનાથી જેમણે જાતે(જ) જેમણે દૂતકર્મ સ્વીકાર્યું છે તેવા, (અને તેથી), દુર્યોધનની છાવણી તરફ જવા ઇચ્છતા દેવકીપુત્ર માનનીય શ્રીકૃષ્ણના પ્રવેશનો ચોક્કસપણે (આ) સમય છે.

**સૂત્રધાર** – (સાંભળીને આનંદ સાથે) અરે, અરે, કુરુ અને પાંડવ રાજપુત્રોના યુદ્ધરૂપી પ્રલયાગ્નિને શમાવવાના હેતુથી જાતે સંધિ કરાવનાર દૂત બનેલા, કંસના શત્રુ, જગતના ઉત્પત્તિ –સ્થિતિ –લય માટે સમર્થ ભગવાન વિષ્ણુએ આજે આ ભરતકુળ અને સમગ્ર રાજસમૂહ ઉપર ઉપકાર કર્યો છે. તો હે પારિપાર્શ્વિક, તું નટો સાથે સંગીત કેમ શરૂ કરાવતો નથી ?

(પ્રવેશ કરીને)

**પારિપાર્શ્વિક** – ભલે, શરૂ કરું છું. કઈ ઋતુને વિષય બનાવીને ગાવામાં આવે ?

**સૂત્રધાર** – ખરેખર ત્યારે ચાંદની, નક્ષત્ર, ક્રૌંચ, હંસસમૂહ, સપ્તચ્છદ, કુમુદ, પુંડરિક અને કાશપુષ્પની રજથી જેમાં ગગન અને દિશાઓ ધવલ બન્યાં છે તેવી (અને) જેમાં જળાશયોનાં જળ સ્વાદવાળાં બન્યાં છે તેવી શરદ્‌ઋતુને વિષય બનાવીને સંગીત શરૂ કરો. કારણ કે આ શરદ્‌ઋતુમાં –

સુંદર પાંખવાળા, મધુર વાણીવાળા, દિશાઓને શોભાવતા, હર્ષને કારણે અત્યંત ક્રિયાવાળા હંસો (આ શરદ્‌ના) સમયને કારણે પૃથ્વી ઉપર ઊતરે છે. (બીજો અર્થ : ઉત્તમ સૈન્ય ધરાવનારા, મધુરવાણી બોલતા, દિશાઓને કાબૂમાં રાખનારા, અહંકારથી ઉદ્ધત વર્તનવાળા કૌરવો કાળને લીધે ભૂમિ ઉપર પડે છે. (૬)

**પારિપાર્શ્વિક** – (ગભરાટ સાથે) ભાવ, પાપ શાંત થાવ ! અશુભ દૂર થાવ !

**સૂત્રધાર** – (સંકોચ અને સ્મિત સાથે) મારિષ, શરદ્‌ઋતુનું વર્ણન કરવામાં હંસોને માટે 'ધાર્તરાષ્ટ્રો'નો પ્રયોગ કર્યો છે. આમાં 'પાપ શાંત થાવ, અશુભ દૂર થાવ' એમ શાથી (કહો છો) ?

**પારિપાર્શ્વિક** – નથી જાણતો એમ નહિ. પરંતુ તમારું આ વચન અશુભનું કથન

कम्पितमिव मे हृदयम् ।

**सूत्रधारः** - मारिष ननु सर्वमेवेदानीं प्रतिहतममङ्गलं स्वयं प्रतिपन्नदौत्येन सन्धिकारिणा कंसारिणा । तथाहि ।

**निर्वाणवैरदहनाः प्रशमादरीणां**
**नन्दन्तु पाण्डुतनयाः सह माधवेन ।**
**रक्तप्रसाधितभुवः क्षतविग्रहाश्च**
**स्वस्था भवन्तु कुरुराजसुताः सभृत्याः ॥ ७ ॥**

(नेपथ्ये । साधिक्षेपम्)

आः दुरात्मन् वृथामङ्गलपाठक शैलूषापसद ।

**लाक्षागृहानलविषान्नसभाप्रवेशैः**
**प्राणेषु वित्तनिचयेषु च नः प्रहृत्य ।**
**आकृष्टपाण्डववधूपरिधानकेशाः**
**स्वस्था भवन्ति मयि जीवति धार्तराष्ट्राः ॥ ८ ॥**

(सूत्रधारपारिपार्श्विकावाकर्णयतः ।)

**पारिपार्श्विकः** - भाव कुत एतत् ।

**सूत्रधारः** - (पृष्ठतो विलोक्य) अये एष खलु वासुदेवगमनात्कुरुसंधानममृष्यमाणः पृथुल्लाटतटघटितविकटकीनाशतोरणत्रिशूलायमानभीषणभ्रुकुटिरापिबन्निव नः सर्वान्दृष्टिपातेन सहदेवेनानुगम्यमानः क्रुद्धो भीमसेन इत एवाभिवर्तते । तत्र युक्तमस्य पुरतः स्थातुम् । तदित आवामन्यत्र गच्छावः । (इति निष्क्रान्तौ ।)

## प्रस्तावना

(ततः प्रविशति सहदेवानुगम्यमानः क्रुद्धो भीमसेनः ।)

**भीमसेनः**:- आः दुरात्मन् वृथामङ्गलपाठक शैलूषापसद । (लाक्षागृहानल इत्यादि पुनः पठति ।)

**सहदेवः**:-(सानुनयम्) आर्य मर्षय मर्षय । अनुमतमेव नो भरतपुत्रस्यास्य वचनम् । निर्वाणवैरदहना इति यथार्थमेव । सभृत्याः कुरवः क्षतजालंकृतवसुन्धराः क्षतशरीराश्च स्वर्गस्था भवन्त्विति ब्रवीति ।

**भीमसेनः**:- (सोपालम्भम्) न खलु न खल्वमङ्गलानि चिन्तयितुमर्हन्ति भवन्तः कौरवाणाम् । सन्धेयास्ते भ्रातरो युष्माकम् ।

**सहदेवः**:- (सरोषम्) आर्य

કરે છે, તેથી સાચોસાચ, મારું હૃદય જાણે કે કાંપે છે.

**સૂત્રધાર** – મારિષ, સંધિ કરાવનાર કૃષ્ણે જાતે જ દૂતકર્મ સ્વીકાર્યું છે તેથી ખરેખર હવે બધું જ અશુભ દૂર થવાનું.

શત્રુઓનો વિનાશ થયો હોવાથી શાંત પડેલા વૈરના અગ્નિવાળા પાંડુપુત્ર કૃષ્ણની સાથે આનંદ પામો ! લોહીથી ખરડાયેલી પૃથ્વીવાળા અને ઘવાયેલાં શરીરોવાળા, અનુચરો સાથેના કૌરવો સ્વર્ગમાં રહો ! (બીજો અર્થ : શત્રુઓ મટી જવાથી શમી ગયેલા વૈરના અગ્નિવાળા પાંડુપુત્રો કૃષ્ણની સાથે આનંદ પામો ! પ્રેમથી જેમણે પૃથ્વી સાધી લીધી છે તેવા અને પૂરા થયેલા યુદ્ધવાળા, અનુચરો સાથેના કૌરવો સ્વસ્થ બનો !) (૭)

(નેપથ્યમાં ભારે ઠપકા સાથે.)

અરે દુષ્ટ, મિથ્યા પ્રશંસા કરનાર નીચ નટ !

લાક્ષાગૃહમાં આગ, વિષમય અન્ન,(દ્યૂતસભામાં) પ્રવેશ (વગેરે) દ્વારા અમારા પ્રાણ અને ધનભંડાર ઉપર પ્રહાર કરીને પછી જેમણે પાંડવવધૂનાં વસ્ત્ર અને વાળ ખેંચ્યાં છે એવા કૌરવો, હું જીવતો છું ત્યાં સુધી, (કઈ રીતે) સ્વસ્થ બની શકે ? (૮)

(સૂત્રધાર અને પારિપાર્શ્વિક સાંભળે છે.)

**પારિપાર્શ્વિક** – ભાવ, આ (અવાજ) ક્યાંથી ?

**સૂત્રધાર** – (પાછળ જોઈને) અરે, કૃષ્ણના જવાથી કૌરવો સાથેની સંધિને ન સહી લેનારો, પહોળા કપાળને કિનારે થયેલી (અને) ભયંકર યમના બહારના બારણે રહેલા ત્રિશૂળના જેવી લાગતી ભીષણ ભ્રુકુટિવાળો, દૃષ્ટિપાતથી જાણે કે આપણને બધાને પી રહેલો, સહદેવથી અનુસરાતો, ગુસ્સે થયેલો આ ભીમસેન આ બાજુ જ આવી રહ્યો છે. તો આની સામે ઊભા રહેવાનું યોગ્ય નથી. તો અહીંથી આપણે (બન્ને) બીજે જતા રહીએ. (બંને જાય છે.)

**પ્રસ્તાવના**

(ત્યાર પછી સહદેવથી અનુસરાતો, ગુસ્સે થયેલો ભીમસેન પ્રવેશે છે.)

**ભીમસેન**– અરે દુષ્ટ, મિથ્યા પ્રશંસા કરનાર નીચ નટ !

('લાક્ષાગૃહમાં આગ –' ઈત્યાદિ (૧ : ૮) ફરીથી બોલે છે.)

**સહદેવ**– (આજીજી સાથે) માફ કરો, આર્ય, માફ કરો. આ નટનું વચન આપણને અનુકૂળ જ છે. 'શાંત પડેલા વૈરના અગ્નિવાળા' – (૧ : ૭) એમ (કહ્યું તે) સાચું જ છે. લોહીથી પૃથ્વીને શોભાવતા અને ઘવાયેલાં શરીરવાળા અનુચરો સાથેના કુરુઓ સ્વર્ગવાસી બનો, એમ કહેવા માગે છે.

**ભીમસેન**– નહિ, ખરેખર આપ કૌરવોનું અશુભ વિચારી શકો તેમ નથી. તમારા તે ભાઈઓ સંધિને લાયક છે !

**સહદેવ**– (રોષ સાથે) આર્ય,

धृतराष्ट्रस्य तनयान्कृतवैरान्पदे पदे ।
राजा न चेन्निषेद्धा स्यात्कः क्षमेत तवानुजः ॥ ९ ॥

**भीमसेनः**- एवमिदम् । अत एवाहमद्यप्रभृति भिन्नो भवद्भ्यः । पश्य ।

प्रवृद्धं यद्वैरं मम खलु शिशोरेव कुरुभि-
र्न तत्रार्यो हेतुर्न भवति किरीटी न च युवाम् ।
जरासन्धस्योरःस्थलमिव विरूढं पुनरपि
क्रुधा सन्धिं भीमो विघटयति यूयं घटयत ॥ १० ॥

**सहदेवः**-(सानुनयम्) आर्य एवमतिसंभृतक्रोधेषु युष्मासु कदाचित्खिद्यते गुरुः ।

**भीमसेनः**-किं नाम खिद्यते गुरुः । गुरुः खेदमपि जानाति । पश्य ।

तथाभूतां दृष्ट्वा नृपसदसि पाञ्चालतनयां
वने व्याधैः सार्धं सुचिरमुषितं वल्कलधरैः ।
विराटस्यावासे स्थितमनुचितारम्भनिभृतं
गुरुः खेदं खिन्ने मयि भजति नाद्यापि कुरुषु ॥ ११ ॥

तत्सहदेव निवर्तस्व । एवं चातिचिरप्रवृद्धामर्षोद्दीपितस्य भीमस्य वचनाद्विज्ञापय राजानम् ।

**सहदेवः**- आर्य किमिति ।

**भीमसेनः**- एवं विज्ञापय ।

युष्मच्छासनलङ्घनांहसि मया मग्नेन नाम स्थितं
प्राप्ता नाम विगर्हणा स्थितिमतां मध्येऽनुजानामपि ।
क्रोधोल्लासितशोणितारुणगदस्योच्छिन्दतः कौरवा-
नद्यैकं दिवसं ममासि न गुरुर्नाहं विधेयस्तव ॥ १२ ॥

(इत्युद्धतं परिक्रामति ।)

**सहदेवः**- (तमेवानुगच्छन्नात्मगतम्) अये कथमार्यः पाञ्चाल्याश्चतुःशालं प्रविष्टः । भवतु तावदहमत्रैव तिष्ठामि । (इति स्थितः ।)

**भीमसेनः**- (प्रतिनिवृत्यावलोक्य च) सहदेव गच्छ त्वं गुरुमनुवर्तस्व । अहमप्यायुधागारं प्रविश्यायुधसहायो भवामि ।

**सहदेवः** - आर्य नेदमायुधागारं पाञ्चाल्याश्चतुःशालमिदम् ।

**भीमसेनः** - (सवितर्कम्) किं नाम नेदमायुधागारं पाञ्चाल्याश्चतुःशालमिदम् । (किंचिद्विहस्य सहर्षम्) आमन्त्रयितव्या मया पाञ्चाली । (सप्रणयं सहदेवं हस्ते गृहीत्वा) वत्स आगम्यताम् । यदार्यः कुरुभिः सन्धानमिच्छन्नस्मान्पीडयति तद्भवानपि पश्यतु ।

(उभौ प्रवेशं नाटयतः)

**सहदेवः**- आर्य इदमासनमास्तीर्णम् । अत्रोपविश्य प्रतिपालयत्वार्यः कृष्णागमनम् ।

ડગલે ને પગલે રાજા (યુધિષ્ઠિર) રોકતા ન હોત, તો તમારો કયો નાનો ભાઈ શત્રુતા બાંધતા ધૃતરાષ્ટ્રપુત્રોને માફ કરી દેત ? (૯)

**ભીમસેન** – આ આવું (જ) છે. આથી જ હું આજથી માંડીને તમારાથી જુદો પડું છું.

કુરુઓ સાથે ખરેખર મારે બાળપણથી વેર વધતું આવ્યું છે. ત્યાં આર્ય હેતુ નથી, અર્જુન (પણ) નહિ અને તમે બંને (ભાઈઓ પણ) નથી. દૃઢ રીતે થયેલી સંધિ પણ જરાસંધની સાથળની જેમ, ક્રોધથી આ ભીમ તોડી નાંખે છે, તમે ફરીથી જોડી લેજો. (૧૦)

**સહદેવ** – (આજીજી સાથે) આર્ય, તમે ધારણ કરેલા અતિક્રોધથી ક્યારેક વડીલ (મોટાભાઈ)ને દુઃખ થાય છે.

**ભીમસેન** – વડીલને શેનું દુઃખ થાય ? વડીલ દુઃખને જાણે પણ છે ! જો.

રાજસભામાં એવી દશાને પામેલી પાંચાલીને જોઈને, વનમાં વલ્કલ ધારણ કરેલા (આપણે) શિકારીઓ સાથે ઘણો લાંબો સમય રહ્યાં (એ જોઈને), વિરાટના આવાસમાં અયોગ્ય કાર્ય સાથે છૂપા વેશે રહ્યાં (એ જોઈને), વડીલ, (અપમાનથી) દુઃખી એવા મારી ઉપર ખેદ પ્રગટ કરે છે પણ આજે ય કૌરવો ઉપર (ક્રોધ) બતાવતા નથી !? (૧૧)

તો સહદેવ, પાછો ફર. ઘણા લાંબા સમયથી વધતા ક્રોધથી ઉશ્કેરાયેલા ભીમનાં વચનોથી (તે) રાજાને આમ જણાવી દે.

**સહદેવ** – શું (કહું), આર્ય ?

**ભીમસેન** – આમ જણાવી દે.

તમારા આદેશનું ઉલ્લંઘન કરવાના પાપમાં હું ડૂબેલો રહ્યો. મર્યાદામાં રહેલા નાના ભાઈઓમાં હું નિંદા પામ્યો. ક્રોધથી ઉછાળેલી અને લોહીથી લાલ બનેલી ગદાવાળો હું કૌરવોનો નાશ કરું છું ત્યારે આજે એક દિવસ તમે મારા વડીલ નથી, ને હું તમારો આજ્ઞાપાલક નથી. (૧૨)

(કઠોરતાથી ફરે છે.)

**સહદેવ** – (તેની પાછળ જતાં, મનમાં) અરે, શું આર્ય પાંચાલીના આવાસમાં પ્રવેશી ગયા ! ભલે ત્યારે, હું અહીં જ ઊભો રહું. (ઊભો રહે છે.)

**ભીમસેન** – (પાછો ફરીને અને જોઈને) સહદેવ, તું જા. વડીલને અનુસર. હું પણ શસ્ત્રાગારમાં જઈને શસ્ત્ર લઈ આવું.

**સહદેવ** – આર્ય, આ શસ્ત્રાગાર નથી, આ (તો) પાંચાલીનો આવાસ છે.

**ભીમસેન** – (વિચાર કરીને) શું આ શસ્ત્રાગાર નથી, આ પાંચાલીનો આવાસ છે ? (સહેજ હસીને, આનંદ સાથે) મારે પાંચાલીની વિદાય લેવી જોઈએ. (સ્નેહથી સહદેવને પકડીને) વત્સ, આવ. કુરુઓ સાથે સંધિ ઇચ્છતા આર્ય અમને પીડે છે, તે આપ પણ જુઓ.

(બંને પ્રવેશનો અભિનય કરે છે.)

**સહદેવ** – આર્ય, આ આસન પાથરેલું છે. અહીં બેસીને કૃષ્ણાગમનની રાહ જુઓ.

**भीमसेनः** - (उपविश्य) वत्स कृष्णागमनमित्यनेनोपोद्घातेन स्मृतम् । अथ भगवान्कृष्णः केन पणेन सन्धिं कर्तुं सुयोधनं प्रति प्रहितः ।

**सहदेवः** - आर्य पञ्चभिर्ग्रामैः ।

**भीमसेनः** - (कर्णौ पिधाय) अहह हन्त देवस्याजातशत्रोरप्ययमीदृशस्तेजोपकर्ष इति तत्सत्यं कम्पितमिव मे हृदयम् । (परिवृत्य स्थित्वा) तद्वत्स न त्वया कथितं न मया श्रुतम् ।

**यत्तदूर्जितमत्युग्रं क्षात्रं तेजोऽस्य भूपतेः ।**
**दीव्यताक्षैस्तदानेन नूनं तदपि हारितम् ॥ १३ ॥**

(नेपथ्ये)

समाश्वसितु समाश्वसितु भट्टिनी

**सहदेवः** - (नेपथ्याभिमुखमवलोक्यात्मगतम्) अये कथं याज्ञसेनी मुहुरुपचीयमानबाष्पपटलस्थगितनयना आर्यसमीपमुपसर्पति । तत्कष्टतरमापतितम् ।

**यद्वैद्युतमिव ज्योतिरार्ये क्रुद्धेऽद्य संभृतम् ।**
**तत्प्रावृडिव कृष्णेयं नूनं संवर्धयिष्यति ॥ १४ ॥**

(ततः प्रविशति यथानिर्दिष्टा द्रौपदी चेटी च ।)

(द्रौपदी सास्रं निश्वसिति ।)

**चेटी** - समाश्वसितु समाश्वसितु भट्टिनी । अपनेष्यति ते मन्युं नित्यानुबद्धकुरुवैरः कुमारो भीमसेनः ।

**द्रौपदी** - हञ्जे बुद्धिमतिके भवत्येतद्यदि महाराजस्य प्रतिकूलो भविष्यति ।

**चेटी** - (विलोक्य) एष कुमारस्तिष्ठति तदेनमुपसर्पतु भट्टिनी ।

**द्रौपदी** - हञ्जे एवं कुर्वः इति । (इति परिक्रामतः ।)

**चेटी** - (उपसृत्य) जयतु जयतु कुमारः ।

**भीमसेनः** - (अशृण्वन्) यत्तदूर्जितम् इति पुनः पठति ।

**चेटी** - (परिवृत्य) भट्टिनि परिकुपित इव कुमारः लक्ष्यते ।

**द्रौपदी** - हञ्जे यद्येवं तदवधीरणाप्येषा मामाश्वासयति । तदुपविष्टा भूत्वा शृणोमि तावन्नाथस्य व्यवसितम् ।

(उभे तथा कुरुतः ।)

**भीमसेनः** - (सक्रोधम् । सहदेवमधिकृत्य) किं नाम पञ्चभिर्ग्रामैः सन्धिः ।

**मन्थामि कौरवशतं समरे न कोपाद्-**
**दुःशासनस्य रुधिरं न पिबाम्युरस्तः ।**
**संचूर्णयामि गदया न सुयोधनोरू**
**सन्धिं करोतु भवतां नृपतिः पणेन ॥ १५ ॥**

**ભીમસેન** – (બેસીને), વત્સ, 'કૃષ્ણાગમન' એવા (તારા) શબ્દપ્રયોગથી યાદ આવ્યું. ભગવાન કૃષ્ણ કઈ શરત સાથે સંધિ કરવા દુર્યોધન પાસે ગયા છે ?

**સહદેવ** – આર્ય, પાંચ ગામડાંથી.

**ભીમસેન** – (કાન ઢાંકીને) અરેરે, મહારાજ અજાતશત્રુના પણ તેજનો આવો ક્ષય થાય છે એમ (વિચારતાં) સાચોસાચ, મારું હૃદય કંપે છે. (પાછો ફરી, ઊભો રહીને) તો વત્સ, (જાણી લે કે આ પ્રમાણે) તેં કહ્યું નથી, મેં સાંભળ્યું નથી.

આ રાજાનું મેળવેલું જે એકદમ ઉગ્ર ક્ષાત્રતેજ હતું તે પણ પાસાથી જુગાર રમનારા આમણે ગુમાવી દીધું. (૧૩)

(નેપથ્યમાં)

સ્વસ્થ થાવ, મહારાણી, સ્વસ્થ થાવ.

**સહદેવ** – (નેપથ્ય તરફ જોઈને, મનમાં) અરે, વારંવાર વધતાં આંસુઓના સમૂહથી રુંધાયેલી દૃષ્ટિવાળી યાજ્ઞસેની શું આર્યની પાસે આવી રહી છે ? તો ભારે આફત આવી પડી.

આર્ય ગુસ્સે થયા છે એ (જાણે કે) વીજળીનું તેજ છે. ચોક્કસપણે આ કૃષ્ણા વર્ષાઋતુની જેમ તેને વધારી દેશે. (૧૪)

(ત્યાર પછી નિર્દેશ થયા મુજબની દ્રૌપદી અને ચેટી પ્રવેશે છે.)

(દ્રૌપદી આંસુ સાથે નિસાસો મૂકે છે.)

**ચેટી** – સ્વસ્થ થાવ, મહારાણી, સ્વસ્થ થાવ. કુરુઓ સાથે કાયમનું વૈર ધરાવતા કુમાર ભીમસેન તમારું દુઃખ દૂર કરશે.

**દ્રૌપદી** – અલી બુદ્ધિમતિકા, જો મહારાજની સામા પડે તો આમ બને.

**ચેટી** – (જોઈને) આ કુમાર ઊભા છે. તો મહારાણી, એમની પાસે જાવ.

**દ્રૌપદી** – અલી, (આપણે બંને) આમ કરીએ. (ફરે છે.)

**ચેટી** – (પાસે જઈને) જય થાવ. કુમારનો જય થાવ !

**ભીમસેન** – (ન સાંભળતાં) ('આ રાજાનું –' એ પ્રમાણે (૧ : ૧૩) ફરીથી બોલે છે.)

**ચેટી** – (પાછી ફરીને) મહારાણી, કુમાર ગુસ્સે થયા હોય, તેમ જણાય છે.

**દ્રૌપદી** – અલી, જો આમ હોય તો, આ તિરસ્કાર પણ મને સ્વસ્થતા આપશે. તો બેસીને નાથનું મનોગત સાંભળું.

(બંને તે પ્રમાણે કરે છે.)

**ભીમસેન** – (ક્રોધ સાથે, સહદેવને સંબોધીને) શું પાંચ ગામડાંથી સંધિ ?

યુદ્ધમાં રોષથી સો કૌરવોને હું કચડી ન નાખું ? દુઃશાસનની છાતીમાંથી લોહી ન પીઉં ? ગદાથી સુયોધનની સાથળનો ચૂરો ન કરું ? તમારા રાજા (પાંચ ગામની) શરતને આધારે ભલે સંધિ કરે. (૧૫)

**द्रौपदी** - (सहर्षम् । जनान्तिकम्) नाथ अश्रुतपूर्वं खलु ते ईदृशं वचनम् । तत्पुनरपि तावद्भण ।

**भीमसेनः** - (अशृण्वन्नेव) (मथ्नामि कौरवशतं इति पुनः पठति ।)

**सहदेवः** - आर्य किं महाराजस्य सन्देशोऽव्युत्पन्न इव गृहीतः ।

**भीमसेनः** - का पुनरत्र व्युत्पत्तिः ।

**सहदेवः** - आर्य एवं गुरुणा सन्दिष्टम् ।

**भीमसेनः** - कस्य ।

**सहदेवः** - सुयोधनस्य ।

**भीमसेनः** - किमिति ।

**सहदेवः** -

**इन्द्रप्रस्थं वृकप्रस्थं जयन्तं वारणावतम् ।**
**प्रयच्छ चतुरो ग्रामान्कंचिदेकं तु पञ्चमम् ॥ १६ ॥**

**भीमसेनः** - ततः किम् ।

**सहदेवः** - तदेवमनया प्रतिनामग्रामप्रार्थनया पञ्चमस्य चाकीर्तनाद्विषभोजन-जतुगृहदाहद्यूतसभाद्यपकारस्थानोद्घाटनमेवेदं मन्ये ।

**भीमसेनः** - (साटोपम्) वत्स एवं कृते किं कृतं भवति ।

**सहदेवः** - आर्य एवं कृते लोके तावत्स्वगोत्रक्षयाशङ्कि हृदयमाविष्कृतं भवति कुरुराजस्यासन्धेयता च दर्शिता भवति ।

**भीमसेनः** - सर्वमप्येतदनर्थकम् । कुरुराजस्य तावदसन्धेयता तदैव निवेदिता यदैवास्माभिरितो वनं गच्छद्भिः सर्वैरेव कुरुकुलस्य निधनं प्रतिज्ञातम् । लोकेऽपि च धार्तराष्ट्रकुलक्षयः किं लज्जाकरो भवताम् । अपि च रे मूर्ख,

**युष्मान्ह्रेपयति क्रोधाल्लोके शत्रुकुलक्षयः ।**
**न लज्जयति दाराणां सभायां केशकर्षणम् ॥ १७ ॥**

**द्रौपदी** - (जनान्तिकम्) नाथ न लज्जन्त एते । त्वमपि तावन्मा विस्मार्षीः ।

**भीमसेनः** - (सस्मरणम्) वत्स कथं चिरयति पाञ्चाली ।

**सहदेवः** - आर्य का खलु वेला तत्रभवत्याः प्राप्तायाः । किं तु रोषावेशवशाद् आगताप्यार्येण नोपलक्षिता ।

**भीमसेनः** - (दृष्ट्वा सादरम्) देवि समृद्धामर्षैरस्माभिरागतापि भवती नोपलक्षिता । अतो न मन्युं कर्तुमर्हसि ।

**દ્રૌપદી** – (આનંદ સાથે, જનાન્તિક) નાથ, તમારું આવું વચન આ પહેલાં (ક્યારેય) સાંભળ્યું નથી. તો તે ફરીથી બોલો.

**ભીમસેન** – (ન જ સાંભળતાં) ('યુદ્ધમાં રોષથી-' એમ (૧.૧૫) ફરીથી બોલે છે.)

**સહદેવ** – આર્ય, શું મહારાજનો સંદેશો નિરર્થક માની લીધો છે ?

**ભીમસેન** – આમાં વળી સાર્થકતા કેવી ?

**સહદેવ** – આર્ય, વડીલે આ પ્રમાણે સંદેશો મોકલ્યો છે.

**ભીમસેન** – કોને ?

**સહદેવ** – સુયોધનને.

**ભીમસેન** – શું (સંદેશો છે) ?

**સહદેવ** –

ઇન્દ્રપ્રસ્થ, વૃકપ્રસ્થ, જયંત, વારણાવત —ચાર ગામડાં અને પાંચમું કોઈ પણ એક આપી દે. (૧૬)

**ભીમસેન** – તેનાથી શું ?

**સહદેવ** – દરેક ગામડાના નામ સાથે માગણી કરનારા આમણે પાંચમાનું નામ ન લઈને વિષભોજન, લાક્ષાગૃહમાં આગ, દ્યૂતસભા વગેરેનાં અપકારસ્થાનો પ્રગટ કરી દીધાં છે એમ (હું) માનું છું.

**ભીમસેન** – (અભિમાન સાથે) વત્સ, એમ થયું હોય તો પણ તેનાથી શું વળ્યું ?

**સહદેવ** – આર્ય, એમ થયું તેનાથી તો પોતાના ગોત્રના નાશની શંકાવાળું (મહારાજનું) હૃદય પ્રગટ થાય છે અને કુરુરાજ સાથેની સંધિની અયોગ્યતા દેખાઈ આવે છે.

**ભીમસેન** – આ બધું જ નકામું છે. કુરુરાજ સાથેની સંધિની અયોગ્યતા તો તે વખતે જ જણાઈ આવી હતી, જ્યારે વનમાં જઈ રહેલા આપણે કુરુકુળના નાશની જ પ્રતિજ્ઞા લીધી હતી. ધૃતરાષ્ટ્રના કુળનો ક્ષય આપને આ દુનિયામાં શું શરમજનક લાગે છે ? વળી હે મૂર્ખ,

ક્રોધથી (અમે) શત્રુના કુળનો નાશ (કરીએ એ) તમને શરમાવે છે. સભામાં પત્નીના વાળ ખેંચાયા હતા એની લાજ નથી આવતી. (૧૭)

**દ્રૌપદી** – (જનાન્તિક) નાથ, આમને શરમ ન આવે, (પરંતુ) તમે ય ભૂલી જતા નહિ.

**ભીમસેન** – (યાદ આવતાં) વત્સ, પાંચાલીને કેમ વાર થઈ ?

**સહદેવ** – આર્ય, એને આવ્યાને ખરેખર કેટલો ય સમય થયો. પરંતુ આવેલી હોવા છતાં રોષના આવેશને કારણે આર્યનું ધ્યાન ન ગયું.

**ભીમસેન** – (જોઈને આદર સાથે) દેવી, તમે આવ્યાં પણ અતિશય રોષને કારણે મારું ધ્યાન ન ગયું, તો તમે માઠું ન લગાડશો.

**द्रौपदी** - नाथ उदासीनेषु युष्मासु मन्युर्न पुनः कुपितेषु ।

**भीमसेनः** - यद्येवमपगतपरीभवमात्मानं समर्थयस्व । (हस्तं गृहीत्वा पार्श्वे समुपवेश्य मुखमवलोक्य) किं पुनरत्रभवतीमुद्विग्नामिवोपलक्षयामि ।

**द्रौपदी** - नाथ किमुद्वेगकारणं युष्मासु सन्निहितेषु ।

**भीमसेनः** - किमिति नावेदयसि । (केशानवलोक्य) अथवा किमावेदितेन ।

**जीवत्सु पाण्डुपुत्रेषु दूरमप्रोषितेषु च ।**
**पाञ्चालराजतनया वहते यदिमां दशाम् ॥ १८ ॥**

**द्रौपदी** - हञ्जे बुद्धिमतिके निवेदय तावन्नाथस्य । कोऽन्यो मम परीभवेन खिद्यते ।

**चेटी** - यद्देव्याज्ञापयति । (भीममुपसृत्य अञ्जलिं बद्ध्वा) कुमार इतोऽप्यधिकमद्य मन्युकारणमासीद्देव्याः ।

**भीमसेनः** - किं नामास्मादप्यधिकतरम् । तत्कथय कथय ।

**कौरव्यवंशदावेऽस्मिन्क एष शलभायते ।**
**मुक्तवेणीं स्पृशन्नेनां कृष्णां धूमशिखामिव ॥ १९ ॥**

**चेटी** - शृणोतु कुमारः । अद्य खलु देवी अम्बासहिता सुभद्राप्रमुखेण सपत्नीवर्गेण परिवृता आर्याया गान्धार्याः पादवन्दनं कर्तुं गतासीत् ।

**भीमसेनः** - युक्तमेतत् । वन्द्याः खलु गुरवः । ततस्ततः ।

**चेटी** - ततः प्रतिनिवर्तमाना भानुमत्या दृष्टा ।

**भीमसेनः** - (सक्रोधम्) आः शत्रोभार्यया दृष्टा । हन्त स्थानं क्रोधस्य देव्याः । ततस्ततः ।

**चेटी** - ततस्तया देवीं प्रेक्ष्य सखीवदनदत्तदृष्ट्या सगर्वमीषद् विहस्य भणितम् ।

**भीमसेनः** - न केवलं दृष्टा उक्ता च । अहो किं कुर्मः । ततस्ततः ।

**चेटी** - अयि याज्ञसेनि पञ्चग्रामाः प्रार्थ्यन्त इति श्रूयते । तत्कस्मादिदानीमपि ते केशा न संयम्यन्ते ।

**भीमसेनः** - सहदेव श्रुतम् ।

**सहदेवः** - आर्य किमिहोच्यते । दुर्योधनकलत्रं हि सा । पश्य ।

**દ્રૌપદી** – નાથ, તમે બેદરકાર હો તો માઠું લાગે, ક્રોધી હો તો નહિ.

**ભીમસેન** – જો એમ હોય તો તારું અપમાન દૂર થઈ ગયું છે, એમ સમજી લે.(હાથ પકડી, પાસે બેસાડી, મુખ જોઈને) તું જાણે વ્યાકુળ હોય, એમ મને કેમ લાગે છે ?

**દ્રૌપદી** – નાથ, તમે હાજર હો, પછી વ્યાકુળતાનું શું કારણ હોય ?

**ભીમસેન** – શું નહિ જણાવે, એમ ? (વાળ જોઈને) અથવા આમાં જણાવવાનું શું હોય ?

પાંડુપુત્રો જીવતા હોય અને દૂર ગયેલા ન હોય, છતાં પાંચાલની રાજકન્યા આ દશામાં રહે છે ! (૧૮)

**દ્રૌપદી** – અલી બુદ્ધિમતિકા, ત્યારે નાથને જણાવી દે. મારા અપમાનથી બીજું કોણ દુઃખી થવાનું છે ?

**ચેટી** – દેવીની જેવી આજ્ઞા. (ભીમની પાસે જઈને, હાથ જોડીને) કુમાર, આનાથી પણ વધુ શોકનું કારણ આજે દેવીને છે.

**ભીમસેન** – શું આનાથી પણ વધુ ? કહે, એ કહે.

કૌરવોના વંશરૂપી વાંસ માટે દાવાનળરૂપી આ (ભીમસેન હાજર) છે. ત્યારે છુટ્ટા કેશવાળી નીલવર્ણની ધૂમશિખા જેવી કૃષ્ણાને સ્પર્શનારો એ કોણ પતંગિયું બન્યો છે ? (૧૯)

**ચેટી** – કુમાર સાંભળો. આજે સુભદ્રા જેમાં મુખ્ય હોય તેવા સપત્નીના સમૂહથી વીંટળાયેલાં દેવી માતાની સાથે આર્યા ગાંધારીને પગે લાગવા ગયાં હતાં.

**ભીમસેન** – એ બરોબર છે. વડીલો ખરેખર પૂજનીય છે. ત્યાર પછી ?

**ચેટી** – પછી પાછાં ફરતાં હતાં ત્યારે ભાનુમતીએ જોયાં.

**ભીમસેન** – (ક્રોધ સાથે) અરે, શત્રુની પત્નીએ જોયાં ? ખરે, દેવીના ક્રોધને યોગ્ય (જ) છે. ત્યાર પછી ?

**ચેટી** – પછી તે (ભાનુમતી) દેવીને જોઈને, સખીના ચહેરા ઉપર નજર રાખીને ગર્વ સાથે સહેજ હસીને બોલી.

**ભીમસેન** – (શું) માત્ર જોયું (જ) નહિ, બોલી પણ ? અરે, શું કરી નાંખીએ ? ત્યાર પછી ?

**ચેટી** – 'અરે યાજ્ઞસેની, પાંચ ગામડાં માગે છે, એમ સાંભળ્યું છે. તો હજુ પણ તારા વાળ કેમ બાંધતી નથી ?'

**ભીમસેન** – સહદેવ, સાંભળ્યું ?

**સહદેવ** – આર્ય, એમાં કહેવાનું શું હોય ? દુર્યોધનની જ પત્ની છે એ. જુઓ.

स्त्रीणां हि साहचर्याद्भवन्ति चेतांसि भर्तृसदृशानि ।
मधुरापि हि मूर्च्छयते विषविटपिसमाश्रिता वल्ली ॥ २० ॥

**भीमसेनः** - बुद्धिमतिके ततो देव्या किमभिहितम् ।

**चेटी** - कुमार यदि परिजनहीना भवेत्तदा देवी भणति ।

**भीमसेनः** - किं पुनरभिहितं भवत्या ।

**चेटी** - मया एवं भणितम् । अयि भानुमति युष्माकममुक्तेषु केशेषु कथमस्माकं देव्याः केशाः संयम्यन्त इति ।

**भीमसेनः** - (सपरितोषम्) साधु बुद्धिमतिके साधु । तदभिहितं यदस्मत्परिजनोचितम् । (स्वाभरणानि बुद्धिमतिकायै प्रयच्छति ।) अत्रभवति पाञ्चालराजतनये श्रूयताम् । अचिरेणैव कालेन,

**चञ्चद्भुजभ्रमितचण्डगदाभिघात-**
**संचूर्णितोरुयुगलस्य सुयोधनस्य ।**
**स्त्यानावनद्धघनशोणितशोणपाणि-**
**रुत्तंसयिष्यति कचांस्तव देवि भीमः ॥ २१ ॥**

**द्रौपदी** - किं नाथ दुष्करं त्वया परिकुपितेन । अनुगृह्णन्त्वेतद्व्यवसितं ते भ्रातरः ।

**सहदेवः** - अनुगृहीतमेतदस्माभिः ।

(नेपथ्ये महान्कलकलः । सर्वे सविस्मयमाकर्णयन्ति ।)

**भीमसेनः** -

**मन्थायस्तार्णवाम्भः प्लुतकुहरवलन्मन्दरध्वानधीरः**
**कोणाघातेषु गर्जत्प्रलयघनघटान्योन्यसङ्घट्टचण्डः ।**
**कृष्णाक्रोधाग्रदूतः कुरुकुलनिधनोत्पातनिर्घातवातः**
**केनास्मिन्सिंहनादप्रतिरसितसखो दुन्दुभिस्ताड्यतेऽयम् ॥ २२ ॥**

(प्रविश्य संभ्रान्तः ।)

**कञ्चुकी** - कुमार एष खलु भगवान्वासुदेवः ।

(सर्वे कृताञ्जलयः समुत्तिष्ठन्ति ।)

**भीमसेनः** - (ससंभ्रमम्) क्वासौ भगवान् ।

**कञ्चुकी** - पाण्डवपक्षपातामर्षितेन सुयोधनेन संयन्तुमारब्धः ।

**(सर्वे संभ्रमं नाटयन्ति ।)**

**भीमसेनः** - किं संयतः ।

સહવાસને કારણે સ્ત્રીઓનાં ચિત્ત પણ પતિ જેવાં થઈ જાય છે. મધુર વેલી પણ વિષવૃક્ષને આશરે હોય તો (લોકોને) બેભાન કરે છે. (૨૦)

**ભીમસેન** – બુદ્ધિમતિકા, ત્યાર પછી દેવીએ શું કહ્યું ?

**ચેટી** – કુમાર, જો સેવક વગરનાં હોય તો જ દેવી બોલે ને.

**ભીમસેન** – તો તેં વળી શું કહ્યું ?

**ચેટી** – મેં આ પ્રમાણે કહ્યું, 'અરે ભાનુમતી, જ્યાં સુધી તમારા વાળ બંધાયેલા છે ત્યાં સુધી અમારી દેવીના કઈ રીતે બંધાય ?'

**ભીમસેન** – (સંતોષ સાથે) વાહ, બુદ્ધિમતિકા, વાહ ! અમારા સેવકને શોભે એવું તેં કહ્યું. (પોતાનાં આભૂષણ બુદ્ધિમતિકાને આપે છે.) માનનીય પાંચાલની રાજકન્યા, સાંભળ. થોડા જ સમયમાં –

હે દેવી, ચંચળ હાથ વડે ઘુમાવેલી ભયંકર ગદાના પ્રહારથી જેની બંને સાથળનો ભુક્કો કરી નાંખ્યો છે એવા સુયોધનના ચીકણા (અને) ચોંટેલા ઘાટા લોહીથી લાલ (બનેલા) હાથવાળો ભીમ, તારા વાળ બાંધશે ! (૨૧)

**દ્રૌપદી** – નાથ, ગુસ્સે થાવ ત્યારે તમારા માટે શું મુશ્કેલ છે ? તમારા ભાઈઓ આ નિર્ણયનો સ્વીકાર કરે.

**સહદેવ** – અમે તો આ સ્વીકારી લીધું છે.

(નેપથ્યમાં મોટો કોલાહલ થાય છે. બધાં આશ્ચર્યથી સાંભળે છે.)

**ભીમસેન** – મંથન વખતે ડહોળાયેલા સમુદ્રનાં પાણી જેની બખોલોમાં ભરાઈ ગયાં છે તેવા હાલતા મન્દરપર્વતના અવાજ જેવો ગંભીર, કોણાઘાત વખતે પ્રલયના વાદળસમૂહ એકબીજા સાથે અફળાય તેના જેવો ભયંકર, કૃષ્ણાના ક્રોધને (જાણે કે) અગાઉથી કહી દેતો, કુરુકુળના નાશને સૂચવતા અશુભ પ્રચંડ પવન જેવો, અમારા સિંહનાદના પડઘા જેવો આ ઢોલ કોણ વગાડે છે ? (૨૨)

(પ્રવેશ કરીને ગભરાયેલો)

**કંચુકી** – કુમાર, ખરેખર આ ભગવાન વાસુદેવ –

(બધાં હાથ જોડીને ઊભાં થઈ જાય છે.)

**ભીમસેન** – (ગભરાટમાં) ક્યાં છે એ ભગવાન ?

**કંચુકી** – પાંડવો તરફના પક્ષપાતથી ગુસ્સે થયેલો સુયોધન (તેમને) બાંધવા લાગ્યો.

(બધાં ગભરાવાનો અભિનય કરે છે.)

**ભીમસેન** – શું બંધાઈ ગયા ?

**कञ्चुकी** - नहि नहि संयन्तुमारब्धः ।

**भीमसेनः** - किं कृतं देवेन ।

**कञ्चुकी** - ततः स महात्मा दर्शितविश्वरूपतेजःसंपातमूर्छितमवधूय कुरुकुलमस्मच्छिबिर-सन्निवेशमनुप्राप्तः । कुमारमविलंबितं द्रष्टुमिच्छति ।

**भीमसेनः** - (सोपहासम्) किं नाम दुरात्मा सुयोधनो भगवन्तं संयन्तुमिच्छति । (आकाशे दत्तदृष्टिः ।) आः दुरात्मन्कुरुकुलपांसन, एवमतिक्रान्तमर्यादे त्वयि निमित्तमात्रेण पाण्डवक्रोधेन भवितव्यम् ।

**सहदेवः** - आर्य किमसौ दुरात्मा सुयोधनो वासुदेवमपि भगवन्तं स्वेन रूपेण न जानाति ।

**भीमसेनः** - वत्स मूढः खल्वयं दुरात्मा कथं जानातु । पश्य ।

**आत्मारामा विहितमतयो निर्विकल्पे समाधौ**
**ज्ञानोद्रेकाद्विघटिततमोग्रन्थयः सत्त्वनिष्ठाः ।**
**यं वीक्षन्ते किमपि तमसां ज्योतिषां वा परस्तात्**
**तं मोहान्धः कथमयममुं वेत्तु देवं पुराणम् ॥ २३ ॥**

आर्य जयन्धर किमिदानीमध्यवस्यति गुरुः ।

**कञ्चुकी** - स्वयमेव गत्वा महाराजस्याध्यवसितं ज्ञास्यति कुमारः ।

(इति निष्क्रान्तः ।)

(नेपथ्ये । कलकलानन्तरम् ।)

भो भो द्रुपदविराटवृष्ण्यन्धकसहदेवप्रभृतयोऽस्मदक्षौहिणीपतयः कौरवचमूप्रधानयोधाश्च शृण्वन्तु भवन्तः ।

**यत्सत्यव्रतभङ्गभीरुमनसा यत्नेन मन्दीकृतं**
**यद्विस्मर्तुमपीहितं शमवता शान्तिं कुलस्येच्छता ।**
**तद्द्यूतारणिसंभृतं नृपवधूकेशाम्बराकर्षणैः**
**क्रोधज्योतिरिदं महत्कुरुवने यौधिष्ठिरं जृम्भते ॥ २४ ॥**

**भीमसेनः** - (आकर्ण्य सहर्षम्) जृम्भतां जृम्भतामप्रतिहतप्रसरमार्यस्य क्रोधज्योतिः ।

**द्रौपदी** - नाथ किमिदानीमेष प्रलयजलधरस्तनितमांसलः क्षणे क्षणे समरदुन्दुभि-स्ताड्यते ।

**भीमसेनः** - देवि किमन्यत् । यज्ञः प्रवर्तते ।

**द्रौपदी** - (सविनयम्) क एष यज्ञः ।

**કંચુકી** – ના, ના. બાંધવાની શરૂઆત કરી.

**ભીમસેન** – દેવે શું કર્યું ?

**કંચુકી** – ત્યાર પછી તે મહાત્મા, દર્શાવેલા (પોતાના) વિશ્વરૂપના તેજના પ્રહારથી મૂર્છા પામેલા કૌરવોનો તિરસ્કાર કરીને આપણી છાવણીમાં આવી ગયા છે. કુમારને તરત (જ) મળવા માગે છે.

**ભીમસેન** – (ઉપહાસ સાથે) પાપી સુયોધન શું ભગવાનને બાંધવા માગે છે એમ ? (આકાશમાં નજર રાખીને) અરે પાપી કુરુવંશકલંક, તું આ રીતે મર્યાદા ઓળંગી ગયો છે ત્યારે (તારા વિનાશમાં) પાંડવનો ક્રોધ તો માત્ર નિમિત્ત થશે.

**સહદેવ** – આર્ય, આ પાપી સુયોધન ભગવાન વાસુદેવને પણ એમના (યથાર્થ) રૂપમાં શું નથી ઓળખતો ?

**ભીમસેન** – વત્સ, ખરેખર આ મૂઢ પાપી કઈ રીતે જાણવાનો ? જો.

આત્મામાં આનંદ લેનારા, નિર્વિકલ્પ સમાધિમાં ચિત્તને રાખનારા, અતિશય જ્ઞાનથી તમોગુણની ગાંઠને છોડી નાખનારા, સત્ત્વગુણમાં શ્રદ્ધાવાળા (મુનિઓ) જેમને અંધકાર અને પ્રકાશથી પર એવા અવર્ણનીય રૂપે જુએ છે, તે અનાદિ દેવને આ મોહથી આંધળો કઈ રીતે જાણી શકે ? (૨૩)

આર્ય, જયન્ધર, હવે વડીલે શું નિર્ણય કર્યો છે ?

**કંચુકી** – કુમાર જાતે જ આવીને મહારાજનો નિર્ણય જાણી લે. (જતો રહે છે.)

(નેપથ્યમાં. કોલાહલ પછી)

અરે, અરે દ્રુપદ, વિરાટ, વૃષ્ણિ, અન્ધક, સહદેવ વગેરે અમારા અક્ષૌહિણી સેનાના નાયકો અને કૌરવસેનાના મુખ્ય યોદ્ધાઓ ! આપ સાંભળો.

સત્યનું વ્રત ભાંગી ન જાય એવા ભયથી યુક્ત ચિત્તવાળા (જેણે) પ્રયત્નપૂર્વક જેને ધીમો પાડ્યો, કુળની સ્વસ્થતા ઇચ્છનારા શાંતિવાળા (જેણે) જેને ભૂલી જવાની ઇચ્છા કરી, એવો તે દ્યૂતના અરણિમાંથી જન્મેલો, એ યુધિષ્ઠિરના ક્રોધનો અગ્નિ રાણીના કેશ અને વસ્ત્રો ખેંચવાને લીધે કુરુઓના મહાવનમાં ફેલાઈ રહ્યો છે. (૨૪)

**ભીમસેન** – (સાંભળીને, આનંદ સાથે) ફેલાતો રહ્યો, અટક્યા વગર આર્યના ક્રોધનો અગ્નિ ફેલાતો રહો.

**દ્રૌપદી** – નાથ, પ્રલયકાળના મેઘગર્જન જેવો ઘેરો યુદ્ધનો દુંદુભિ હવે ક્ષણે ક્ષણે કેમ વાગી રહ્યો છે ?

**ભીમસેન** – દેવી, બીજું શું ? યજ્ઞ ચાલુ થયો છે.

**દ્રૌપદી** – (આશ્ચર્ય સાથે) આ કયો યજ્ઞ ?

**भीमसेनः** - रणयज्ञः । तथा हि -

चत्वारो वयमृत्विजः स भगवान्कर्मोपदेष्टा हरिः ।
संग्रामाध्वरदीक्षितो नरपतिः पत्नी गृहीतव्रता ।
कौरव्याः पशवः प्रियापरिभवक्लेशोपशान्तिः फलं
राजन्योपनिमन्त्रणाय रसति स्फीतं यशोदुन्दुभिः ॥ २५ ॥

**सहदेवः** - आर्य गच्छामो वयमिदानीं गुरुजनानुज्ञाता विक्रमानुरूपमाचरितुम् ।

**भीमसेनः** - वत्स एते वयमुद्यता एवार्यस्यानुज्ञामनुष्ठातुम् । (उत्थाय) देवि गच्छामो वयमिदानीं कुरुकुलक्षयाय ।

**द्रौपदी** - (बाष्पं धारयन्ती) नाथ असुरसमराभिमुखस्य हरेरिव मङ्गलं युष्माकं भवतु ।

**उभौ** - प्रतिगृहीतं मङ्गलवचनमस्माभिः ।

**द्रौपदी** - अन्यच्च नाथ पुनरपि युष्माभिः समरादागत्याहं समाश्वासयितव्या ।

**भीमसेनः** - ननु पाञ्चालराजतनये किमद्याप्यलीकाश्वासनया ।
भूयः परिभवक्लान्तिलज्जाविधुरिताननम् ।
अनिःशेषितकौरव्यं न पश्यसि वृकोदरम् ॥ २६ ॥

**द्रौपदी** - नाथ मा खलु मा खलु याज्ञसेनीपरिभवोद्दीपितकोपानला अनपे(वे)क्षित-शरीराः संचरिष्यथ । यतोऽप्रमत्तसंचरणीयानि रिपुबलानि श्रूयन्ते ।

**भीमसेनः** - अयि सुक्षत्रिये

अन्योन्यास्फालभिन्नद्विपरुधिरवसामांसमस्तिष्कपङ्के
मग्नानां स्यन्दनानामुपरिकृतपदन्यासविक्रान्तपत्तौ ।
स्फीतासृक्पानगोष्ठीरसदशिवशिवातूर्यनृत्यत्कबन्धे
सङ्ग्रामैकार्णवान्तःपयसि विचरितुं पण्डिताः पाण्डुपुत्राः ॥ २७ ॥

(इति निष्क्रान्ताः सर्वे ।)

## इति प्रथमोऽङ्कः ।

**ભીમસેન** – રણયજ્ઞ. આ રીતે –

અમે ચાર પુરોહિત છીએ. એ ભગવાન હરિ કર્મના ઉપદેશક છે. રાજાએ રણયજ્ઞની દીક્ષા લીધી છે. પત્નીએ વ્રત લીધું છે. કૌરવો પશુઓ છે. પ્રિયાને (થયેલા) અપમાનના દુઃખનું શમન (એ) ફળ છે. ક્ષત્રિયોને આમંત્રણ આપવા માટે યશવાળો ઢોલ મોટેથી વાગી રહ્યો છે. (૨૫)

**સહદેવ** – વડીલોની સંમતિ મેળવેલા આપણે હવે પરાક્રમને અનુરૂપ આચરણ કરવા માટે જઈએ.

**ભીમસેન** – વત્સ, આ આપણે આર્યની આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર છીએ. (ઊભો થઈને) દેવી, અમે હવે કુરુકુળના નાશ માટે જઈએ છીએ.

**દ્રૌપદી** – (આંસુ સાથે) નાથ, અસુરસંગ્રામ માટે તૈયાર થયેલા હરિની જેમ તમારું કલ્યાણ થાવ.

**બંને** – (તમારી) મંગળવાણી સ્વીકારી.

**દ્રૌપદી** – અને વળી, નાથ, યુદ્ધમાંથી આવીને ફરીવાર તમારે મને સ્વસ્થ કરવાની.

**ભીમસેન** – અરે પાંચાલની રાજકન્યા, પણ અત્યારે ખોટાં આશ્વાસનથી શું ?

કૌરવોને જેણે નિઃશેષ ન કર્યા હોય એવા (અને તેથી) અપમાન, થાક અને સંકોચથી ઝાંખા ચહેરાવાળા ભીમને ફરીથી (તું) નહિ જુએ. (૨૬)

**દ્રૌપદી** – ખરેખર નહિ નાથ, યાજ્ઞસેનીના અપમાનથી ભભૂકેલા ક્રોધાગ્નિવાળા તમે ખરેખર શરીરની પરવા રાખ્યા વિના ન ફરતા. કારણ કે સાંભળ્યું છે કે શત્રુસેનામાં સાવધપણે ફરવું જોઈએ.

**ભીમસેન** – અરે મજાની ક્ષત્રિયાણી,

એકબીજાની સાથે અફળાવાથી ઘવાયેલા હાથીનાં લોહી, ચરબી, માંસ અને માથાંના કાદવમાં ખૂંપેલા રથ ઉપર પગ મૂકીને પાયદળ સેના પરાક્રમ કરતી હોય ત્યારે (અને) અતિશય લોહીની પાનગોષ્ઠીમાં અશુભ અવાજ કરતી શિયાળવીની તરજો ઉપર ધડ નૃત્ય કરતાં હોય ત્યારે સંગ્રામના સમુદ્રના ઊંડા જળમાં ફરવા માટે પાંડુપુત્રો કુશળ છે. (૨૭)

(બધાં જાય છે.)

**પ્રથમ અંક સમાપ્ત**

# द्वितीयोऽङ्कः ।

(ततः प्रविशति कञ्चुकी ।)

**कञ्चुकी** - आदिष्टोऽस्मि महाराजदुर्योधनेन - विनयन्धर सत्वरं गच्छ त्वम् । अन्विष्यतां देवी भानुमती । अपि निवृत्ता अम्बायाः पादवन्दनसमयात्र वेति । यतस्तां विलोक्य निहताभिमन्यवो राधेयजयद्रथप्रभृतयोऽस्मत्सेनापतयः समरभूमिं गत्वा सभाजयितव्या इति । तन्मया द्रुततरं गन्तव्यम् । अहो प्रभविष्णुता महाराजस्य यन्मम जरसाभिभूतस्य मर्यादामात्रमेवावरोधव्यापारः । अथवा किमिति जरामुपालभेय यतः सर्वान्तःपुरिकाणामयमेव व्यावहारिको वेषश्चेष्टा च । तथाहि ।

**नोच्चैः सत्यपि चक्षुषीक्षितमलं श्रुत्वापि नाकर्णितं**
**शक्तेनाप्यधिकार इत्यधिकृता यष्टिः समालम्बिता ।**
**सर्वत्र स्खलितेषु दत्तमनसा यातं मया नोद्धतं**
**सेवास्वीकृतजीवितस्य जरसा किं नाम यन्मे कृतम् ॥ १ ॥**

(परिक्रम्य दृष्ट्वा । आकाशे) विहङ्गिके अपि श्वश्रूजनपादवन्दनं कृत्वा प्रतिनिवृत्ता भानुमती । (कर्णं दत्त्वा ।) किं कथयसि - आर्य एषा भानुमती देवी पत्युः समरविजयाशंसया निर्वर्तितगुरुदेवपादवन्दना अद्यप्रभृत्यारब्धनियमा बालोद्याने तिष्ठतीति । तद्भद्रे गच्छ त्वमात्मव्यापाराय यावदहमप्यत्रस्थां देवीं महाराजस्य निवेदयामि । (इति परिक्रम्य) साधु पतिव्रते साधु स्त्रीभावेपि वर्तमाना वरं भवती न पुनर्महाराजः योऽयमुद्यतेषु बलवत्स्वबलवत्सु वा वासुदेवसहायेषु पाण्डुपुत्रेष्वरिष्वद्याप्यन्तःपुरविहारमनुभवति । (विचिन्त्य) इदमपरमयथातथं स्वामिनश्चेष्टितम् । कुतः ।

**आ शस्त्रग्रहणादकुण्ठपरशोस्तस्यापि जेता मुने-**
**स्तपायास्य न पाण्डुसूनुभिरयं भीष्मः शरैः शायितः ।**
**प्रौढानेकधनुर्धरारिविजयश्रान्तस्य चैकाकिनो**
**बालस्यायमरातिलूनधनुषः प्रीतोऽभिमन्योर्वधात् ॥ २ ॥**

सर्वथा दैवं नः स्वस्ति करिष्यति । तद्यावदत्रस्थां देवीं महाराजस्य निवेदयामि । (इति निष्क्रान्तः ।)

**विष्कम्भकः ।**

# દ્વિતીય અંક

(કંચુકી પ્રવેશ કરે છે.)

**કંચુકી** – મહારાજ દુર્યોધને (મને) આદેશ આપ્યો છે : વિનયન્ધર, તું જલદી જા. દેવી ભાનુમતીને શોધ. એમનો માતાને નમસ્કાર કરવાનો વિધિ પૂરો થયો કે નહિ ? કારણ કે તેને નિહાળીને, (પછી) યુદ્ધમાં જઈ અભિમન્યુના હત્યારા કર્ણ, જયદ્રથ વગેરે અમારા સેનાપતિઓને સન્માનવા છે.' તો હવે મારે જલદી જલદી જવું જોઈએ. અહો, (આ) મહારાજનો પ્રભાવ છે કે હું ઘડપણથી ઘેરાયેલો છું ત્યારે (મારી ઉંમરની) માત્ર મર્યાદાથી અંતઃપુરની પ્રવૃત્તિ (ચાલ્યા કરે) છે. અથવા આમાં વૃદ્ધાવસ્થાને શેનો દોષ દેવો ? કારણ કે બધા અંતઃપુરવાસીઓનાં વ્યાવહારિક વેશ અને વર્તન (જ) એવાં (મારી માનમર્યાદા સચવાય અને ઉદ્ધતાઈ ન હોય તેવાં) છે.

આંખો હોવા છતાં ઊંચું જોયું નથી (નમ્રતાથી આંખો ઉઠાવી નથી), સાંભળવા છતાં (જાણે કે) સાંભળ્યું નથી (એમ કોઈકવાર રાખ્યું છે). (ચાલવાને) સમર્થ હોવા છતાં ફરજ છે, એથી લાકડી પકડી રાખી છે. (અંતઃપુરમાં) બધે સ્ખલનો તરફ ધ્યાન આપવામાં અક્કડતાથી ચાલ્યો નથી. જીવનભરની સેવા સ્વીકારી છે ત્યારે ઘડપણે મને શું કર્યું છે ? (ઘડપણ ન હતું ત્યારે ય ઘડપણ જેવું વર્તન કરવું પડ્યું છે.) (૧)

(ફરીને, જોઈને. આકાશમાં) વિહંગિકા, સાસુમાને પગે લાગીને ભાનુમતી પાછાં આવી ગયાં છે ? (ધ્યાન આપીને) શું કહે છે ? – 'આર્ય, આ ભાનુમતી દેવી પતિના યુદ્ધવિજયની ઇચ્છાથી વડીલોને પગે લાગ્યા પછી અત્યારથી વ્રત શરૂ કરીને બાલોદ્યાનમાં રહેલાં છે' એમ (કહે છે) ? કલ્યાણી, તું તારે કામે જા, હું પણ 'દેવી આ સ્થળે છે' એની મહારાજને જાણ કરું. (ફરીને) વાહ, પતિવ્રતા, વાહ. સ્ત્રીસ્વભાવ હોવા છતાં પણ આપ યોગ્ય છો, પણ મહારાજ નહિ. શત્રુ તરીકે સજ્જ થયેલા પાંડુપુત્રો બળવાન હોય કે નિર્બળ, પણ વાસુદેવ (તેમની) સહાયમાં છે છતાં હજુ સુધી અંતઃપુરમાં વિહાર અનુભવી રહ્યા છે. (વિચાર કરીને) આ બીજું સ્વામીનું અયોગ્ય કાર્ય. શાથી ?

શસ્ત્રગ્રહણ કર્યું ત્યારથી જેનું પરશુ અટક્યા વગરનું રહ્યું છે એવા તે મુનિ (પરશુરામ)ને પણ જીતી લેનારા આ ભીષ્મને પાંડુપુત્રોએ બાણથી સુવડાવ્યા, તેનાથી આને સંતાપ ન થયો. (પણ) શત્રુપક્ષના અનેક મજબૂત ધનુર્ધારી પરના વિજયથી થાકી ગયેલા, શત્રુએ જેનું ધનુષ્ય કાપી નાખ્યું છે તેવા અને એકલા બાળક અભિમન્યુના વધથી પ્રસન્ન થાય છે. (૨)

દૈવ બધી રીતે અમારું કલ્યાણ કરશે. તો દેવી આ સ્થળે રહેલાં છે, તે મહારાજને જણાવું. (જાય છે.)

**વિષ્કંભક**

(ततः प्रविशत्यासनस्था देवी भानुमती सखी चेटी च ।)

**सखी** - सखि भानुमति कस्मादिदानीं त्वं स्वप्नदर्शनमात्रस्य कृते अभिमानिनो महाराजदुर्योधनस्य महिषी भूत्वैवं विगलितधीरभावातिमात्रं संतप्यसे ।

**चेटी** - भट्टिनि शोभनं भणति सुवदना । स्वपञ्जनः किं न खलु प्रलपति ।

**भानुमती** - हञ्जे एवमेतत् । किन्त्वयं स्वप्नोऽतिमात्रमकुशलदर्शनो मे प्रतिभाति ।

**सखी** - प्रियसखि यद्येवं तत्कथय स्वप्नं येनावामपि प्रतिष्ठापयन्त्यौ धर्मप्रशंसया देवतासंकीर्तनेन दूर्वादिपरिग्रहेण च परिहरिष्यावः ।

**चेटी** - शोभनं खलु भणति सुवदना । अकुशलदर्शनाः स्वप्ना देवतानां प्रशंसया कुशलपरिणामा भवन्तीति श्रूयते ।

**भानुमती** - यद्येवं तत्कथयिष्ये । अवहिता तावद्भव ।

**सखी** - अवहितास्मि । कथयतु प्रियसखी ।

**भानुमनी** - हला भयेन विस्मृतास्मि । तत्तिष्ठ यावत्सर्वं स्मृत्वा कथयिष्यामि । (इति चिन्तां नाटयति ।)

(ततः प्रविशति दुर्योधनः कञ्चुकी च ।)

**दुर्योधनः** - सूक्तमिदं कस्यचित् ।

**गुप्त्या साक्षान्महानल्पः स्वयमन्येन वा कृतः ।**
**करोति महतीं प्रीतिमपकारोऽपकारिणाम् ॥ ३ ॥**

येनाद्य द्रोणकर्णजयद्रथादिभिर्हतमभिमन्युमुपश्रुत्य समुच्छ्वासितमिव नश्चेतसा ।

**कञ्चुकी** - देव नेदमतिदुष्करमाचार्यशस्त्रप्रभावाणाम् । कर्णजयद्रथयोर्वा । का नामात्र श्लाघा ।

**राजा** - विनयन्धर किमाह भवान् एको बहुभिर्बालो लूनशरासनश्च निहत इत्यत्र का श्लाघा कुरुपुङ्गवानामिति । मूढ पश्य ।

**हते जरति गाङ्गेये पुरस्कृत्य शिखण्डिनम् ।**
**या श्लाघा पाण्डुपुत्राणां सैवास्माकं भविष्यति ॥ ४ ॥**

**कञ्चुकी** - (सवैलक्ष्यम्) देव न ममायं सङ्कल्पः । किं तु भवत्पौरुषप्रतीघातोऽस्माभिर्नावलोकितपूर्व इत्यत एवं विज्ञापयामि ।

(આસન ઉપર બેઠેલી દેવી ભાનુમતી, સખી અને ચેટી પ્રવેશ કરે છે.)

**સખી** – સખી ભાનુમતી, સ્વમાની મહારાજ દુર્યોધનનાં મહારાણી થઈને, માત્ર સ્વપ્નદર્શનને આધારે હવે તમે ધીરજ છોડીને, શા માટે વધુ પડતો સંતાપ કરો છો ?

**ચેટી** – મહારાણી, સુવદના ખરું કહે છે. ખરેખર માણસ સ્વપ્નમાં બબડતો નથી શું ?

**ભાનુમતી** - અલી, આ આમ (જ) છે. પરંતુ આ સ્વપ્ન વધુ પડતું અનિષ્ટ દર્શાવતું હોય, તેમ મને લાગે છે.

**સખી** – પ્રિય સખી, જો એ હોય, તો (એ) સ્વપ્ન કહો તો અમે શુભની પ્રતિષ્ઠા કરવા ધર્મકથાથી, દેવસ્તુતિથી અને દુર્વા વગેરે સ્વીકારીને (અનિષ્ટ) દૂર કરીએ.

**ચેટી** – સુવદના ખરું કહે છે. અનિષ્ટસૂચક સ્વપ્નો પણ દેવસ્તુતિથી સારું પરિણામ આપે છે, તેવું સાંભળ્યું છે.

**ભાનુમતી** – જો એમ હોય, તો કહું. તું ધ્યાન આપજે.

**સખી** – હું ધ્યાન આપું છું. પ્રિય સખી, કહો.

**ભાનુમતી** – અલી, ભયને કારણે ભૂલી જાઉં છું. તો ઊભી રહે. બધું યાદ કરીને કહીશ. (વિચારવાનો અભિનય કરે છે.)

(દુર્યોધન અને કંચુકી પ્રવેશે છે.)

**દુર્યોધન** – કોઈએ સાચું કહ્યું છે, કે –

શત્રુ ઉપર ખાનગીમાં કે જાહેરમાં, થોડો કે ઘણો, પોતાના કે બીજાના દ્વારા અપકાર કરવામાં આવે, તો પુષ્કળ આનંદ થાય છે. (૩)

દ્રોણ, કર્ણ, જયદ્રથ વગેરેએ અભિમન્યુને મારી નાંખ્યો, એ સાંભળીને અમારા ચિત્તે જાણે કે (રાહતનો) શ્વાસ લીધો છે.

**કંચુકી** – દેવ, આચાર્ય (દ્રોણ)ના શસ્ત્રપ્રભાવને લીધે આ બહુ અઘરું નથી. તો આ બાબતમાં કર્ણ અને જયદ્રથની વાત (જ) શા માટે કરવી ? (તેમની નાહક પ્રશંસા કરવાથી શું ?)

**રાજા** – વિનયન્ધર, તું શું કહેતો હતો, 'તૂટેલા ધનુષ્યવાળા એકલા બાળકને ઘણાએ (ભેગા થઈને) મારી નાખ્યો, એમાં કુરુશ્રેષ્ઠોનાં વખાણ કેવાં ?' એમ ? મૂર્ખ, જો.

શિખંડીને આગળ કરીને વૃદ્ધ ભીષ્મને હણ્યા, ત્યારે પાંડુપુત્રોની જે પ્રશંસા થઈ, એવી જ અમારી થશે. (૪)

**કંચુકી** – (સંકોચ સાથે) દેવ, મારો આવો ઈરાદો ન હતો. પરંતુ તમારા પૌરુષનો (આવો) અવરોધ અમે આ પહેલાં જોયો નથી, આથી આ પ્રમાણે જણાવું છું.

**राजा** – एवमिदम् ।

**सहभृत्यगणं सबान्धवं सहमित्रं ससुतं सहानुजम् ।**
**स्वबलेन निहन्ति संयुगे न चिरात्पाण्डुसुतः सुयोधनम् ॥ ५ ॥**

**कञ्चुकी** – (कर्णौपिधाय सभयम्) शान्तं पापम् । प्रतिहतममङ्गलम् ।

**राजा** – विनयन्धर किं मयोक्तम् ।

**कञ्चुकी** – सहभृत्यगणं .... पाण्डुसुतं सुयोधनः ॥ इति पठति । एतद्विपरीतमभिहितं देवेन ।

**राजा** – विनयन्धर अद्य खलु भानुमती यथापूर्वं मामनामन्त्र्य वासभवनात्प्रातरेव निष्क्रान्तेति व्याक्षिप्तं मे मनः । तदादेशय तमनुद्देशं यत्रस्था भानुमती ।

**कञ्चुकी** – इत इतो देवः ।

(उभौ परिक्रामतः ।)

**कञ्चुकी** – (पुरोऽवलोक्य समन्ततो गन्धमाघ्राय) देव पश्य पश्य । एतत्तुहिनकण-शिशिरसमीरणोद्वेल्लितबन्धनच्युतशेफालिकाविरचितकुसुमप्रकरम् ईषदालोहितमुग्धवधूकपोलपाटललो-ध्रप्रसूनविजितश्यामलतासौभाग्यम् उन्मीलितबकुलकुन्दकुसुमसुरभिशीतलं प्रभातकालरमणीयमग्रतस्ते बालोद्यानम् । तदवलोकयतु देवः । तथाहि-

**प्रालेयमिश्रमकरन्दकरालकोशैः**
**पुष्पैः समं निपतिता रजनीप्रबुद्धैः ।**
**अर्कांशुभिन्नमुकुलोदरसान्द्रगन्ध-**
**संसूचितानि कमलान्यलयः पतन्ति ॥ ६ ॥**

**राजा** – (समन्तादवलोक्य) विनयन्धर इदमपरममुष्मिन्नुषसि रमणीयतरम् । पश्य ।

**जृम्भारम्भप्रविततदलोपान्तजालप्रविष्टै-**
**र्हस्तैर्भानोर्नृपतय इव स्पृश्यमाना विबुद्धाः ।**
**स्त्रीभिः सार्धं घनपरिमलस्तोकलक्ष्याङ्गरागा**
**मुञ्चन्त्येते विकचनलिनीगर्भशय्यां द्विरेफाः ॥ ७ ॥**

**कञ्चुकी** – देव नन्वेषा देवी भानुमती सुवदनया तरलिकया च पर्युपास्यमाना तिष्ठति । तदुपसर्पतु देवः ।

**राजा** – (दृष्ट्वा) आर्य विनयन्धर गच्छ त्वं साङ्ग्रामिकं मे रथमुपकल्पयितुम् । अहमप्येष देवीं दृष्ट्वानुपदमागत एव ।

**રાજા** – આ તો એવું છે.

સુયોધનને (એના) નોકર, સ્વજન, મિત્ર, પુત્ર, નાનાભાઈ અને લશ્કર સાથે થોડા સમયમાં પાંડુપુત્ર યુદ્ધમાં જ મારી નાખશે. (૫)

**કંચુકી** – (કાન ઢાંકીને, ભય સાથે) પાપ શાંત થાવ ! અમંગલ દૂર થાવ !

**રાજા** – વિનયન્ધર, મેં શું કહ્યું ?

**કંચુકી** – 'સુયોધનને....નાખશે (૨ : ૫)' એમ બોલે છે. આ રીતે દેવે ઊલટું કહ્યું.

**રાજા** – વિનયન્ધર, અગાઉ કહીને જતી હતી, પણ આજે સવારે ભાનુમતી ખરેખર મને કહ્યા વિના ગઈ છે, એથી મારું મન વ્યાકુળ છે. (તેથી આમ બોલાઈ ગયું.) તો જ્યાં ભાનુમતી હોય, તે સ્થળ બતાવ.

**કંચુકી** – આ બાજુ દેવ, આ બાજુ.

(બંને ફરે છે.)

**કંચુકી** – (સામે જોઈને, ચારેય બાજુ સૂંઘીને) જુઓ દેવ, જુઓ. આ ઝાકળવાળા ઠંડા પવનથી હાલતી ડાળીમાંથી ખરેલાં શેફાલિકાના બનેલા ઢગલાવાળું, નવવધૂના ગુલાબી ગાલ જેવા સહેજ લાલ લોધ્ર પુષ્પે જીતી લીધેલી શ્યામલતાની શોભાવાળું, ખીલેલાં બકુલ અને કુન્દ ફૂલોની સુવાસને લીધે શીતળ અને પ્રભાતકાળ હોવાથી સુંદર લાગતું આ બાલોદ્યાન તમારી સામે છે. દેવ, આને જુઓ. કારણ કે –

ઝાકળથી મિશ્રિત પુષ્પરસને કારણે ઊંચાનીચા મધ્યભાગવાળા (અને) રાત્રે ખીલેલાં પુષ્પોની સાથે નીચે પડેલા ભમરાઓ, સૂર્યકિરણથી ખીલેલી કળીઓની અંદરની તીવ્ર સુવાસથી ઓળખાતાં કમળો ઉપર પડે છે. (૬)

**રાજા** – (ચારેય બાજુ જોઈને) વિનયન્ધર, પ્રાતઃકાળમાં આ બીજું વધુ સુંદર (દૃશ્ય). જો.

કળી ખીલવાથી ઊઘડેલી પાંખડીઓની ધાર રૂપી જાળિયામાંથી દાખલ થયેલાં સૂર્યકિરણોથી સ્પર્શાઈને રાજાની જેમ (નોકરોથી સ્પર્શાઈને રાજાની જેમ) જાગૃત થતા (અને) (ભ્રમર –) સ્ત્રીઓ સાથેના ગાઢ સંભોગથી જેનો (હવે) સહેજ (જ) અંગરાગ દેખાય છે તેવા આ ભમરાઓ ખીલેલી કમળવેલના મધ્યભાગની પથારી છોડી રહ્યા છે. (૭)

**કંચુકી** – દેવ, સુવદના અને તરલિકા જેની સેવામાં છે એ દેવી ભાનુમતી ખરેખર અહીં રહેલાં છે. તો દેવ, એમની પાસે જાવ.

**રાજા** – (જોઈને) આર્ય વિનયન્ધર, તું મારો સાંગ્રામિક રથ તૈયાર કરવા જા. હું પણ દેવીને મળીને પાછા પગલે આવું જ છું.

**कञ्चुकी** - एष कृतो देवादेशः । (इति निष्क्रान्तः ।)

**सखी** - प्रियसखि अपि स्मृतं त्वया ।

**भानुमती** - सखि स्मृतम् । अद्य किल प्रमदवन आसीनाया ममाग्रतः केनाप्यतिशयितदिव्यरूपिणा नकुलेनाहिशतं व्यापादितम् ।

**उभे** - (अपवार्य आत्मगतम्) शान्तं पापम् । प्रतिहतममङ्गलम् । (प्रकाशम्) ततस्ततः ।

**भानुमती** - अतिसंतापोपग्रहीतहृदयया विस्मृतं मया । तत्पुनरपि स्मृत्वा कथयिष्ये ।

**राजा** - अहो देवी भानुमती सुवदनातरलिकाभ्यां सह किमपि मन्त्रयमाणा तिष्ठति । भवतु । अनेन लताजालेनान्तरितः शृणोमि तावदासां विश्रब्धालापम् । (इति तथा स्थितः ।)

**सखी** - सखि अलं सन्तापेन । कथयतु प्रियसखी ।

**राजा** - किं नु खल्वस्याः सन्तापकारणम् । अथवानामन्त्र्य मामियमद्य वासभवनान्निष्क्रान्तेति समर्थित एवास्या मया कोपः । अयि भानुमति अविषयः खलु दुर्योधनो भवत्याः कोपस्य । पश्य ।

> **किं कण्ठे शिथिलीकृतो भुजलतापाशः प्रमादान्मया**
> **निद्राच्छेदविवर्तनेष्वभिमुखं नाद्यासि संभाविता ।**
> **अन्यस्त्रीजनसंकथालघुरहं स्वप्ने त्वया लक्षितो**
> **दोषं पश्यसि कं प्रिये परिजनोपालम्भयोग्ये मयि ॥ ८ ॥**

(विचिन्त्य) अथवा ।

> **इयमस्मदुपाश्रयैकचित्ता मनसा प्रेमनिबद्धमत्सरेण ।**
> **नियतं कुपितातिवल्लभत्वात्स्वयमुत्प्रेक्ष्य ममापराधलेशम् ॥ ९ ॥**

तथापि शृणुमस्तावर्त्कि वक्ष्यतीति ।

**भानुमती** - हला अहं ततस्तस्यातिशयितदिव्यरूपिणो नकुलस्य दर्शनोत्सुका जाता ।

**राजा** - (सवैलक्ष्यम्) किं नामातिशयितदिव्यरूपिणो नकुलस्य दर्शनोत्सुका जाता । तत्किमनया पापया माद्रीसुतानुरक्तया वयमेवं विप्रलब्धाः । (सोत्प्रेक्षम् इयमस्मद् -इति

**કંચુકી** – મહારાજના આદેશનો (અમલ) આ થઈ ગયો(એમ માની લો). (જાય છે.)

**સખી** – પ્રિય સખી, તને યાદ આવ્યું કે ?

**ભાનુમતી** – સખી, યાદ આવ્યું. આજે (હું) પ્રમદવનમાં બેઠી હતી, ત્યારે મારી સામે કોઈ એક અતિશય દિવ્યરૂપવાળા નકુળે સો સાપ મારી નાંખ્યા.

**બંને** – (એકબાજુ મનમાં) પાપ શાંત થાવ. અમંગલ દૂર થાવ. (પ્રગટ રીતે) ત્યાર પછી ?

**ભાનુમતી** – હૃદય અતિસંતાપથી ઘેરાઈ ગયું છે, તેથી ભૂલી જાઉં છું. તો ફરીથી, યાદ કરીને કહીશ.

**રાજા** – અરે, દેવી ભાનુમતી સુવદના અને તરલિકા સાથે કંઈક વાત કરી રહી છે. ભલે, આ વેલાઓના સમૂહથી છુપાઈને એમનો એકાન્તનો સંવાદ સાંભળું. (એ પ્રમાણે કરે છે.)

**સખી** – સખી, બહુ દુઃખ ન લગાડ. કહે, પ્રિયસખી.

**રાજા** – આના દુઃખનું કારણ ખરેખર શું હશે ? અથવા મારી રજા સિવાય આજે નિવાસભવનમાંથી જતી રહેલી, તેનાથી મારા માટેના રોષને જ સમર્થન મળે છે. અરે ભાનુમતી, દુર્યોધન તારા કોપનો વિષય ખરેખર નથી. જો.

શું મેં બેદરકારીથી (પણ) કંઠમાંનો (મારો) ભુજલતાનો પાશ શિથિલ કર્યો છે ? શું આજે પણ ઊંઘ ઊડી જાય ત્યારે પડખું ફેરવીને તને અભિમુખ નથી કરી ? સ્વપ્નમાં પણ તેં મને બીજી સ્ત્રી સાથે સહેજ પણ વાત કરતાં જોયો છે ? હે પ્રિયા ! સેવકની જેમ ઠપકો આપવા લાયક મારામાં કયો દોષ તેં જોયો છે ?

(વિચારીને) અથવા –

પ્રેમને કારણે બંધાયેલ રોષવાળા મનથી, અતિશય પ્રેમને કારણે કેવળ મારામાં ચિત્ત રાખનારી તેં નક્કી મારામાં સહેજ અપરાધની (મનથી) કલ્પના કરીને કોપ કર્યો છે. (૯)

તો પણ, તે શું કહે છે, તે સાંભળું.

**ભાનુમતી** – અલી, હું ત્યાર પછી તે અતિશય દિવ્યરૂપી નકુળને જોઈને બેચેન બની ગઈ.

**રાજા** - (મૂંઝવણ સાથે) શું અતિશય દિવ્યરૂપી નકુળને જોઈને બેચેન બની ગઈ ? તો શું માદ્રીપુત્રને પ્રેમ કરીને આ પાપણીએ આ રીતે મને છેતર્યો છે ? (ઉપહાસ સાથે

पठित्वा ।) मूढ दूर्योधन कुलटयाविप्रलभ्यमानमात्मानं बहुमन्यमानोऽधुना किं वक्ष्यसि । ('किं कण्ठ०' इत्यादि पठित्वा । दिशोऽवलोक्य) अहो एतदर्थमेवास्याः प्रातरेव विविक्तस्थानाभिलाषः सखीजनसंकथासु च पक्षपातः । दुर्योधनस्तु मोहादविज्ञातबन्धकीहृदयसारः क्वापि परिभ्रान्तः । आः पापे मत्परिग्रहपांसुले,

**तद्भीरुत्वं तव मम पुरः साहसानीदृशानि**
**श्लाघा सास्मद्वपुषि विनयव्युत्क्रमेऽप्येष रागः ।**
**तच्चौदार्यं मयि जडमतौ चापले कोऽपि पन्थाः**
**ख्याते तस्मिन्वितमसि कुले जन्म कौलीनमेतत् ॥ १० ॥**

**सखी** - ततस्ततः ।

**भानुमती** - तत उज्झित्वा तदासनस्थानं लतामण्डपं प्रविष्टा । ततः सोऽपि मामनुसरन्नेव लतामण्डपं प्रविष्टः ।

**राजा** - अहो कुलटोचितमस्याः पापाया अशालीनत्वम् ।

**यस्मिंश्चिरप्रणयनिर्भरबद्धभाव-**
**मावेदितो रहसि मत्सुरतोपभोगः ।**
**तत्रैव दुश्चरितमद्य निवेदयन्ती**
**ह्रीणासि पापहृदये न सखीजनेऽस्मिन् ॥ ११ ॥**

**उभे** - ततस्ततः ।

**भानुमती** - ततस्तेन सगर्वं प्रसारितकरेणापहृतं मे स्तनांशुकम् ।

**राजा** - (विचिन्त्य) सगर्वं प्रसारितकरेणापहृतं मे स्तनांशुकम् । (सक्रोधम्) अलमतः परं श्रुत्वा । भवतु तावत्तस्य परवनितास्कन्दनप्रगल्भस्य माद्रीसुतहतकस्य जीवितमपहरामि (किंचिद्गत्वा । विचिन्त्य) अथवा इयमेव तावत्पापशीला प्रथममनुशासनीया । (इति निवर्तते ।)

**उभे** - ततस्ततः ।

**भानुमती** - ततोऽहमार्यपुत्रस्य प्रभातमङ्गलतूर्यरवमिश्रेण वारविलासिनीसङ्गीतशब्देन प्रतिबोधितास्मि ।

**राजा** - (सवितर्कम्) किं नु प्रतिबोधितास्मीति स्वप्नदर्शनमनया वर्णितं भवेत् । (विचिन्त्य) भवतु सखीवचनाद्व्यक्तिर्भविष्यति ।

(उभे सविषादमन्योन्यं पश्यतः ।)

'પ્રેમને કારણે – (૨ : ૯)' બોલીને – ) મૂર્ખ દુર્યોધન, કુલટાથી છેતરાયેલો, તારી જાતને ધન્ય માનતો હવે તું શું કહીશ ? ('શું મેં બેદરકારીથી –' (૨ : ૮) બોલીને – દિશાઓમાં જોઈને) અરે, એટલા જ માટે સવારમાં આને એકાન્ત સ્થળે જવાની ઇચ્છા અને સખીઓ સાથેના વાર્તાલાપમાં રુચિ છે. દુર્યોધન પણ મોહને કારણે વેશ્યાના હૃદયતત્ત્વને ન સમજ્યો અને ક્યાંય ભટક્યા કર્યો. અરે મારા સંપર્કને અભડાવનારી, પાપણી !

મારી પાસે તારી એ ભીરુતા અને આવાં સાહસો ? અમારા દેહ ઉપર ઉપરથી પ્રશંસા અને વિવેકથી વિપરીત આસક્ત ? એવાં મારા તરફ એ ઉદારતા અને ચંચળતાની ન વર્ણવી શકાય એવી પ્રવૃત્તિ ? પેલા વિશુદ્ધ કુળમાં જન્મ અને આ કલંક ? (૧૦)

**સખી** – પછી, પછી ?

**ભાનુમતી** – પછી બેઠકની તે જગ્યા છોડીને (હું) લતામંડપમાં પ્રવેશી. તો એ પણ મને અનુસરતો એ જ લતામંડપમાં પ્રવેશ્યો.

**રાજા** – અરે આ પાપણીનો કુલટાને યોગ્ય અસંસ્કાર !

જેમની પાસે એકાન્તમાં લાંબો સમય પ્રેમથી પરિપૂર્ણ ભાવ સહિત મારી સાથેની રતિક્રીડાઓના ઉપભોગ વર્ણવતી હતી, એ જ સખીઓને તારું હલકું ચરિત્ર જણાવી રહી છે ! પાપી હૃદયવાળી, તને શરમ નથી આવતી ? (૧૧)

**બંને** – ત્યાર પછી ?

**ભાનુમતી** – ત્યાર પછી ઉદ્ધતાઈપૂર્વક હાથ ફેલાવીને મારું સ્તન ઢાંકવાનું વસ્ત્ર ખેંચી લીધું.

**રાજા** – (ચિંતા કરીને) ઉદ્ધતાઈપૂર્વક હાથ ફેલાવીને મારું સ્તન ઢાંકવાનું વસ્ત્ર ખેંચી લીધું. (ક્રોધ સાથે) આનાથી વધુ નહિ સંભળાય. ભલે ત્યારે. પરસ્ત્રીને દૂષિત કરનારા દુષ્ટ માદ્રીપુત્રનું જીવન જ ખેંચી લઉં. (સહેજ જઈને વિચારીને) અથવા આ પાપણીને જ પહેલાં સજા કરવી જોઈએ. (પાછો ફરે છે.)

**બંને** – ત્યાર પછી ?

**ભાનુમતી** – ત્યાર પછી આર્યપુત્ર માટેના પ્રભાતના સૂર્યના મંગળ ધ્વનિથી યુક્ત વારાંગનાઓના સંગીતના અવાજથી હું જાગી ગઈ.

**રાજા** – (તર્ક કરતાં) '(હું) જાગી ગઈ.' એમ (કહે છે), તો શું આ ખરેખર સ્વપ્નદર્શન વર્ણવે છે ? (વિચારતાં) ભલે. સખીઓનાં વચનથી સ્પષ્ટ થશે.

(બંને એકબીજાને વિષાદ સાથે જુએ છે.)

**सुवदना** - यत्किमप्यत्रात्याहितं तद्भागीरथीप्रमुखाणां नदीनां सलिलेनापह्रियताम् । भगवतां ब्राह्मणानामप्याशिषा आहुतिहुतेन प्रज्वलितेन भगवता हुताशनेन च नश्यतु ।

**राजा** - अलं विकल्पेन । स्वप्नदर्शनमेवैतदनया वर्णितम् । मया पुनर्मन्दधियाऽन्यथैव संभावितम् ।

**दिष्ट्यार्धश्रुतविप्रलम्भजनितक्रोधादहं नो गतो**
**दिष्ट्या नो परुषं रुषार्धकथने किंचिन्मया व्याहृतम् ।**
**मां प्रत्याययितुं विमूढहृदयं दिष्ट्या कथान्तं गता**
**मिथ्यादूषितयानया विरहितं दिष्ट्या न जातं जगत् ॥ १२ ॥**

**भानुमती** - हला कथय किमत्र शुभसूचकम् ।

**सखी चेटी च** - (अन्योन्यमवलोक्य अपवार्य) अत्र नास्ति स्तोकमपि शुभसूचकम् । यद्यत्रालीकं कथयिष्ये तत्प्रियसख्या अपराधिनी भविष्यामि । स एव स्निग्धो जनो यः पृष्टः परुषमपि हितं भणति । (प्रकाशम्) सखि सर्वमेवैतदशुभनिवेदनम् । तद्देवतानां प्रणामेन द्विजातिजनप्रतिग्रहेण चान्तर्यताम् । न खलु दंष्ट्रिणो नकुलस्य वा दर्शनमहिशतवधं च स्वप्ने प्रशंसन्ति विचक्षणाः ।

**राजा** - अवितथमाह सुवदना । नकुलेन पन्नगशतवधः स्तनांशुकापहरणं च नियतमरिष्टोदर्कं तर्कयामि ।

**पर्यायेण हि दृश्यन्ते स्वप्नाः कामं शुभाशुभाः ।**
**शतसंख्या पुनरियं सानुजं स्पृशतीव माम् ॥ १३ ॥**

(वामाक्षिस्पन्दनं सूचयित्वा) आः ममापि नाम दुर्योधनस्यानिमित्तानि हृदयक्षाममावेदयन्ति । (सावष्टम्भम्) अथवा भीरुजनहृदयप्रकम्पनेषु का गणना दुर्योधनस्यैवंविधेषु । गीतश्चायमर्थोऽङ्गिरसा ।

**ग्रहाणां चरितं स्वप्नोऽनिमित्तान्युपयाचितम् ।**
**फलन्ति काकतालीयं तेभ्यः प्राज्ञा न बिभ्यति ॥ १४ ॥**

तद्भानुमत्याः स्त्रीस्वभावसुलभामलीकाशङ्कामपनयामि ।

**भानुमती** - हला सुवदने पश्य तावदुदयगिरिशिखरान्तरितविमुक्तरथवरो विगलितसन्ध्यारागप्रसन्नदुरालोकमण्डलो जातो भगवान्दिवसनाथः ।

**सखी** - सखि रोषाणितकनकपत्रसदृशेन लताजालान्तरोपहितकिरणनिवहेन पिञ्जरितोद्यानभूमिभागो दुःप्रेक्षणीयो भगवान्सहस्ररश्मिः संवृत्तः । तत्समयस्ते लोहितचन्दनकुसुमगर्भेणार्घेण पर्युपस्थातुम् ।

**સુવદના** – જો આમાં કંઈક અશુભ થાય, તો ગંગા જેમાં મુખ્ય હોય તેવી નદીઓનાં પાણીથી દૂર થાવ. પૂજનીય બ્રાહ્મણોના આશીર્વાદથી અને આહુતિઓના હોમથી પ્રજ્વલિત બનેલા ભગવાન અગ્નિથી નાશ પામો.

**રાજા** – બીજું વિચારવાનું રહેવા દો. આણે સ્વપ્નદર્શન જ વર્ણવ્યું છે. ટૂંકી બુદ્ધિવાળો હું જ બીજી રીતે વિચારવા લાગ્યો.

સદ્‌ભાગ્યે અર્ધી સાંભળેલી (વાત)થી છેતરાઈને જન્મેલા ક્રોધથી હું (ભાનુમતી પાસે) ન ગયો. સદ્‌ભાગ્યે અર્ધા કથનને આધારે ગુસ્સાથી મેં કશું કઠોર કહ્યું નહિ. સદ્‌ભાગ્યે જડ હૃદયવાળા મને વિશ્વાસ પડે એ રીતે વાત પૂરી થઈ. સદ્‌ભાગ્યે જગત, મિથ્યા દોષવાળી (માનેલી) આ (પ્રિયા)ના વગરનું ન બન્યું. (૧૨)

**ભાનુમતી** – અલી કહે, આમાં શુભસૂચક શું છે ?

**સખી અને ચેટી** – (એકબીજાને જોઈને, એકબાજુએ) આમાં સહેજ પણ શુભસૂચક નથી. જો આમાં ખોટું કહું તો તે પ્રિયસખીની અપરાધી બનું. એ જ સ્નેહીજન છે જે પૂછવામાં આવે ત્યારે કઠોર હોય તો પણ હિતકારક જ કહે. તો દેવોને વંદન અને બ્રાહ્મણોને દાનથી (અશુભ) દૂર થાવ ! સ્વપ્નમાં દાઢવાળા નોળિયાનું દર્શન અથવા સો સર્પનો વધ ખરેખર બુદ્ધિશાળીઓ વખાણતા નથી.

**રાજા** – સુવદના સાચું કહે છે. નોળિયા દ્વારા સો સર્પનો વધ અથવા સ્તન ઢાંકવાનું વસ્ત્ર દૂર કરવાની બાબત ચોક્કસ અપશુકનિયાળ છે, એમ માનું છું.

શુભ અને અશુભ સ્વપ્ન ઘણુંખરું વારાફરતી દેખાયા કરે છે. પરંતુ ૧૦૦ની સંખ્યા જાણે કે નાના ભાઈઓ સાથે મને લાગુ પડે છે. (૧૩)

(ડાબી આંખનું સ્પંદન સૂચવીને) અરે, મને, દુર્યોધનને પણ અપશુકન હૃદયક્ષોભ પ્રગટાવે છે ? (મક્કમતા સાથે) અથવા ડરપોકના હૃદયને કંપાવે એવા આ પ્રકારના (અપશુકનો)ની દુર્યોધન પાસે શી વિસાત ? અંગિરસે આ બાબત જણાવી છે–

ગ્રહોની ગતિ, સ્વપ્ન, અપશુકન, માનતા – (આ બધું) કાકતાલીયપણે (= આકસ્મિક રીતે) ફળે છે. ડાહ્યા પુરુષો તેનાથી ડરતા નથી. (૧૪)

તો ભાનુમતીની સ્ત્રીસ્વભાવસહજ ખોટી શંકાને દૂર કરું.

**ભાનુમતી** – અલી સુવદના, જો. ઉદયપર્વતના શિખરમાંથી બહાર નીકળેલા રથવાળા ભગવાન સૂર્ય, ઉષાકાળની લાલાશ ઓસરી જતાં ચમકતા અને દુર્લક્ષ્ય બિમ્બવાળા બન્યા છે.

**સખી** – સખી, કસોટીના પથ્થર પર ચડેલા સુવર્ણપત્ર સમાન, લતાસમૂહોને લીધે રોકાયેલાં કિરણોને લીધે જેમણે ઉદ્યાનના ભૂમિભાગોને લાલાશ પડતા પીળા બનાવ્યા છે તેવા ભગવાન સૂર્ય જોવા માટે મુશ્કેલ બન્યા છે. તો તારે માટે લાલ ચંદન અને પુષ્પવાળા અર્ઘ્યથી (તેમને) પૂજવાનો આ સમય છે.

**भानुमती** - हञ्जे तरलिके उपनय मेऽर्घ्यभाजनं यावद्भगवतः सहस्ररश्मेः सपर्यां निर्वर्तयामि ।

**चेटी** - यद्देव्याज्ञापयति । (इति निष्क्रान्ता ।)

**राजा** - अयमेव साधुतरोवसरः प्रियासमीपमुपगन्तुम् ।

(इत्युपसर्पति ।)

(प्रविश्य)

**चेटी** - भट्टिनि इदमर्घ्यभाजनम् । तन्निवर्त्यतां भगवतः सहस्ररश्मेः सर्पया ।

**सखी** - (विलोक्यात्मगतम्) कथं महाराज आगतः । हन्त जातोस्या नियमभङ्गः ।

(राजा उपसृत्य संज्ञया परिजनमुत्सार्य स्वयमेवार्घ्यपात्रं गृहीत्वा ददाति ।)

**भानुमती** - (दिनकराभिमुखी भूत्वा) भगवन् अम्बरमहासरएकसहस्रपत्र पूर्वदिशावधू-मुखमण्डलकुङ्कुमविशेषक सकलभुवनैकरत्नप्रदीप यदत्र स्वप्नदर्शने किमप्यत्याहितं तद्भगवतः प्रणामेन सभ्रातृकस्यार्यपुत्रस्य कुशलपरिणामि भवतु । (अर्घ्यं दत्वा) हञ्जे तरलिके उपनय मे कुसुमानि अपरासामपि देवतानां सपर्यां निर्वर्तयामि । (हस्तौ प्रसारयति ।)

(राजा पुष्पाण्युपनयति । स्पर्शसुखमभिनीय च कुसुमानि भूमौ पातयति ।)

**भानुमती** - (सरोषम्) अहो प्रमादः परिजनस्य । (परिवृत्य दृष्ट्वा ससंभ्रमम्) कथमार्यपुत्रः ।

**राजा** - देवि अनिपुणः परिजनोऽयमेवंविधे सेवावकाशे । तत्प्रभवत्यत्रानुशासने देवि ।

**भानुमती** - (लज्जां नाटयति ।)

**राजा** - अयि प्रिये

**विकिर धवलदीर्घापाङ्गसंसर्पि चक्षुः**
**परिजनपथवर्तिन्यत्र किं संभ्रमेण ।**
**स्मितमधुरमुदारं देवि मामालपोच्चैः**
**प्रभवति मम पाण्योरञ्जलिः सेवितुं त्वाम् ॥ १५ ॥**

**भानुमती** - आर्यपुत्र अभ्यनुज्ञातायास्त्वया अस्ति मे कस्मिन्नपि नियमेऽभिलाषः ।

**राजा** - श्रुतविस्तार एवास्मि भवत्याः स्वप्नवृत्तान्तं प्रति । तदलमेवं प्रकृतिसुकुमारमात्मानं खेदयितुम् ।

**ભાનુમતી** – અલી તરલિકા, મારું અર્ધ્યપાત્ર લાવ. જેથી હું ભગવાન સૂર્યની પૂજા કરી શકું.

**ચેટી** – જેવી દેવીની આજ્ઞા. (જાય છે.)

**રાજા** – પ્રિયાની પાસે જવાનો આ વધુ સારો અવસર છે.

(પાસે જાય છે.)

**ચેટી** – મહારાણી, આ રહ્યું અર્ધ્યપાત્ર. તો ભગવાન સૂર્યની પૂજા કરો.

**સખી** – (જોઈને, મનમાં) શું મહારાજ આવી ગયા ? અરેરે, આનો નિયમ તૂટશે ?

(રાજા, પાસે આવીને, નિશાનીથી પરિજનને દૂર કરીને જાતે જ અર્ધ્યપાત્ર લઈને આપે છે.)

**ભાનુમતી** – (સૂર્યની અભિમુખ થઈને) હે ભગવાન, આકાશરૂપી સરોવરના એકમાત્ર સહસ્રદલ (કમળ), પૂર્વદિશારૂપી વધૂની મુખાકૃતિના કુંકુમવિશેષક, સમગ્ર ભવનના એકમાત્ર રત્નદીપક ! સ્વપ્નદર્શનમાં કંઈક અશુભ (જોયું) છે, તો ભગવાનને પ્રણામ કરવાથી આર્યપુત્રનું ભાઈઓ સાથે કુશળ થાવ. (અર્ધ્ય આપીને) અલી તરલિકા, મને પુષ્પો આપ. બીજા દેવોની પણ પૂજા કરું. (હાથ ફેલાવે છે.)

(રાજા પુષ્પો આપે છે. સ્પર્શસુખનો અભિનય કરીને પુષ્પો ભૂમિ ઉપર પાડે છે.)

**ભાનુમતી** – (રોષ સાથે) અરે સેવકોની કેવી બેદરકારી ! (પાછળ ફરીને, જોઈને, ગભરાટ સાથે) શું આર્યપુત્ર ?

**રાજા** – દેવી, આ પ્રકારની સેવાના કાર્યમાં આ સેવક કુશળ નથી. તો દેવીએ સજા કરવી જોઈએ.

**ભાનુમતી** – (લજ્જાનો અભિનય કરે છે.)

**રાજા** -

હું સેવકના (આચાર)માર્ગમાં રહેલો છું. ત્યારે (તારી) ધવલ અને દીર્ઘ ખૂણા સુધીની નજર (મારા તરફ) ફેરવ. ગભરાય છે શાથી ? દેવી, સ્મિતને લીધે મધુર લાગે એમ સ્પષ્ટપણે મારી સાથે બોલ. મારા બે હાથની અંજલિ તારી સેવા કરવા સમર્થ છે. (૧૫)

**ભાનુમતી** – આર્યપુત્ર. તમારી આજ્ઞા મેળવીને એક ખાસ વ્રત કરવાની મારી ઈચ્છા છે.

**રાજા** – મેં તારો સ્વપ્નવૃત્તાન્ત વિસ્તારથી સાંભળ્યો છે. તો સ્વભાવથી સુકોમળ તારી જાતને કષ્ટ આપવું રહેવા દે.

भानुमती - आर्यपुत्र अतिमात्रं मां शङ्का बाधते । तदनुमन्यतां मामार्यपुत्रः ।

राजा - (सगर्वम्) देवि अलमनया शङ्कया । पश्य ।

किं नो व्याप्तदिशां प्रकम्पितभुवामक्षौहिणीनां फलं
किं द्रोणेन किमङ्गराजविशिखैरेवं यदि क्लाम्यसि ।
भीरु भ्रातृशतस्य मे भुजवनच्छायां सुखोपस्थिता
त्वं दुर्योधनकेसरीन्द्रगृहिणी शङ्कास्पदं किं तव ॥ १६ ॥

भानुमती - आर्यपुत्र न खलु किमपि मे शङ्काकारणं युष्मासु सन्निहितेषु । किंत्वार्यपुत्रस्यैव मनोरथसंपत्तिमभिनन्दामि ।

राजा - अयि सुन्दरि एतावन्त एव मनोरथा यदहं दयितया सङ्गतः स्वेच्छया विहरामीति । पश्य ।

प्रेमाबद्धस्तिमितनयनापीयमानाब्जशोभं
लज्जायोगादविशदकथं मन्दमन्दस्मितं वा ।
वक्त्रेन्दुं ते नियममुषितालक्तकाग्राधरं वा
पातुं वाञ्छा परमसुलभं किं नु दुर्योधनस्य ॥ १७ ॥

(नेपथ्ये महान्कलकलः । सर्वे आकर्णयन्ति ।)

भानुमती - (सभयं राजानं परिष्वज्य) परित्रायतां परित्रायतामार्यपुत्रः ।

राजा - (समन्तादवलोक्य) प्रिये अलं संभ्रमेण । पश्य ।

दिक्षु व्यूढाङ्घ्रिपाङ्गस्तृणजटिलचलत्पांशुदण्डोऽन्तरिक्षे
झाङ्कारी शर्करालः पथिषु विटपिनां स्कन्धकाषैः सधूमः ।
प्रासादानां निकुञ्जेष्वभिनवजलदोद्गारगम्भीरधीर-
श्चण्डारम्भः समीरो वहति परिदिशं भीरु किं संभ्रमेण ॥ १८ ॥

सखी - महाराजः प्रविशत्विमं दारुपर्वतप्रासादम् । उद्वेगकारी खल्वयमुत्थितपरुषरजःकलुषीकृतनयन उन्मूलिततरुवरशब्दवित्रस्तमन्दुरापरिभ्रष्टवल्लभतुरङ्गमपर्याकुलीकृतजनपद्धतिभीषणः समीरणासारः ।

राजा - (सहर्षम्) उपकारि खल्विदं वात्याचक्रं सुयोधनस्य । यस्य प्रसादादयत्नपरित्यक्तनियमया देव्या संपादितोऽस्मन्मनोरथः । कथमिति ।

ભાનુમતી – આર્યપુત્ર, મને (કુ)શંકાને કારણે વધુ પડતી પીડા થાય છે. તો આર્યપુત્ર, મને સંમતિ આપો.

રાજા – (અભિમાન સાથે) દેવી, આવી શંકા ન કર. જો,

તું જો (આ રીતે) દુઃખી થાય, તો દિશાઓમાં ફેલાઈ રહેતી અને (આખી) પૃથ્વીને કંપાવનારી (મારી) અક્ષૌહિણી સેનાઓનું શું ફળ ? દ્રોણથી શું ? અંગરાજનાં બાણોનો શો અર્થ ? હે ભીરુ, (તું) મારા સો ભાઈઓની ભુજાઓના વનમાં સુખેથી રહી છે. તું દુર્યોધનરૂપી શ્રેષ્ઠ સિંહની ગૃહિણી છે. તારે ભયનું કારણ (જ) શું છે ? (૧૬)

ભાનુમતી – આર્યપુત્ર, તમે જ્યારે હાજર છો, ત્યારે મારે ખરેખર કોઈ ભયનું કારણ નથી. પરંતુ (હું) આર્યપુત્રના જ મનોરથની સફળતા ઇચ્છું છું.

રાજા – અરે સુંદરી, (અત્યારે તો) મને એટલા જ મનોરથ છે કે હું પ્રેમાળ પત્નીના સંગમાં ઇચ્છા મુજબ વિહાર કરું. જો.

પ્રેમથી ભરપૂર સ્થિર નેત્રથી કમળની શોભાને હરી લેનારું, લજ્જાને કારણે અસ્પષ્ટ કથનવાળું, મંદ મંદ સ્મિતવાળું, વ્રતને કારણે હોઠના આગળના ભાગમાંથી દૂર થયેલા અળતાવાળું, બીજાને માટે દુર્લભ તારું મુખકમળ પીવાની શું દુર્યોધનને ઇચ્છા ન હોય ? (૧૭)

(નેપથ્યમાં મોટો કોલાહલ થાય છે. બધાં સાંભળે છે.)

ભાનુમતી – (ભય સાથે રાજાને ભેટીને) બચાવો, આર્યપુત્ર, બચાવો.

રાજા – (ચારે બાજુ જોઈને) પ્રિયા, ગભરાઈશ નહિ.

દિશાઓમાં વૃક્ષની ડાળીઓને હલાવી નાખનાર, ઘાસથી છવાયેલા (અને) આકાશમાં હાલતા ધૂળના દંડવાળો, ઝાં ઝાં અવાજ કરતો, માર્ગમાં સાકર જેવડા (પથ્થરના) ટુકડાવાળો, વૃક્ષોની ડાળીઓ ઘસાવાથી ધૂમાડાવાળો, મહેલોની નિકુંજોમાં તાજાં વાદળોના અવાજ જેવો ધીરગંભીર (અવાજવાળો), ભયંકર વેગવાળો પવન બધી દિશાઓમાં વહે છે. હે ભીરુ, (તું) ગભરાય છે શાથી ? (૧૮)

સખી – મહારાજ, કાષ્ઠ પર્વત પરના આ મહેલમાં પ્રવેશો. ચિંતા ઊપજાવનારો, ઊડેલી કઠોર રજથી દૃષ્ટિને રુંધી નાખનારો, ઊખડી પડેલાં તરુવરોના અવાજથી ડરીને અશ્વશાળામાંથી નાસી ગયેલા ઉત્તમ અશ્વોથી અસ્તવ્યસ્ત બનેલા જનપથવાળો આ ભયંકર વંટોળિયો છે.

રાજા – (હર્ષપૂર્વક) આ વંટોળિયો ખરેખર સુયોધન ઉપર ઉપકારક બન્યો છે. તેની કૃપાથી સાહજિક રીતે વ્રત છોડીને દેવીએ અમારો મનોરથ પૂરો કર્યો છે. કેમ કે –

**न्यस्ता न भ्रुकुटिर्न बाष्पसलिलैराच्छादिते लोचने**

**नीतं नाननमन्यतः सशपथं नाहं स्पृशन्वारितः ।**

**तन्व्या मग्नपयोधरं भयवशादाबद्धमालिङ्गितं**

**भङ्क्तास्या नियमस्य भीषणमरुन्नायं वयस्यो मम ॥ १९ ॥**

तत्संपूर्णमनोरथस्य मे कामचारः संप्रति विहारेषु । तदितो दारुपर्वतप्रासादमेव गाच्छामः ।

(सर्वे वात्याबाधां रूपयन्तो यत्नतः परिक्रामन्ति ।)

राजा -

**कुरु घनोरु पदानि शनैः शनैरपि विमुञ्च गतिं परिवेपिनीम् ।**

**पतसि बाहुलतोपरिबन्धनं मम निपीडय गाढमुरःस्थलम् ॥ २० ॥**

(प्रवेशं रूपयित्वा) प्रिये अलब्धावकाशः समीरणः संवृतत्वाद्गर्भगृहस्य । विस्रब्धमुन्मीलय चक्षुरुन्मृष्टरेणुनिकरम् ।

भानुमती - (सहर्षम्) दिष्ट्येह तावदुत्पातसमीरणो न बाधते ।

सखी - महाराज आरोहणसंभ्रमनिःसहं प्रियसख्या ऊरुयुगलम् । तत्कस्मादिदानीं महाराज आसनवेदीं न भूषयति ।

राजा - (देवीमवलोक्य) भवति अनल्पमेवापकृतं वात्यासंभ्रमेण । तथाहि ।

**रेणुर्बाधां विधत्ते तनुरपि महतीं नेत्रयोरायतत्वा-**

**दुत्कम्पोऽल्पोऽपि पीनस्तनभरितमुरः क्षिप्तहारं दुनोति ।**

**ऊर्वोर्मन्देऽपि याते पृथुजघनभराद्वेपथुर्वर्धतेऽस्या**

**वात्या खेदं कृशाङ्ग्याः सुचिरमवयवैर्दत्तहस्ता करोति ॥ २१ ॥**

(सर्वे उपविशन्ति ।)

राजा - तत्किमित्यनास्तीर्णं कठिनं शिलातलमध्यास्ते देवी ।

**लोलांशुकस्य पवनाकुलितांशुकान्तं**

**त्वद्दृष्टिहारि मम लोचनबान्धवस्य ।**

**अध्यासितुं तव चिरं जघनस्थलस्य**

**पर्याप्तमेव करभोरु ममोरुयुग्मम् ॥ २२ ॥**

**(प्रविश्य पटाक्षेपेण संभ्रान्तः)**

**कञ्चुकी** - देव भग्नं भग्नम् ।

**(सर्वे सातङ्कं पश्यन्ति ।)**

राजा - किं नाम ।

ભ્રુકુટિ ચડાવી નહીં, આંસુથી આંખને ઢાંકી નહીં, મુખ બીજે ફેરવ્યું નહીં, સ્પર્શ કરતો હોઉં ત્યારે મને સોગંદ આપીને રોક્યો નહિ. ભયના માર્યા સુંદરીએ સ્તનો દબાઈ જાય એ રીતના આલિંગનમાં મને બાંધી લીધો. આના વ્રતને તોડાવનારો આ ભયંકર પવન નથી, પણ મારો મિત્ર છે. (૧૯)

તો (વ્રત તૂટે તેવો) મારો મનોરથ પૂરો થયો છે; એથી હવે વિહાર માટે સ્વચ્છંદતા છે. તેથી અહીંથી કાષ્ઠપર્વત પરના મહેલમાં જ જઈએ.

(બધાં વંટોળિયાના ત્રાસનો અભિનય કરતાં પ્રયત્નપૂર્વક ફરે છે.)

**રાજા** – હે માંસલ જઘનોવાળી, ધીમે ધીમે પગલાં માંડ. કંપતી ગતિ છોડ. (પવનના વેગને કારણે) પડી જઈશ. (આથી) બાહુલતાના (મારા ગળા) ઉપરના બંધન સાથે મારી છાતીને (આલિંગનમાં) જોરથી દબાવ. (૨૦)

(પ્રવેશનો અભિનય કરીને), પ્રિયા, (આ) ગર્ભગૃહ બધી બાજુએ બંધ હોવાથી પવન અંદર આવી શકે તેમ નથી. આંખ ઉપરથી ધૂળ સાફ કરીને, નિરાંતે ખોલ.

**ભાનુમતી** – (આનંદ સાથે) સદ્ભાગ્યે અહીં વંટોળિયો નડે તેમ નથી.

**સખી** – મહારાજ, પ્રિયસખીના જઘનભાગ આરોહણના વેગને સહી શકે તેમ નથી. તો મહારાજ બેઠકને કેમ શોભાવતા નથી ?

**રાજા** – (દેવીને જોઈને) કલ્યાણી, વંટોળિયાએ ભારે ખરાબ કર્યું છે. કેમ કે –

ધૂળનો કણ નાનો હોય તો પણ નેત્રોને (તેમની) વિશાળતાને કારણે ઘણી પીડા આપે છે. થડકાર નાનો હોય તો પણ ઊછળતો હાર ભરાવદાર સ્તનથી ભરેલી છાતીને પીડા આપે છે. ધીમેથી ચાલે છે તો પણ વિશાળ સાથળના ભારને લીધે આના જઘનમાં કંપ વધે છે. (આના) અવયવોની મદદમાં રહેલા વંટોળિયાએ આ કૃશાંગીને લાંબો સમય દુઃખ આપ્યું છે. (૨૧)

(બધાં બેસે છે.)

**રાજા** – પાથર્યા વગરના કઠણ પથ્થરના આસન ઉપર દેવી શા માટે બેઠાં ?

હે હાથીની સૂંઢ જેવા જઘનભાગવાળી, ચંચળ વસ્ત્રવાળા મારાં નેત્રોને ગમી જાય તેવા તારા જઘનભાગને આશ્રય માટે લાંબા સમયથી પર્યાપ્ત છે મારી, પવનથી હાલતા વસ્ત્રના છેડાવાળી અને તારી દૃષ્ટિને હરી લેનારી (આ) સાથળ. (૨૨)

(પટાક્ષેપ સાથે પ્રવેશીને ગભરાટપૂર્વક)

**કંચુકી** – ભાંગી નાખી દેવ, ભાંગી નાખી.

(બધાં ત્રાસ સાથે જુએ છે.)

**રાજા** – શું ?

**कञ्चुकी** - भग्नं भीमेन ।

**राजा** - आः किं प्रलपसि ।

**भानुमती** - आर्य किमनर्थं मन्त्रयसे ।

**कञ्चुकी** - (सभयम्) ननु भग्नं भीमेन भवतः ।

**राजा** - धिक् प्रलपिन् वृद्धापसद कोयमद्य ते व्यामोहः ।

**कञ्चुकी** - देव न खलु कश्चिद् व्यामोहः सत्यमेव ब्रवीमि ।

भग्नं भीमेन भवतो मरुता रथकेतनम् ।
पतितं किङ्किणीक्वाणबद्धाक्रन्दमिव क्षितौ ॥ २३ ॥

**राजा** - बलवत्समीरणवेगात्कम्पिते भुवने भग्नः स्यन्दनकेतुः । तत्किमित्युद्धतं प्रलपसि भग्नं भग्नमिति ।

**कञ्चुकी** - देव न किंचित् । किंतु शमनार्थमस्यानिमित्तस्य विज्ञापयितव्यो देव इति स्वामिभक्तिर्मां मुखरयति ।

**भानुमती** - आर्यपुत्र परिहार्यतामेतदनिमित्तं प्रसन्नब्राह्मणवेदानुघोषेण होमेन च ।

**राजा** - (सावज्ञम्) ननु गच्छ । पुरोहितसुमित्राय निवेदय ।

**कञ्चुकी** - यदाज्ञापयति देवः । (इति निष्क्रान्तः ।)

(प्रविश्य)

**प्रतीहारी** - (सोद्वेगमुपसृत्य) जयतु जयतु महाराजः । महाराज एषा खलु जामातुः सिन्धुराजस्य माता दुःशला च प्रतीहारभूमौ तिष्ठति ।

**राजा** - (किंचिद्विचिन्त्यात्मगतम्) किं जयद्रथमाता दुःशला चेति । कच्चिदभिमन्युवधामर्षितैः पाण्डुपुत्रैर्न किंचिदत्याहितमाचेष्टितं भवेत् । (प्रकाशम्) गच्छ । प्रवेशय शीघ्रम् ।

**प्रतीहारी** - यन्महाराज आज्ञापयति । (इति निष्क्रान्ता ।)

(ततः प्रविशति संभ्रान्ता जयद्रथमाता दुःशला च ।)

(उभे सास्रं दुर्योधनस्य पादयोः पततः ।)

**माता** - परित्रायतां परित्रायतां कुमारः ।

(दुःशला रोदिति ।)

**राजा** - (ससंभ्रममुत्थाप्य) अम्ब समाश्वसिहि समाश्वसिहि किमत्याहितम् । अपि कुशलं समराङ्गणेष्वप्रतिरथस्य जयद्रथस्य ।

કંચુકી – ભીમે ભાંગી નાખી.

રાજા – અરે, શું બબડે છે ?

ભાનુમતી – આર્ય, અર્થ વગરનું કેમ બોલો છો ?

કંચુકી – (ભય સાથે) ખરેખર ભીમે ભાંગી નાખી આપની –

રાજા – ધિક્કાર છે બબડાટ કરનારા નીચ ડોસલા, આજે આ કેવી તારી બુદ્ધિની ભ્રમણા ?

કંચુકી – દેવ, ખરેખર આમાં કોઈ બુદ્ધિની ભ્રમણા નથી. સાચે જ કહું છું.

ઘુઘરીઓના રણકારના ક્રંદનથી જાણે કે ભરેલી રથની ધજા ભીમ ( = ભયંકર) પવને ભાંગી નાખી (અને પછી તે) જમીન ઉપર પડી ગઈ. (૨૩)

રાજા – શક્તિશાળી પવનના વેગે જ્યારે સંસાર કાંપતો હતો ત્યારે રથની ધજા ભાંગી ગઈ. તેમાં 'ભાંગી ગઈ, ભાંગી ગઈ' એમ વિચાર્યા વગર શું બબડે છે ?

કંચુકી – દેવ, આમાં કશું નથી. અપશુકન શમાવવા માટે દેવને જાણ કરવી જોઈએ; એમ મને (મારી) સ્વામિભક્તિ કહેવા પ્રેરે છે.

ભાનુમતી – આર્યપુત્ર, આ અપશુકન પ્રસન્ન બ્રાહ્મણોના મંત્રોચ્ચારથી અને યજ્ઞથી દૂર કરો.

રાજા – (અવગણના સાથે) (તું), ખરેખર જા. પુરોહિત સુમિત્રને જાણ કર.

કંચુકી – જેવી દેવની આજ્ઞા. (જાય છે.)

(પ્રવેશ કરીને)

પ્રતિહારી – (ચિંતા સાથે પાસે જઈને) જય થાવ, મહારાજનો જય થાવ. મહારાજ, જમાઈ સિંધુરાજનાં માતા અને આ દુઃશલા ખરેખર બારણે ઊભાં છે.

રાજા – (કંઈક વિચારીને, મનોમન) શું જયદ્રથની માતા અને દુઃશલા ? ક્યાંક અભિમન્યુના વધથી ગુસ્સે થયેલા પાંડુપુત્રોએ કંઈક ભારે અનિષ્ટ તો કર્યું નહિ હોય ને ? (મોટેથી) જા, જલદીથી પ્રવેશ કરાવ.

પ્રતિહારી – જેવી મહારાજની આજ્ઞા. (જાય છે.)

(ત્યાર પછી ગભરાયેલી જયદ્રથની માતા અને દુઃશલા પ્રવેશે છે.)

(બંને આંસુ સાથે દુર્યોધનને પગે પડે છે.)

માતા – બચાવો, કુમાર, બચાવો.

(દુઃશલા રડે છે.)

રાજા – (ગભરાટ સાથે ઊભો થઈને) મા, સ્વસ્થ થાવ, સ્વસ્થ થાવ. શી ભારે આફત આવી પડી છે ? સંગ્રામમાં અપ્રતિમ એવો જયદ્રથ કુશળ (તો) છે ને ?

माता – जात कुतः कुशलम् ।

राजा – कथमिव ।

माता – (साशङ्कम्) अद्य खलु पुत्रवधामर्षोद्दीपितेन गाण्डीविना अनस्तमिते दिवसनाथे तस्य वधः प्रतिज्ञातः ।

राजा – (सस्मितम्) इदं तदश्रुकारणमम्बाया दुःशलायाश्च । पुत्रशोकादुन्मत्तस्य किरीटिनः प्रलापैः एवमवस्था । अहो मुग्धत्वमबलानाम् । अम्ब कृतं विषादेन । वत्से दुःशले अलमश्रुपातेन । कुतश्चायं तस्य धनञ्जयस्य प्रभावो दुर्योधनबाहुपरिघरक्षितस्य महाराजजयद्रथस्य विपत्तिमुत्पादयितुम् ।

माता – जात ते हि पुत्रबन्धुवधामर्षोद्दीपितकोपानला अनपेक्षितशरीरा वीराः परिक्रामन्ति ।

राजा – (सोपहासम्) एवमेतत् । सर्वजनप्रसिद्धैवामर्षिता पाण्डवानाम् । पश्य ।

हस्ताकृष्टविलोलकेशवसना दुःशासनेनाज्ञया
पाञ्चाली मम राजचक्रपुरतो गौर्गौरिति व्याहृता ।
तस्मिन्नेव स किं नु गाण्डिवधरो नासीत्पृथानन्दनो
यूनः क्षत्रियवंशजस्य कृतिनः क्रोधास्पदं किं न तत् ॥ २४ ॥

माता – असमाप्तप्रतिज्ञाभरस्यात्मवधोऽस्य प्रतिज्ञातः ।

राजा – यद्येवमलमानन्दस्थानेऽपि ते विषादेन । ननु वक्तव्यमुत्सन्नः सानुजो युधिष्ठिर इति । अन्यच्च मातः का शक्तिरस्ति धनञ्जयस्यान्यस्य वा कुरुशतपरिवारवर्धितमहिम्नः कृपकर्णद्रोणाश्वत्थामादिमहारथद्विगुणीकृतनिरावरणविक्रमस्य नामापि ग्रहीतुं ते तनयस्य । अयि सुतपराक्रमानभिज्ञे ।

धर्मात्मजं प्रति यमौ च कथैव नास्ति
मध्ये वृकोदरकिरीटभृतोर्बलेन ।
एकोऽपि विस्फुरितमण्डलचापचक्रं
कः सिन्धुराजमभिषेणयितुं समर्थः ॥ २५ ॥

भानुमती – आर्यपुत्र यद्यप्येवं तथापि गुरुकृतप्रतिज्ञाभरो धनञ्जयः स्थानं खलु शङ्कायाः ।

माता – जाते साधु कालोचितं त्वया मन्त्रितम् ।

**માતા** – દીકરા, કુશળ કેવું ?

**રાજા** – કેમ ?

**માતા** – (આશંકા સાથે) પુત્રવધના રોષથી ઉગ્ર બનેલા ગાંડીવધારીએ (અર્જુને) સૂર્ય અસ્ત ન પામે ત્યાં સુધીમાં તેના વધની પ્રતિજ્ઞા કરી છે.

**રાજા** – (સ્મિત સાથે) માતાને અને દુઃશલાને આંસુનું આ કારણ છે ? પુત્રના શોકે પાગલ બનેલા અર્જુનના પ્રલાપોથી તમારી આવી દશા થઈ છે ? અહો, સ્ત્રીઓનું ભોળપણ ! મા, વિષાદ દૂર કરો. નાની બહેન દુઃશલા આંસુ સારીશ નહિ. દુર્યોધનના બાહુના ઘેરાવાથી રક્ષાયેલા મહારથી જયદ્રથને માટે આફત ઊભી કરવા પેલા ધનંજયમાં પ્રભાવ ક્યાં છે ?

**માતા** – દીકરા, પુત્ર અને સ્વજનના વધના કોપથી ઉગ્ર બનેલા ક્રોધાગ્નિવાળા તે વીરો શરીરની પરવા કર્યા વિના ફરે છે.

**રાજા** – (ઉપહાસ સાથે) એમ છે ? પાંડવોની અસહનશીલતા બધાને જાણીતી છે. જુઓ.

(મારી) આજ્ઞાથી દુઃશાસન વડે હાથેથી ખેંચાયેલા ફરફરતા વાળ અને વસ્ત્રવાળી પાંચાલી મારા રાજસમૂહની સામે 'હું ગાય છું', 'હું ગાય છું.' એમ બોલતી હતી. એ જ વખતે તે ગાંડિવધારી પૃથાપુત્ર શું ત્યાં ન હતો ? ક્ષત્રિયવંશમાં જન્મેલા યુવાનો માટે તેમાં કશું ક્રોધને લાયક શું ન હતું ? (૨૪)

**માતા** – (આ) પ્રતિજ્ઞા પૂરી ન થાય, તો તેણે પોતાના વધની પ્રતિજ્ઞા કરી છે.

**રાજા** – જો એમ હોય, તો તે આનંદનું સ્થાન છે, વિષાદ ન કરો. (હવે તો) ખરેખર એમ કહેવું જોઈએ કે યુધિષ્ઠિર નાના ભાઈઓ સાથે નાશ પામી ગયો. બીજું, હે મા, સો કૌરવોના પરિવારથી જેમનો મહિમા વધ્યો છે (અને) કૃપ, કર્ણ, દ્રોણ, અશ્વત્થામા વગેરે મહારથીઓને કારણે જેનું પરાક્રમ સ્પષ્ટ રીતે બમણું થયું છે. તેવા તમારા પુત્રનું નામ લેવાની ય ધનંજયની કે બીજા કોઈની હેસિયત છે ? અરે પુત્રના પરાક્રમને નહિ જાણનારી !

ધર્મપુત્ર અને જોડિયા ભાઈઓની તો વાત જ ન કરવી. ભીમ અને અર્જુનમાંથી, ચમકતા ગોળાકાર ધનુષ્યવાળા સિંધુરાજ પર આક્રમણ કરવા કોણ સમર્થ છે ? (૨૫)

**ભાનુમતી** – આર્યપુત્ર, આમ હોય તો પણ ધનંજયે જ્યારે ભારે પ્રતિજ્ઞા કરી છે ત્યારે ખરેખર શંકાને અવકાશ છે.

**માતા** – દીકરી, તેં બરોબર સમયોચિત વાત કરી છે.

राजा - आः ममापि नाम दुर्योधनस्य शङ्कास्थानं पाण्डवाः । पश्य ।

कोदण्डज्याकिणाङ्कैरगणितरिपुभिः कङ्कटोन्मुक्तदेहैः
श्लिष्टान्योन्यातपत्रैः सितकमलवनभ्रान्तिमुत्पादयद्भिः ।
रेणुग्रस्तार्कभासां प्रचलदसिलतादन्तुराणां बलानां-
माक्रान्ता भ्रातृभिर्मे दिशि दिशि समरे कोटयः संपतन्ति ॥ २६ ॥

अपि च भानुमति विज्ञातपाण्डवप्रभावे किं त्वमप्येवमाशङ्कसे । पश्य ।

दुःशासनस्य हृदयक्षतजाम्बुपाने
दुर्योधनस्य च यथा गदयोरुभङ्गे ।
तेजस्विनां समरमूर्धनि पाण्डवानां
ज्ञेया जयद्रथवधेऽपि तथा प्रतिज्ञा ॥ २७ ॥

कः कोऽत्र भोः । जैत्रं मे रथमुपकल्पय तावत् । यावदहमपि तस्य, प्रगल्भपाण्डवस्य जयद्रथपरिरक्षणेनैव मिथ्याप्रतिज्ञावैलक्ष्यसंपादितमशस्त्रपूतं मरणमुपदिशामि ।

(प्रविश्य)

कञ्चुकी - देव ।

उद्घातक्वणितविलोलहेमघण्टः
प्रालम्बद्विगुणितचामरप्रहासः ।
सज्जोऽयं नियमितवल्गिताकुलाश्वः
शत्रूणां क्षपितमनोरथो रथस्ते ॥ २८ ॥

राजा - देवि प्रविश त्वमभ्यन्तरमेव । (यावदहमपि तस्य 'प्रगल्भपाण्डवस्य.......' इत्यादि पठन् परिक्रामति ।)

(इति निष्क्रान्ताः सर्वे ।)

## इति द्वितीयोऽङ्कः ।

રાજા – આહ, મારી, દુર્યોધન જેવાની બાબતમાં પણ પાંડવો શંકાનું સ્થાન થઈ શક છે ખરા ? જુઓ.

ધનુષ્યની પણછ ઘસાવાથી થયેલા ચિહ્નોવાળા શત્રુને નહિ ગણકારતા, કવચ વગરના દેહવાળા, એકબીજામાં ભળેલાં રાજછત્રવાળા અને તેને લીધે સફેદ કમળવનની ભ્રાન્તિ સર્જતા, મારા ભાઈઓથી છવાયેલી અને (સૈન્યોની ઊડેલી) ધૂળથી સૂર્યના પ્રકાશને ગ્રસી જતી, હાલતાં ખડ્ગરૂપી લતાઓથી ભયંકર લાગતી કરોડો સેનાઓ બધી ય દિશામાંથી યુદ્ધભૂમિ ઉપર ઊતરી આવી છે. (૨૬)

અને વળી ભાનુમતી, પાંડવોનો પ્રભાવ જાણતી હોવા છતાં તું શા માટે આ પ્રમાણે શંકા કરે છે ? જો –

દુઃશાસનના લોહીનું જળની જેમ પાન કરવાની અને ગદાથી દુર્યોધનની સાથળ તોડવાની તેજસ્વી પાંડવોની જેવી પ્રતિજ્ઞા છે તેવી પ્રતિજ્ઞા યુદ્ધના મોરચે જયદ્રથના વધની પણ જાણવી. (૨૭)

અરે, કોણ છે, અહીં કોણ છે ? મારો વિજેતા રથ તૈયાર કરો. હું પણ ચોમેરથી માત્ર જયદ્રથની રક્ષા દ્વારા, વાચાળ પાંડવના મિથ્યા પ્રતિજ્ઞાથી થતા, લજ્જા સાથેના (અને) શસ્ત્ર વગરના અપવિત્ર મરણનો આદેશ આપું.

(પ્રવેશ કરીને)

કંચુકી – દેવ,

આંચકા આવતાં રણકતી ચંચળ સોનાની ઘંટડીઓવાળો, લાંબા હારને લીધે બમણી બનેલી ચામરની ધવલતાવાળો, નિયમબદ્ધ વિશિષ્ટ ગતિને લીધે ચંચળ અશ્વવાળો, (અને) શત્રુના મનોરથનો નાશ કરનારો આ તમારો રથ તૈયાર છે. (૨૮)

રાજા – દેવી, તમે અંદર પ્રવેશો. ('હું પણ ચોમેરથી માત્ર જયદ્રથની.....' એમ બોલતો ફરે છે.)

(બધાં જાય છે.)

## દ્વિતીય અંક સમાપ્ત

# तृतीयोऽङ्कः

(ततः प्रविशति विकृतवेषा राक्षसी ।)

**राक्षसी** - (विकृतं विहस्य । सपरितोषम्)

**हतमानुषमांसभारके कुम्भसहस्रवसाभिः संचिते ।**
**अनिशं च पिबामि शोणितं वर्षशतं समरो भवतु ॥ १ ॥**

(नृत्यन्ती सपरितोषम्) यदि सिन्धुराजवधदिवस इव दिवसे दिवसे समरकर्म प्रतिपद्यतेऽर्जुनस्तदा पर्याप्तभृतकोष्ठागारं मांसशोणितैर्मे गृहं भविष्यति । (परिक्रम्य दिशोऽवलोक्य) अथ क्व नु खलु रुधिरप्रियो भविष्यति । तद्यावदेतस्मिन्समरे प्रियभर्तारं रुधिरप्रियमन्वेषयामि । (परिक्रम्य) भवतु । शब्दपयिष्ये तावत् । अरे रुधिरप्रिय रुधिरप्रिय इत एहि इत एहि ।

(ततः प्रविशति तथाविधो राक्षसः ।)

**राक्षसः** - (श्रमं नाटयन्)

**प्रत्यग्रहतानां मांसं यद्युष्णं रुधिरं च लभ्येत ।**
**तदेष मम परिश्रमः क्षणमात्रमेव लघु नश्येत ॥ २ ॥**

(राक्षसी पुनर्व्याहरति ।)

**राक्षसः** - (आकर्ण्य) अरे कैषा मां शब्दायते । (विलोक्य) कथं प्रिया मे वसागन्धा । (उपसृत्य) वसागन्धे कस्मान्मां शब्दायसे ।

**रुधिरासवपानमत्तिके रणहिण्डनस्खलद्गात्रिके ।**
**शब्दायसे कस्मान्मां प्रिये पुरुषसहस्रं हतं श्रूयते ॥ ३ ॥**

**राक्षसी** - अरे रुधिरप्रिय इदं खलु मया तव कारणात्प्रत्यग्रहतस्य कस्यापि राजर्षेः प्रभूतवसास्नेहचिक्कणं कोष्णं नवरुधिरमग्रमांसं चानीतम् । तत्पिबैतत् ।

**राक्षसः** - (सपरितोषम्) साधु वसागन्धे साधु । शोभनं त्वया कृतम् । बलवदस्मि पिपासितः । तदुपनय ।

**राक्षसी** - अरे रुधिरप्रिय ईदृशे हतनरगजतुरङ्गमशोणितवसासमुद्रदुःसंचरे समराङ्गणे परिभ्रमंस्त्वं पिपासितोऽसीत्याश्चर्यमाश्चर्यम् ।

**राक्षसः** - अयि सुस्थिते ननु पुत्रशोकसंतप्तहृदयां स्वामिनीं हिडिम्बादेवीं प्रेक्षितुं गतोऽस्मि ।

**राक्षसी** - रुधिरप्रिय अद्यापि स्वामिन्या हिडिम्बादेव्या घटोत्कचशोको नोपशाम्यति ।

## તૃતીય અંક

(વિકૃત વેશમાં રાક્ષસી પ્રવેશે છે.)

**રાક્ષસી** – (વિકૃત હાસ્ય કરીને, સંતોષ સાથે)

હણાયેલા માણસોનાં માંસના ઢગલા છે અને ચરબીથી સેંકડો ઘડા ભરેલા છે ત્યારે (હું) સતત લોહી પીઉં છું. સો વર્ષ યુદ્ધ (ભલે) ચાલુ રહો ! (૧)

(સંતોષપૂર્વક નાચતી) સિંધુરાજના વધદિન જેવું યુદ્ધનું કર્મ અર્જુન રોજે રોજ કરતો રહે, તો મારા ઘરમાં માંસ અને લોહીનો કોઠાર પૂરો ભરાઈ જાય. (ફરીને, દિશાઓમાં જોઈને) મારો રુધિરપ્રિય ક્યાં ગયો હશે વારૂ ? તો વહાલા ભરથાર રુધિરપ્રિયને આ યુદ્ધમાં શોધું. (ફરીને) ભલે. તો પછી (એને) બૂમ પાડીશ. અરે રુધિરપ્રિય, ઓ રુધિરપ્રિય, અહીં આવ, અહીં આવ.

(એવા પ્રકારનો રાક્ષસ પ્રવેશે છે.)

**રાક્ષસ** – (થાકનો અભિનય કરીને)

તાજા મરાયેલાનું માંસ અને ગરમ લોહી જો મળી જાય, તો મારો આ થાક થોડી જ વારમાં તરત નાશ પામે. (૨)

(રાક્ષસી ફરીથી બોલાવે છે.)

**રાક્ષસ** – (સાંભળીને) અરે, આ કઈ (સ્ત્રી) મને બોલાવે છે ? (જોઈને) મારી પ્રિયા વસાગન્ધા ક્યાંથી ? (પાસે જઈને) વસાગન્ધા, મને કેમ બોલાવે છે ?

લોહીનો આસવ પીને મત્ત થયેલી, રણમાં રખડવાથી થાકેલાં અંગવાળી, પ્રિયા, મને શા માટે બોલાવે છે ? એમ સાંભળ્યું છે કે હજારો પુરુષો મર્યા છે. (૩)

**રાક્ષસી** – અરે, રુધિરપ્રિય, હું તારે માટે ખરેખર તાજા જ મરાયેલા રાજર્ષિનાં, પુષ્કળ ચરબીની ચીકાશથી ચીકણું બનેલું થોડું ગરમ તાજું લોહી અને ઉત્તમ માંસ લઈ આવી છું. તો આ પી લે.

**રાક્ષસ** – (સંતોષ સાથે) વાહ, વસાગન્ધા વાહ ! તેં સારું કર્યું. હું ખૂબ તરસ્યો હતો. તો લાવ.

**રાક્ષસી** – અરે રુધિરપ્રિય, હણાયેલા નર, હાથી અને અશ્વના લોહી તથા ચરબીના સમુદ્રને કારણે દુર્ગમ બનેલી આવી રણભૂમિમાં તું ભટકતો હોવા છતાં તરસ્યો છે, તે આશ્ચર્ય છે, આશ્ચર્ય.

**રાક્ષસ** – અરે સુખપૂર્વક બેઠેલી ! પુત્રશોકે વ્યાકુળ હૃદયવાળી સ્વામિની દેવી હિડિમ્બાને મળવા ગયો હતો.

**રાક્ષસી** – રુધિરપ્રિય, હજુ ય સ્વામિની દેવી હિડિમ્બાનો ઘટોત્કચને લગતો શોક શમ્યો નથી ?

**राक्षसः** - वसागन्धे कुतोऽस्या उपशमः । केवलमभिमन्युवधशोकसमानदुःखया सुभद्रादेव्या याज्ञसेन्या च कथं कथमपि समाश्वास्यते ।

**राक्षसी** - रुधिरप्रिय गृहाणैतद्धस्तिशिरःकपालसंचितमग्रमांसोपदंशम् । पिब शोणितासवम् ।

**राक्षसः** - (तथा कृत्वा) वसागन्धे अथ कियत्प्रभूतं त्वया संचितं रुधिरमग्रमांसं च ।

**राक्षसी** - अरे रुधिरप्रिय पूर्वसंचितं जानास्येव त्वम् । नवसंचितं शृणु तावत् । भगदत्तशोणितकुम्भः, सिन्धुराजवसाकुम्भौ द्वौ, द्रुपदमत्स्याधिपभूरिश्रवःसोमदत्तबाह्लीकप्रमुखाणां नरेन्द्राणामन्येषामपि प्राकृतपुरुषाणां रुधिरवसामांसस्य घटा अपिनद्धमुखाः सहस्रसंख्याः सन्ति मे गेहे ।

**राक्षसः** - (सपरितोषमालिङ्ग्य) साधु सुगृहिणि साधु । अनेन ते सुगृहिणीत्वेनाद्य पुनः स्वामिन्या हिडिम्बादेव्याः संविधानेन च प्रनष्टं मे जन्मदारिद्र्यम् ।

**राक्षसी** - रुधिरप्रिय कीदृशं स्वामिन्या संविधानं कृतम् ।

**राक्षसः** - वसागन्धे अद्य खल्वहं स्वामिन्या हिडिम्बादेव्या सबहुमानं शब्दाप्य आज्ञप्तः यथा रुधिरप्रिय अद्यप्रभृति त्वया आर्यपुत्रस्य भीमसेनस्य पृष्ठतोऽनुपृष्ठं समर आहिण्डितव्यमिति । तत्तस्यानुमार्गगामिनो हतमानुषशोणितनदीदर्शनप्रनष्टबुभुक्षापिपासस्यैहैव मे स्वर्गलोको भविष्यति । त्वमपि विस्रब्धा भूत्वा रुधिरवसाभिः कुम्भसहस्रं संचिनु ।

**राक्षसी** - रुधिरप्रिय किंनिमित्तं कुमारभीमसेनस्य पृष्ठतोऽनुपृष्ठमाहिण्ड्यते ।

**राक्षसः** - वसागन्धे तेन हि स्वामिना वृकोदरेण दुःशासनस्य रुधिरं पातुं प्रतिज्ञातम् । तच्चास्माभी राक्षसैरनुप्रविश्य पातव्यमिति ।

**राक्षसी** - (सहर्षम्) साधु स्वामिनि साधु । सुसंविधानो मे भर्ता त्वया कृतः ।

(नेपथ्ये महान्कलकलः । उभावाकर्णयतः ।)

**राक्षसी** - (आकर्ण्य । ससंभ्रमम् ) अरे रुधिरप्रिय किं नु खल्वेष महान्कलकलः श्रूयते ।

**राक्षसः** - (दृष्ट्वा) वसागन्धे एष खलु धृष्टद्युम्नेन द्रोणः केशेष्वाकृष्यासिपत्रेण व्यापाद्यते ।

**राक्षसी** - (सहर्षम्) रुधिरप्रिय एहि । गत्वा द्रोणस्य रुधिरं पिबावः ।

**राक्षसः** - (सभयम्) वसागन्धे ब्राह्मणशोणितं खल्वेतद्गलं दहद्दहत्प्रविशति । तत्किमेतेन ।

**રાક્ષસ** – વસાગન્ધા, આનો શોક કઈ રીતે શમે ? અભિમન્યુના વધના શોકથી સમાન દુઃખવાળી, ફક્ત સુભદ્રાદેવી અને યાજ્ઞસેની મહાપરાણે (તેને) આશ્વાસન આપે છે.

**રાક્ષસી** – રુધિરપ્રિય, લે હાથીની ખોપરીમાં રહેલા ઉત્તમ માંસની આ ચટણી ખા. પછી લોહીનો આસવ પી.

**રાક્ષસ** – (એમ કરીને) વસાગન્ધા, તેં કેટલાં વધુ રક્ત અને ઉત્તમ માંસ ભેગાં કર્યાં છે ?

**રાક્ષસી** – અરે રુધિરપ્રિય, આ પહેલાં ભેગું કરેલું તે તો તું જાણે જ છે. નવું ભેગું કર્યું છે, તે સાંભળ. ભગદત્તના લોહીનો ઘડો, સિંધુરાજની ચરબીના બે ઘડા. દ્રુપદ, મત્સ્યરાજ, ભૂરિશ્રવા, સોમદત્ત અને બાહ્લીક જેમાં મુખ્ય છે તેવા રાજાઓ અને બીજા સામાન્ય પુરુષોનાં લોહી–ચરબી–માંસના હજારો ઘડા મેં મારા ઘરમાં મોઢું બાંધીને રાખ્યા છે.

**રાક્ષસ** – (સંતોષ સાથે આલિંગીને) વાહ, સુગૃહિણી, તારા આ સદ્‌ગૃહિણીપણાને કારણે અને સ્વામિની હિડમ્બા દેવીની વ્યવસ્થાને કારણે હવે મારી જન્મની દરિદ્રતા ટળી ગઈ.

**રાક્ષસી** – રુધિરપ્રિય, સ્વામિનીએ શું વ્યવસ્થા કરી છે ?

**રાક્ષસ** – વસાગન્ધા, આજે મને સ્વામિની હિડિમ્બા દેવીએ બહુમાનપૂર્વક બોલાવીને આજ્ઞા આપી, 'હે રુધિરપ્રિય, તું આજથી યુદ્ધમાં આર્યપુત્ર ભીમસેનની પાછળ પાછળ ફરજે'. તેને રસ્તે જઈ રહેલા અને હણાયેલા મનુષ્યોનાં લોહીની નદીને જોવાથી નાશ પામેલી ભૂખ–તરસવાળા મને અહીં જ સ્વર્ગલોક લાગે છે. તું પણ નિશ્ચિત થઈને લોહી–ચરબીના હજારો ઘડા ભરી લે.

**રાક્ષસી** – રુધિરપ્રિય, કુમાર ભીમસેનની પાછળ પાછળ કેમ જવાનું ?

**રાક્ષસ** – વસાગન્ધા, તે સ્વામી વૃકોદરે દુઃશાસનનું લોહી પીવાની પ્રતિજ્ઞા કરી છે. તે માટે આપણે રાક્ષસોએ (તેમના દેહમાં) પ્રવેશ કરીને (તેમને) પાવાનું છે.

**રાક્ષસી** – (આનંદ સાથે) વાહ, સ્વામિની, વાહ ! તેં મારા પતિ માટે સારી વ્યવસ્થા કરી છે.

(નેપથ્યમાં મોટો કોલાહલ થાય છે. બંને સાંભળે છે.)

**રાક્ષસી** – (સાંભળીને, ગભરાઈને) અરે રુધિરપ્રિય, આ મોટો કોલાહલ કેમ સંભળાય છે વારુ !

**રાક્ષસ** – (જોઈને) વસાગન્ધા, આ ધૃષ્ટદ્યુમ્ન, દ્રોણને વાળ ખેંચીને તલવારથી હણી રહ્યો છે.

**રાક્ષસી**- (હર્ષ સહિત) રુધિરપ્રિય, આવ. જઈને દ્રોણનું લોહી પી લઈએ.

**રાક્ષસ**- (ભય સાથે) વસાગન્ધા, આ ખરેખર બ્રાહ્મણનું લોહી છે. ગળું દઝાડતું દઝાડતું અંદર જાય છે. તો આપણે એનું શું કામ છે ?

(नेपथ्ये पुनः कलकलः ।)

**राक्षसी** - रुधिरप्रिय पुनरप्येष महान्कलकलः श्रूयते ।

**राक्षसः** - (नेपथ्याभिमुखमवलोक्य) वसागन्धे एष खल्वश्वत्थामा आकृष्टासिपत्र इत एवागच्छति । कदाचिद् द्रुपदसुतरोषेणावामपि व्यापादयिष्यति । तदेहि । अतिक्रमावः ।

(इति निष्क्रान्तौ ।)

**प्रवेशकः ।**

(ततः प्रविशत्युत्खातखड्गः कलकलमाकर्णयन्नश्वत्थामा ।)

**अश्वत्थामा-**

**महाप्रलयमारुतक्षुभितपुष्करावर्तक-**
**प्रचण्डघनगर्जितप्रतिरवानुकारी मुहुः ।**
**रवः श्रवणभैरवः स्थगितरोदसीकन्दरः**
**कुतोऽद्य समरोदधेरयमभूतपूर्वः पुरः ॥ ४ ॥**

(विचिन्त्य ।) ध्रुवं गाण्डीविना सात्यकिना वृकोदरेण वा यौवनदर्पादतिक्रान्तमर्यादैन परिकोपितस्तातः समुल्लङ्घ्य शिष्यप्रियतामात्मप्रभावसदृशमाचेष्टते । तथाहि ।

**यद् दुर्योधनपक्षपातसदृशं युक्तं यदस्त्रग्रहे**
**रामाल्लब्धसमस्तहेतिगुरुणो वीर्यस्य यत्सांप्रतम् ।**
**लोके सर्वधनुष्मतामधिपतेर्यच्चानुरूपं रुषः**
**प्रारब्धं रिपुघस्मरेण नियतं तत्कर्म तातेन मे ॥ ५ ॥**

(पृष्ठतो विलोक्य) तदलमिदानीं मम रथप्रतीक्षयानया । सशस्त्र एवास्मि सजलजलधरप्रभाभासुरेण सुप्रग्रहविमलकलधौतत्सरुणामुना खड्गेन । यावत्समरभुवमवतरामि । (परिक्रम्य । वामाक्षिस्पन्दनं सूचयित्वा) आः कथं ममापि नामाश्वत्थाम्नः समरमहोत्सवप्रमोदनिर्भरस्य तातविक्रमदर्शनलालसस्य अनिमित्तानि समरगमनविघ्नमुत्पादयन्ति । भवतु गच्छामि । (सावष्टम्भं परिक्रम्याग्रतो विलोक्य) कथमवधीरितक्षात्रधर्माणामुज्झितसत्पुरुषोचितलज्जावगुण्ठनानां विस्मृतस्वामिसत्कारलघुचेतसां द्विरदतुरङ्गमचरणचारिणामगणितकुलयशःसदृशपराक्रमव्रतानां रणभूमेः समन्तादपक्रामतामयं महान्नादो बलानाम् । (निरूप्य) हा धिक्कष्टम् । कथमेते महारथाः कर्णादयोऽपि समरात्पराङ्मुखा भवन्ति । कथं तु ताताधिष्ठितानामपि बलानामियमवस्था भवेत् । भवतु संस्तम्भयामि । भो भोः कौरवसेनासमुद्रवेलापरिपालनमहामहीधरा नरपतयः कृतं कृतममुना समरपरित्यागसाहसेन ।

(નેપથ્યમાં ફરીથી કોલાહલ થાય છે.)

**રાક્ષસી-** રુધિરપ્રિય, ફરીથી આ મોટો કોલાહલ સંભળાય છે.

**રાક્ષસ-** (નેપથ્યમાં જોઈને) વસાગન્ધા, આ અશ્વત્થામા તલવાર ખેંચીને આ બાજુ જ આવે છે. દ્રુપદપુત્ર ઉપરના રોષમાં કદાચ આપણને પણ મારી નાખશે. તો આવ. ભાગી જઈએ.

(બંને જાય છે.)

**પ્રવેશક**

(ખડ્ગ ખેંચેલો, કોલાહલ સાંભળતો અશ્વત્થામા પ્રવેશે છે.)

**અશ્વત્થામા :**

યુદ્ધરૂપી સમુદ્રમાં, મહાપ્રલયના પવનથી હાલતા પુષ્કર અને આવર્તક (મેઘ)ની પ્રચંડ અને ગંભીર ગર્જનાના પડઘા જેવા, આકાશ અને પૃથ્વીની ગુફાઓમાં ફેલાઈ જતો આ કર્ણકટુ (અને) અભૂતપૂર્વ અવાજ અત્યારે ક્યાંથી ? (૪)

(વિચારીને)

ચોક્કસ, યુવાનીના ઘમંડને કારણે મર્યાદા વટાવી ગયેલા અર્જુન, સાત્યકિ અથવા ભીમથી ક્રોધે ભરાયેલા પિતા શિષ્યપ્રેમને ઓળંગીને, પોતાના પ્રભાવને અનુરૂપ આચરણ કરી રહ્યા છે. કેમ કે –

દુર્યોધન પ્રત્યેના પક્ષપાતને લાયક, અસ્ત્રગ્રહણ કરવામાં આવે ત્યારે જરૂરી, પરશુરામથી મેળવેલાં સમગ્ર શસ્ત્રોથી વધેલા પરાક્રમને અનુરૂપ, આ લોકના સર્વે ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠના રોષને જે લાયક હતું તે કાર્ય મારા શત્રુનાશક પિતાએ શરૂ કર્યું છે. (૫)

(પાછળ જોઈને) તો હવે આ રથની રાહ નથી જોવી. સજળ મેઘની કાંતિ જેવા, ચમકતા, (અને) સરખી રીતે પકડાયેલી સ્વચ્છ સોનાની મૂઠવાળા આ ખડ્ગથી હું સશસ્ત્ર જ છું. તો યુદ્ધભૂમિમાં ઊતરું. (ફરીને, ડાબી આંખ ફરકવાનું સૂચવીને) આહ, યુદ્ધરૂપી મહોત્સવમાં ભરપૂર આનંદવાળા, પિતાનું પરાક્રમ જોવાની ઈચ્છાવાળા, મને અશ્વત્થામાને પણ શું અપશુકન યુદ્ધમાં જવામાં વિઘ્ન ઊભાં કરે છે ? ભલે. જાઉં છું. (દૃઢતા સાથે ફરીને આગળ જોઈને) ક્ષાત્રધર્મની પરવા વગરની, સજ્જનને અનુરૂપ લજ્જાનું આવરણ છોડી દીધેલી, સ્વામીએ કરેલા સત્કારને (પણ) ભૂલીને કરેલા હીન ચિત્તવાળી, હાથી–અશ્વ–પદાતિવાળી, કુળ અને કીર્તિને અનુરૂપ પરાક્રમવ્રતને ન ગણનારી, રણભૂમિમાંથી ચારે બાજુએથી નાસી જતી સેનાઓનો આ મોટો અવાજ કેમ છે ? (જોઈને) અરે, ધિક્કાર છે, કષ્ટ છે ! શું આ કર્ણ વગેરે મહારથીઓ પણ યુદ્ધમાંથી વિમુખ થાય છે ? શું પિતાના સંચાલનવાળી સેનાઓની પણ આ દશા હોય ? ભલે, રોકું. અરે, અરે, કૌરવસેનારૂપી સમુદ્રના કાંઠાની રક્ષા કરનારા મહાન પર્વત સમા રાજાઓ, યુદ્ધને છોડી દેવાનું આ સાહસ ન કરો, ન કરો.

**यदि समरमपास्य नास्ति मृत्यो-**
**र्भयमिति युक्तमितोऽन्यतः प्रयातुम् ।**
**अथ मरणमवश्यमेव जन्तोः**
**किमिति मुधा मलिनं यशः कुरुध्वे ॥ ६ ॥**

अपि च ।

**अस्त्रज्वालावलीढप्रतिबलजलधेरन्तरौर्वायमाणे**
**सेनानाथे स्थितेऽस्मिन्मम पितरि गुरौ सर्वधन्वीश्वराणाम् ।**
**कर्णालं संभ्रमेण व्रज कृप समरं मुञ्च हार्दिक्य शङ्कां**
**ताते चापद्वितीये वहति रणधुरां को भयस्यावकाशः ॥ ७ ॥**

(नेपथ्ये)

कुतोऽद्यापि ते तातः ।

**अश्वत्थामा** - (श्रुत्वा) किं ब्रूथ-कुतोऽद्यापि ते तात इति । (सरोषम्) आः क्षुद्राः समरभीरवः कथमेवं प्रलपतां वः सहस्रधा न दीर्णमनया जिह्वया ।

**दग्धुं विश्वं दहनकिरणैर्नोदिता द्वादशार्का**
**वाता वाता दिशि दिशि न वा सप्तधा सप्त भिन्नाः ।**
**छन्नं मेघैर्न गगनतलं पुष्करावर्तकाद्यैः**
**पापं पापाः कथयत कथं शौर्यराशेः पितुर्मे ॥ ८ ॥**

(प्रविश्य संभ्रान्तः सप्रहारः)

**सूतः** - परित्रायतां परित्रायतां कुमारः । (इति पादयोः पतति)

**अश्वत्थामा** - (विलोक्य) अये कथं तातस्य सारथिरश्वसेनः । आर्य ननु त्रैलोक्यत्राणक्षमस्य [तातस्य] सारथिरसि । किं मत्तः परित्राणमिच्छसि ।

**सूतः** - (उत्थाय सकरुणम्) कुतोऽद्यापि ते तातः ।

**अश्वत्थामा** - (सावेगम्) किं तात एव नास्ति ।

**सूतः** - अथ किम् ।

**अश्वत्थामा** - हा तात । (इति मोहमुपगतः ।)

**सूतः** - कुमार समाश्वसिहि समाश्वसिहि ।

**अश्वत्थामा** - (लब्धसंज्ञः सास्रम्) हा तात हा सुतवत्सल हा लोकत्रयैकधनुर्धर हा जामदग्न्यास्त्रसर्वस्वप्रतिग्रहप्रणयिन् । प्रयच्छ मे प्रतिवचनम् ।

**सूतः** - कुमार अलमत्यन्तशोकावेगेन । वीरपुरुषोचितां विपत्तिमुपगते पितरि त्वमपि तदनुरूपेणैव वीर्येण शोकसागरमुत्तीर्य सुखी भव ।

જો યુદ્ધને છોડીને મૃત્યુનો ભય ન હોય, તો તમે અહીંથી બીજે નાસી જાવ તે યોગ્ય છે. પણ પ્રાણીને માટે મૃત્યુ નક્કી જ છે. તો ખોટી રીતે કીર્તિને કલંકિત શાને માટે કરો છો ? (૬)

અને વળી,

અસ્ત્રોની જ્વાળાઓથી છવાયેલી શત્રુની સેનારૂપી સમુદ્રમાં વડવાનલ જેવા બની રહેલા, સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા મારા પિતા સેનાપતિ છે ત્યારે કર્ણ, ગભરા નહિ. કૃપ, યુદ્ધમાં જાવ. કૃતવર્મા, શંકા છોડ. ધનુર્ધારી પિતા જ્યારે યુદ્ધની વ્યવસ્થા સંભાળે છે ત્યારે ભયને અવકાશ કેવો ? (૭)

(નેપથ્યમાં)

હવે તમારા પિતા કેવા ?

**અશ્વત્થામા** – (સાંભળીને) શું કહે છે – 'હવે તમારા પિતા કેવા' એમ ? (રોષ સાથે) આહ, તુચ્છ યુદ્ધભીરુઓ, આ પ્રમાણે બબડો છો, તો તમારી જીભ હજાર ભાગમાં ચીરાઈ કેમ ન ગઈ ?

દાહક કિરણોથી વિશ્વને બાળી નાખવા બાર સૂર્યો ઊગ્યા નથી. સાત પ્રકારના સાત પવનો (કુલ ઓગણપચાસ) દિશાએ દિશામાં વહેતા નથી. પુષ્કર, આવર્તક વગેરે મેઘથી આકાશ છવાયેલું નથી. (તો પછી) પાપીઓ, શૌર્યના ભંડાર મારા પિતા વિષે (આવું) પાપજનક વચન બોલો છો ?

(ગભરાયેલો, પ્રહાર સાથે પ્રવેશ કરીને)

**સારથિ** – બચાવો, કુમાર બચાવો. (પગમાં પડે છે.)

**અશ્વત્થામા** – (જોઈને) અરે, શું પિતાનો સારથિ અશ્વસેન ? આર્ય, તું તો ત્રણેય લોકના રક્ષણ માટે સમર્થ (પિતા)નો સારથિ છે. મારી પાસેથી શેનું રક્ષણ ઇચ્છે છે ?

**સારથિ** – (ઊભો થઈને, કરુણતા સાથે) હવે તમારા પિતા કેવા ?

**અશ્વત્થામા** – (આવેગ સાથે) શું પિતા નથી જ ?

**સારથિ** – બીજું શું ?

**અશ્વત્થામા** – હાય, પિતાજી ! (મૂર્છા પામે છે.)

**સારથિ** – કુમાર, સ્વસ્થ થાવ, સ્વસ્થ થાવ.

**અશ્વત્થામા** – (ભાનમાં આવીને, આંસુ સાથે) અરે પિતાજી ! અરે પુત્રવત્સલ! અરે ત્રણેય લોકના એકમાત્ર ધનુર્ધર ! પરશુરામની પૂરી અસ્ત્રવિદ્યાનો સ્વીકાર કરવામાં પ્રેમવાળા ! ક્યાં છો તમે ? જવાબ આપો મને.

**સારથિ** – કુમાર, અત્યંત શોકનો આવેગ ન રાખો. પિતા વીરપુરુષને છાજે એવી વિપત્તિને પામ્યા છે, ત્યારે તમે પણ એમના જેવા જ પરાક્રમી શોકસાગરને તરીને સુખી થાવ.

**अश्वत्थामा** - (अश्रूणि विमुच्य) आर्य कथय कथं तादृग्भुजवीर्यसागरस्तातोऽपि नामास्तमुपगतः ।

**किं भीमाद्गुरुदक्षिणां गुरुगदाद्भीमप्रियः प्राप्तवान्**

**सूतः** - शान्तं पापम् । शान्तं पापम् ।

**अश्वत्थामा** -

**अन्तेवासिदयालुरुज्झितनयेनासादितो जिष्णुना ।**

**सूतः** - कथमेवं भविष्यति ।

**अश्वत्थामा** -

**गोविन्देन सुदर्शनस्य नियतं धारापथं प्रापितः**

**सूतः** - एतदपि नास्ति ।

**अश्वत्थामा** -

**शङ्के नापदमन्यतः खलु गुरोरेभ्यश्चतुर्थादहम् ॥९॥**

**सूतः** - कुमार ।

**एतेऽपि तस्य कुपितस्य महास्त्रपाणेः**
**किं धूर्जटेरिव तुलामुपयान्ति संख्ये ।**
**शोकोपरुद्धहृदयेन यदा तु शस्त्रं**
**त्यक्तं तदास्य विहितं रिपुणातिघोरम् ॥१०॥**

**अश्वत्थामा** - किं पुनः कारणं शोकस्यास्त्रपरित्यागस्य वा ।

**सूतः** - ननु कुमार एव कारणम् ।

**अश्वत्थामा** - कथमहमेव नाम ।

**सूतः**- श्रूयताम् । (अश्रूणि विमुच्य)

**अश्वत्थामा हत इति पृथासूनुना स्पष्टमुक्त्वा**
**स्वैरं शेषे गज इति किल व्याहृतं सत्यवाचा ।**
**तच्छ्रुत्वासौ दयिततनयः प्रत्ययात्तस्य राज्ञः**
**शस्त्राण्याजौ नयनसलिलं चापि तुल्यं मुमोच ॥११॥**

**अश्वत्थामा**- हा तात हा सुतवत्सल हा वृथामदर्थपरित्यक्तजीवित हा शौर्यराशे हा शिष्यप्रिय हा युधिष्ठिरपक्षपातिन् । (इति रोदिति ।)

**અશ્વત્થામા** – (આંસુ સારીને) આર્ય, કહો, કહો. એમના જેવા બાહુબળમાં સાગર સમા પિતાનો પણ અસ્ત કઈ રીતે થયો ?

જેને ભીમ પ્રિય હતો એવા (પિતા)એ શું ભારે ગદાવાળા ભીમ પાસેથી ગુરુદક્ષિણા મેળવી ?

**સારથિ** – પાપ શાંત થાવ. પાપ શાંત થાવ.

**અશ્વત્થામા** – પ્રિય શિષ્ય (અર્જુન) તરફ દયાળુ (પિતા)ને નીતિ ત્યજી દેનાર અર્જુને મારી નાખ્યા ?

**સારથિ** – આવું શી રીતે બને ?

**અશ્વત્થામા** – ગોવિન્દે ચોક્કસપણે (પિતાને) સુદર્શન(ચક્ર)ની ધારનો માર્ગ અપાવ્યો ?

**સારથિ** – આ પણ નથી.

**અશ્વત્થામા** – પિતાની આપત્તિની બાબતમાં આમના કરતાં બીજા કોઈ ચોથાની હું ખરેખર શંકા કરતો નથી. (૯)

**સારથિ** – કુમાર,

શિવની જેમ યુદ્ધમાં ગુસ્સે થયેલા અને હાથમાં મહાન અસ્ત્રવાળા (પિતા)ની આ ત્રણ પણ શું સરખામણી પામી શકવાના છે ? પરંતુ શોકથી રુંધાયેલા હૃદયવાળા તેમણે જ્યારે શસ્ત્ર ત્યજી દીધું ત્યારે એમની ઉપર અતિ ભયંકર (કર્મ) કર્યું. (૧૦)

**અશ્વત્થામા** – શોકનું કે અસ્ત્રત્યાગનું વળી શું કારણ હતું ?

**સારથિ** – ખરેખર કુમાર જ કારણ હતા.

**અશ્વત્થામા** – હું જ કઈ રીતે ?

**સારથિ** – સાંભળો. (આંસુ સારીને)

સત્યવાદી પૃથાપુત્રે 'અશ્વત્થામા હણાયો' એમ સ્પષ્ટ કહીને બાકીનું 'હાથી' એમ ધીમેથી કહ્યું. તે સાંભળીને, તે રાજા ઉપરના વિશ્વાસને કારણે આ પુત્રપ્રેમીએ યુદ્ધમાં, શસ્ત્રો અને આંસુ, એકસાથે છોડ્યાં. (૧૧)

**અશ્વત્થામા** – અરે પિતાજી ! અરે પુત્રવત્સલ ! અરે અકારણ મારે માટે જીવન છોડનાર ! અરે શૌર્યનિધાન ! અરે શિષ્યપ્રેમી ! અરે યુધિષ્ઠિરનો પક્ષપાત કરનાર ! (રડે છે.)

सूतः- कुमार अलमत्यन्तपरिदेवनकार्पण्येन ।

अश्वत्थामा-

श्रुत्वा वधं मम मृषा सुतवत्सलेन
तात त्वया सह शरैरसवो विमुक्ताः ।
जीवाम्यहं पुनरयं भवता वियुक्तः
क्रूरेऽपि तन्मयि मुधा तव पक्षपातः ॥१२॥

(इति मोहमुपगतः ।)

सूतः - समाश्वसितु समाश्वसितु कुमारः

(ततः प्रविशति कृपः ।)

कृपः - (सोद्वेगं निःश्वस्य)

धिक्सानुजं कुरुपतिं धिगजातशत्रुं
धिग्भूपतीन्विफलशस्त्रभृतो धिगस्मान् ।
केशग्रहः खलु तदा द्रुपदात्मजाया
द्रोणस्य चाद्य लिखितैरिव विक्षितो यैः ॥१३॥

तत्कथं नु खलु वत्सं द्रक्ष्याम्यश्वत्थामानम् । अथवा हिमवत्सारगुरुचेतसि ज्ञातलोकस्थितौ तस्मिन्न खलु शोकावेगमहमाशङ्के । किन्तु पितुः परिभवमसदृशमुपश्रुत्य न जाने किं व्यवस्यतीति । अथवा

एकस्य तावत्पाकोऽयं दारुणो भुवि वर्तते ।
केशग्रहे द्वितीयेऽस्मिन्नूनं निःशेषिताः प्रजाः ॥ १४ ॥

(विलोक्य) तदयं वत्सस्तिष्ठति । यावदुपसर्पामि । (उपसृत्य । ससंभ्रम्) वत्स समाश्वसिहि समाश्वसिहि ।

अश्वत्थामा- (संज्ञां लब्ध्वा सास्रम् ।) हा तात हा सकलभुवनैकगुरो । (आकाशे) युधिष्ठिर युधिष्ठिर,

आजन्मनो न वितथं भवता किलोक्तं
न द्वेक्षि यज्जनमतस्त्वमजातशत्रुः ।
ताते गुरौ द्विजवरे मम भाग्यदोषा-
त्सर्वं तदेकपद एव कथं निरस्तम् ॥ १५ ॥

सूतः- कुमार एष ते मातुलः शारद्वतः पार्श्वे तिष्ठति ।

अश्वत्थामा- (पार्श्वे विलोक्य । सबाष्पम्) मातुल मातुल,

**સારથિ** – અત્યંત રુદનથી રાંક ન બનો, કુમાર.

**અશ્વત્થામા** –

મારો વધ ખોટી રીતે સાંભળીને પુત્રપ્રેમી તમે બાણો સાથે પ્રાણો છોડી દીધા ! અને છતાં, હે તાત, તમારાથી છૂટો પડેલો આ હું જીવું છું. નિર્દય એવા મારા પ્રત્યે તમારો પક્ષપાત વ્યર્થ હતો. (૧૨)

(મૂર્છા પામે છે.)

**સારથિ** – સ્વસ્થ થાવ, સ્વસ્થ થાવ, કુમાર.

(કૃપાચાર્ય પ્રવેશે છે.)

**કૃપ** – (વ્યથા સાથે નિસાસો મૂકીને)

તે વખતે દ્રૌપદીનું અને અત્યારે દ્રોણનું કેશગ્રહણ જાણે કે ચિત્રમાં દોરેલું હોય તેમ, જેઓએ જોયા કર્યું એવા નાના ભાઈઓ સાથેના કુરુપતિને ધિક્કાર છે ! અજાતશત્રુ (યુધિષ્ઠિર)ને ધિક્કાર છે ! રાજાઓને ધિક્કાર છે ! વ્યર્થ શસ્ત્રધારી મને (પણ) ધિક્કાર છે ! (૧૩)

તો વત્સ અશ્વત્થામાને ખરેખર (હું) કઈ રીતે જોઈ શકીશ ? અથવા હિમાલય જેવું મહાન સત્ત્વ ચિત્તમાં ધરાવનારા (અને) સંસારની સ્થિતિ જાણનારા તેનામાં શોકના આવેગની (હું) શંકા કરતો નથી. પરંતુ પિતાનું અયોગ્ય અપમાન સાંભળીને એ શું નક્કી કરશે, એ (હું) જાણતો નથી. અથવા –

એક (દ્રૌપદીના કેશગ્રહણ)નું તો આ ભયંકર પરિણામ સંસારમાં (યુદ્ધરૂપે) ચાલુ છે. (ત્યાં) આ બીજા કેશગ્રહણ પછી પ્રજાઓ ચોક્કસ ખતમ થઈ ગઈ (સમજવી). (૧૪)

તો આ રહ્યો વત્સ. લાવ ત્યારે, પાસે જાઉં. (પાસે જઈને, ગભરાટ સાથે) વત્સ, સ્વસ્થ થા, સ્વસ્થ થા.

**અશ્વત્થામા** – (ભાનમાં આવીને, આંસુ સાથે) અરે પિતા ! અરે સકળ ભુવનના એક માત્ર વડીલ ! (આકાશમાં) યુધિષ્ઠિર, યુધિષ્ઠિર !

જન્મ થયો ત્યારથી તમે અસત્ય બોલ્યા જ નથી. તમે (કોઈનો) દ્વેષ કર્યો નથી, તેથી તમે અજાતશત્રુ છો. મારા ભાગ્યદોષે શું (મારા) પિતા, વડીલ અને ઉત્તમ બ્રાહ્મણની બાબતમાં એ બધું જ એક સાથે આથમી ગયું ? (૧૫)

**સારથિ** – કુમાર, આ તમારા મામા શારદ્વત પાસે ઊભા છે.

**અશ્વત્થામા** – (બાજુ પર જોઈને, આંસુ સાથે) મામા, મામા !

गतो येनाद्य त्वं सह रणभुवं सैन्यपतिना
य एकः शूराणां गुरुसमरकण्डूनिकषणः ।
परीहासाश्चित्राः सततमभवन्येन भवतः
स्वसुः श्लाघ्यो भर्ता क्व नु खलु स ते मातुल गतः ॥ १६ ॥

**कृपः** - परिगतपरिगन्तव्य एव भवान् । तदलमत्यन्तशोकावेगेन ।

**अश्वत्थामा** - मातुल परित्यक्तमेव मया परिदेवनम् । एषोऽहं सुतवत्सलं तातमेवानुगच्छामि ।

**कृपः**:- वत्स अनुपपन्नं भवद्विधानामिदम् ।

**सूतः**:- कुमार अलमतिसाहसेन ।

**अश्वत्थामा**- आर्य शारद्वत

मद्वियोगभयात्तातः परलोकमितो गतः ।
करोमि विरहं तस्य वत्सलस्य कथं पितुः ॥ १७ ॥

**कृपः** - वत्स यावदयं संसारस्तावत्प्रसिद्धैवेयं लोकयात्रा यत्पुत्रैः पितरो लोकद्वयेऽप्यनुवर्तनीया इति । पश्य ।

निवापाञ्जलिदानेन केतनैः श्राद्धकर्मभिः ।
तस्योपकारे शक्तस्त्वं किं जीवन्किमुतान्यथा ॥ १८ ॥

**सूतः** - आयुष्मान् यथैव मातुलस्ते शारद्वतः कथयति तत्तथा ।

**अश्वत्थामा** - आर्य सत्यमेवेदम् । किं त्वतिदुर्वहत्वाच्छोकभारस्य न शक्नोमि तातविरहितः क्षणमपि प्राणान्धारयितुम् । तद्गच्छामि तमेवोद्देशं यत्र तथाविधमपि पितरं द्रक्ष्यामि । (उत्तिष्ठन् खड्गमालोक्य विचिन्त्य) कृतमद्यापि शस्त्रग्रहणविडम्बनया । भगवन् शस्त्र ।

गृहीतं येनासीः परिभवभयान्नोचितमपि
प्रभावाद्यस्याभून्न खलु तव कश्चिन्न विषयः ।
परित्यक्तं तेन त्वमसि सुतशोकान्न तु भया-
द्विमोक्ष्ये शस्त्र त्वामहमपि यतः स्वस्ति भवते ॥१९॥

(इति उत्सृजति ।)

(नेपथ्ये)

भो भो राजानः कथमिह भवन्तः सर्वे गुरोर्भारद्वाजस्य परिभवममुना नृशंसेन प्रयुक्तमुपेक्षन्ते ।

હે મામા, આજે જે સેનાપતિ સાથે તમે રણભૂમિમાં ગયેલા, જે એકલા (હાથે) શૂરાઓની ભારે સંગ્રામની ચળ મટાવી દે તેવા હતા, તમે જેમની સાથે સતત જાતજાતની મશ્કરીઓ કરતા, એવા તમારી બેનના પ્રશંસાપાત્ર પતિ (બનેવી) ખરેખર ક્યાં ગયા ? (૧૬)

**કૃપ** – તું જાણવાયોગ્ય બાબત જાણે જ છે. તો વધુ પડતો શોકાવેગ ન રાખ.

**અશ્વત્થામા** – મામા, મેં વિલાપ છોડી જ દીધો છે. આ પુત્રવત્સલ પિતાની પાછળ જ જાઉં છું.

**કૃપ** – વત્સ, તારો આ નિર્ણય અયોગ્ય છે.

**સારથિ** – કુમાર, અતિસાહસ ન કરો.

**અશ્વત્થામા** – આર્ય શારદ્વત !

મારા વિયોગના ભયે પિતા અહીંથી પરલોકે ગયા. (હવે) તે વત્સલ પિતાનો વિરહ (હું) કઈ રીતે (સહન) કરું (કે કઈ રીતે તેમને માટે વિરહ વધુ વાર ઊભો કરું) ?

**કૃપ** – વત્સ, જ્યાં સુધી આ સંસાર છે, ત્યાં સુધી સંસારની આ રીત પ્રસિદ્ધ છે કે પુત્રોએ બંને લોકમાં પિતૃઓને અનુકૂળ આચરણ કરવું. જો.

તું જીવતો હોય તો, તે (પિતા)નો ઉપકારક છે ત્યારે, તલ અને જળની અંજલિ, અતિથિને દાન અને બ્રહ્મભોજન તથા શ્રાદ્ધ ક્રિયાઓ કરી શકે. આનાથી ઊલટું હોય તો શું (થઈ શકે) ? (૧૮)

**સારથિ** – આયુષ્માન્, આ તમારા મામા શારદ્વત જે કહે છે, તે બરોબર છે.

**અશ્વત્થામા** – આર્ય, આ સાચું જ છે. પરંતુ શોકનો ભાર એકદમ અસહ્ય છે તેથી, પિતા વગર એક ક્ષણ પણ પ્રાણ ટકાવી શકું તેમ નથી. એ સ્થિતિમાં પણ પિતાને જોવા મળશે, એથી એ (જે જગ્યાએ છે તે) જગ્યાએ જાઉં છું. (ઊભો થઈને, ખડ્ગ જોઈને, વિચારીને) હવે શસ્ત્રગ્રહણના દંભની જરૂર નથી. ભગવન્ શસ્ત્ર.

પોતાને યોગ્ય ન હતું છતાં તિરસ્કારના ભયથી તને જેણે ધારણ કર્યું હતું, જેના પ્રભાવને કારણે ખરેખર તારે માટે કોઈ વિષય ન હોય તેવું ન હતું, એમણે (પિતાએ) તને પુત્રના શોકથી ત્યજી દીધું હતું, નહિ કે ભયથી. (આવા) તને હું પણ છોડું છું. હે શસ્ત્ર, તારું કલ્યાણ થાવ ! (૧૯)

**(ત્યજી દે છે.)**

**(નેપથ્યમાં)**

**અરે, અરે રાજાઓ ! આ ઘાતકીએ ગુરુ ભારદ્વાજનો પરાભવ કર્યો, એની ઉપેક્ષા કેમ કરો છો ?**

अश्वत्थामा- (आकर्ण्य । शनैः शस्त्रं स्पृशन्) किं गुरोर्भारद्वाजस्य परिभवः ।

(पुनर्नेपथ्ये)

आचार्यस्य त्रिभुवनगुरोर्न्यस्तशस्त्रस्य शोकाद्-
द्रोणस्याजौ नयनसलिलक्षालितार्द्राननस्य ।
मौलौ पाणिं पलितधवले न्यस्य कृत्वा नृशंसं
धृष्टद्युम्नः स्वशिबिरमयं याति सर्वे सहध्वम् ॥ २० ॥

अश्वत्थामा - (सक्रोधं सकम्पं च कृपसूतौ दृष्ट्वा) किं नामेदम् ।

प्रत्यक्षमात्तधनुषां मनुजेश्वराणां
प्रायोपवेशसदृशं व्रतमास्थितस्य ।
तातस्य मे पलितमौलिनिरस्तकाशे
व्यापारितं शिरसि शस्त्रमशस्त्रपाणेः ॥ २१ ॥

कृपः - वत्स एवं किल जनः कथयति ।

अश्वत्थामा- किं तातस्य दुरात्मना परिमृष्टमभूच्छिरः ।

सूतः- (सभयम्) कुमार आसीदयं तस्य तेजोराशेर्देवस्य नवः परिभवावतारः ।

अश्वत्थामा- हा तात हा पुत्रप्रिय । मम मन्दभागधेयस्य कृते शस्त्रपरित्यागात्तथाविधेन क्षुद्रेणात्मा परिभावितः । अथवा ।

परित्यक्ते देहे रणशिरसि शोकान्धमनसा
शिरः श्वा काको वा द्रुपदतनयो वा परिमृशेत् ।
स्फुरद्दिव्यास्त्रौघद्रविणमदमत्तस्य च रिपो-
र्ममैवायं पादः शिरसि निहितस्तस्य न करः ॥ २२ ॥

आः दुरात्मन्पाञ्चालापसद ।

तातं शस्त्रग्रहणविमुखं निश्चयेनोपलभ्य
त्यक्त्वा शङ्कां खलु विदधतः पाणिमस्योत्तमाङ्गे ।
अश्वत्थामा करधृतधनुः पाण्डुपाञ्चालसेना-
तूलोत्क्षेपप्रलयपवनः किं न यातः स्मृतिं ते ॥ २३ ॥

युधिष्ठिर युधिष्ठिर अजातशत्रो अमिथ्यावादिन् धर्मपुत्र सानुजस्य ते किमनेनापकृतम् । अथ वा किमनेनालीकप्रकृतिजिह्मचेतसा । अर्जुन सात्यके बाहुशालिन्वृकोदर माधव युक्तं नाम भवतां सुरासुरमनुजलोकैकधनुर्धरस्य द्विजन्मनः परिणतवयसः सर्वाचार्यस्य विशेषतो मम

**અશ્વત્થામા** – (સાંભળીને, ધીરેથી શસ્ત્રને સ્પર્શીને) શું ગુરુ ભારદ્વાજનો પરાભવ ?

(ફરીવાર નેપથ્યમાં)

(યુદ્ધમાં) ત્રણેય ભુવનના વડીલ, શોકને કારણે હેઠા મૂકેલા શસ્ત્રવાળા, આંસુથી ધોવાઈને ભીંજાયેલા ચહેરાવાળા આચાર્ય દ્રોણના પાકા સફેદ વાળવાળા મસ્તક ઉપર હાથ રાખીને ઘાતકી (કર્મ) કરનાર આ ધૃષ્ટદ્યુમ્ન પોતાની છાવણીમાં જાય છે. બધા સહન કરી લો. (૨૦)

**અશ્વત્થામા** – (ક્રોધ અને કંપ સાથે કૃપ અને સારથિને જોઈને) આ શું ?

ધનુર્ધારી રાજાઓની સામે પ્રાયોપવેશ (= સ્વેચ્છા મૃત્યુ) જેવું વ્રત લીધેલા, હાથમાં શસ્ત્ર વગરના મારા પિતાના કાશ પુષ્પથી પણ વધુ સફેદ મસ્તક ઉપર (શું) શસ્ત્ર ચલાવવામાં આવ્યું ? (૨૧)

**કૃપ** – વત્સ, લોકો આ પ્રમાણે કહે છે ખરા.

**અશ્વત્થામા** – શું (એ) દુષ્ટે પિતાજીનું મસ્તક પકડ્યું ?

**સારથિ** – (ભય સાથે) તેજભંડાર એવા દેવ માટે પરાભવની આ નવી જ તરકીબ હતી.

**અશ્વત્થામા** – અરે પિતાજી ! અરે પુત્રપ્રેમી ! મારા જેવા અભાગિયા માટે શસ્ત્રનો ત્યાગ કરીને આ રીતે (એક) તુચ્છ (માણસ) દ્વારા જાતે અપમાન સહી લીધું ! અથવા,

રણને મોખરે શોકથી અન્ધ મન વડે (મારા પિતાએ) જ્યારે દેહ મૂક્યો, ત્યારે પછી એમના મસ્તકને કૂતરો, કાગડો કે દ્રુપદપુત્ર અડે, (તેમાં ફેર પડતો નથી) પણ, ચમકતા દિવ્ય અસ્ત્રના સમૂહની સંપત્તિના મદથી મત્ત બનેલા (એવા) મારો આ પગ શત્રુના મસ્તક ઉપર મૂકેલો છે. નહિ કે તે (શત્રુ)નો હાથ (પિતાજીના મસ્તક ઉપર). (૨૨)

અરે દુષ્ટ નીચ પાંચાલ !

પિતા શસ્ત્રગ્રહણથી વિમુખ થયેલા છે (તે) ચોક્કસપણે જાણીને, શંકા છોડીને, તેં એમના મસ્તક ઉપર હાથ મૂક્યો ત્યારે તને, પાંડુ અને પાંચાલની સેનારૂપી રૂને ઉડાડી મૂકે તેવા પ્રલયકાળના પવન જેવો (અને) હાથમાં ધનુષ્ય ધારણ કરનાર (આ) અશ્વત્થામા શું યાદ ન આવ્યો ? (૨૩)

**યુધિષ્ઠિર, યુધિષ્ઠિર ! અજાતશત્રુ ! સત્યવક્તા ! ધર્મપુત્ર ! (તારા) નાના ભાઈ સાથે તારું એણે શું બગાડ્યું હતું ? અથવા આ જૂઠી પ્રકૃતિ અને વક્ર ચિત્તવાળાથી શું (વળવાનું) ? અર્જુન, સાત્યકિ, બાહુબલી ભીમ, માધવ ! દેવ, દાનવ અને મનુષ્યલોકના એકમાત્ર ધનુર્ધર, બ્રાહ્મણ, મોટી વયના, સૌના આચાર્ય (અને) ખાસ તો મારા પિતાને એ દ્રુપદ કુળનો કલંક, નરપશુ મસ્તકે સ્પર્શતો હોય ત્યારે (તમે લોકો)**

पितुरमुना द्रुपदकुलकलङ्केन मनुजपशुना स्पृश्यमानमुत्तमाङ्गमुपेक्षितम् । अथ वा सर्व एवैते पातकिनः । किमेतैः ।

**कृतमनुमतं दृष्टं वा यैरिदं गुरुपातकं**
**मनुजपशुभिर्निर्मर्यादैर्भवद्भिरुदायुधैः ।**
**नरकरिपुणा सार्धं तेषां सभीमकिरीटिना-**
**मयमहमसृङ्मेदोमांसैः करोमि दिशां बलिम् ॥ २४ ॥**

कृपः - वत्स किं न संभाव्यते भारद्वाजतुल्ये बाहुशालिनि दिव्यास्त्रग्रामकोविदे भवति ।

**अश्वत्थामा** - भो भोः पाण्डवमत्स्यसोमकमागधाद्याः क्षत्रियापसदाः ।

**पितुर्मूर्ध्नि स्पृष्टे ज्वलदनलभास्वत्परशुना**
**कृतं यद्रामेण श्रुतिमुपगतं तन्न भवताम् ।**
**किमद्याश्वत्थामा तदरिरुधिरासारविघसं**
**न कर्म क्रोधान्धः प्रभवति विधातुं रणमुखे ॥ २५ ॥**

सूत गच्छ त्वं सर्वोपकरणैः साङ्ग्रामिकैः सर्वायुधैरुपेतं महाहवलक्षणं नामास्मत्स्यन्दन-मुपनय ।

**सूतः** - यदाज्ञापयति कुमारः । (इति निष्क्रान्तः ।)

**कृपः** - वत्स अवश्यप्रतिकर्तव्येऽस्मिन्दारुणे परिभवाग्नौ सर्वेषामस्माकं कोऽन्यस्त्वामन्तरेण शक्तः प्रतिकर्तुम् । किं तु -

**अश्वत्थामा** - किमतः परम् ।

**कृपः** - सैनापत्येऽभिषिक्तं भवन्तमिच्छामि समरभुवमवतारयितुम् ।

**अश्वत्थामा** - मातुल परतन्त्रमिदमकिंचित्करं च ।

**कृपः** - वत्स न खलु परतन्त्रं नाकिंचित्करं च । पश्य ।

**भवेदभीष्ममद्रोणं धार्तराष्ट्रबलं कथम् ।**
**यदि तत्तुल्यकर्मात्र भवान्धुरि न युज्यते ॥ २६ ॥**

कृतपरिकरस्य भवादृशस्य त्रैलोक्यमपि न क्षमं परिपन्थी भवितुं किं पुनर्युधिष्ठिरबलम् । तदेवं मन्ये परिकल्पिताभिषेकोपकरणः कौरवराजो न चिरात्त्वामेवाभ्यपेक्षमाणस्तिष्ठतीति ।

**अश्वत्थामा** - यद्येवं त्वरते मे परिभवानलदह्यमानमिदं चेतस्तत्प्रतीकारजलावगाहनाय ।

એની ઉપેક્ષા કરો, એ તમને શોભે છે વારૂ ? અથવા આ બધા જ પાપીઓ છે. આ લોકોથી શું ?

મર્યાદા વિનાના ઉગામેલા આયુધવાળા, તમારા જેવા જે નરપશુઓએ આ મહાપાપ કર્યું છે, માન્ય રાખ્યું છે કે જોયું છે તેઓનાં (અને) કૃષ્ણ સાથેના ભીમ – અર્જુનનાં લોહી–ચરબી–માંસથી આ હું દિશાઓને બલિ ચઢાવીશ. (૨૪)

**કૃપ** – વત્સ, ભારદ્વાજ જેવા શક્તિશાળી (અને) દિવ્ય અસ્ત્રોના સમૂહના નિષ્ણાત તારી બાબતમાં તે શું શક્ય નથી ?

**અશ્વત્થામા** – અરે, અરે, પાંડવ, મત્સ્ય, સોમક, માગધ વગેરે નીચ ક્ષત્રિયો !

પિતા (જમદગ્નિ)ને મસ્તકે (કાર્તવીર્યના પુત્રો) સ્પર્શ્યા ત્યારે ભડકતા અગ્નિ જેવા પરશુથી રામે જે કર્યું હતું તે તમારા સાંભળવામાં નથી આવ્યું ? હવે, ક્રોધથી આંધળો અશ્વત્થામા રણમોખરે શત્રુના લોહીની વર્ષાના વિશેષ ભોજનનું તે (વેર લેવાનું) કર્મ કરવા શું સમર્થ નહિ બને ? (૨૫)

સારથિ, તું જા. બધી સામગ્રી અને બધાં આયુધોવાળો 'મહાહવલક્ષણ' નામનો મારો રથ લઈ આવ.

**સારથિ** – જેવી કુમારની આજ્ઞા. (જાય છે.)

**કૃપ** – વત્સ, (આ) દારુણ અપમાનના અગ્નિનો ચોક્કસ પ્રતિકાર કરવાનો છે ત્યારે, આપણા બધામાંથી તારા સિવાય કોણ પ્રતિકાર કરી શકે તેમ છે ? પરંતુ –

**અશ્વત્થામા** – આનાથી આગળ શું (કરવું) ?

**કૃપ** – તારો સેનાપતિ તરીકેનો અભિષેક કરીને રણભૂમિ ઉપર (તને) ઉતારવાની ઇચ્છા છે.

**અશ્વત્થામા** – મામા, એ (બાબત) બીજાને આધીન છે અને તેનાથી કશું વળશે નહિ.

**કૃપ** – વત્સ, એ પરાધીન નથી અને તેનાથી કશું વળશે નહિ એમ પણ નથી.

જો તે (ભીષ્મ–દ્રોણ)ના જેવા કર્મવાળા તને અહીં (સેનાના) મોખરે સેનાપતિ તરીકે મૂકવામાં ન આવે તો ભીષ્મ–દ્રોણ વગરની કૌરવસેના કેવી રીતે ટકી શકશે ? (૨૬)

તારા જેવા જો કમર કસે, તો ત્રણેય લોક સામનો ન કરી શકે, તો પછી યુધિષ્ઠિરની સેનાની તો વાત જ શી ? હું તો માનું છું કે અભિષેકની સામગ્રી તૈયાર કરીને કૌરવરાજ થોડા જ સમયમાં તારી રાહ જોતા ઊભા છે.

**અશ્વત્થામા** – જો આમ હોય તો અપમાનના અગ્નિમાં સળગતું મારું આ મન તેના

तदहं गत्वा तातवधविषण्णमानसं कुरुपतिं सैनापत्यस्वयंग्रहणप्रणयसमाश्वासनया मन्दसंतापं करोमि ।

**कृपः** - वत्स एवमिदम् । अतस्तमेवोद्देशं गच्छावः ।

(इति परिक्रामतः ।)

(ततः प्रविशतः कर्णदुर्योधनौ ।)

**दुर्योधनः** - अङ्गराज,

**तेजस्वी रिपुहतबन्धुदुःखपारं**
**बाहुभ्यां व्रजति धृतायुधप्लवाभ्याम् ।**
**आचार्यः सुतनिधनं निशम्य संख्ये**
**किं शस्त्रग्रहसमये विशस्त्र आसीत् ॥ २७ ॥**

अथवा सूक्तमिदमभियुक्तैः प्रकृतिर्दुस्त्यजेति । यतः शोकान्धमनसा तेन विमुच्य क्षात्रधर्मकार्कश्यं द्विजातिधर्मसुलभो मार्दवपरिग्रहः कृतः ।

**कर्णः** - राजन् कौरवेश्वर न खल्विदमेवम् ।

**दुर्योधन** - कथं तर्हि ।

**कर्णः** - एवं किलास्याभिप्रायो यथा अश्वत्थामा मया पृथिवीराज्ये अभिषेक्तव्य इति । तस्याभावाद्वृद्धस्य मे ब्राह्मणस्य वृथा शस्त्रग्रहणमिति तथा कृतवान् ।

**दुर्योधन** - (सशिरःकम्पम्) एवमिदम् ।

**कर्णः** - एतदर्थं च कौरवपाण्डवपक्षपातप्रवृत्तमहासङ्ग्रामस्य राजकस्य परस्परक्षयमपेक्षमाणेन तेन प्रधानपुरुषवध उपेक्षा कृता ।

**दुर्योधनः** - उपपन्नमिदम् ।

**कर्णः** - अन्यच्च राजन् द्रुपदेनाप्यस्य बाल्यात्प्रभृत्यभिप्रायवेदिना न स्वराष्ट्रे वासो दत्तः ।

**दुर्योधनः** - साधु अङ्गराज साधु । निपुणमभिहितम् ।

**कर्णः** - न चायं ममैकस्याभिप्रायः । अन्येऽभियुक्ता अपि नैवेदमन्यथा मन्यन्ते ।

**दुर्योधनः** - एवमेतत् । कः सन्देहः ।

પ્રતિકારના જળમાં સ્નાન કરવા ઉતાવળું થાય છે. તો હું જઈને પિતાના વધથી દુઃખી ચિત્તવાળા કુરુપતિ પાસે જાતે જ સેનાપતિપદની માગણી કરીને (એ રીતે) આશ્વાસન આપીને તેનો સંતાપ ઘટાડું.

**કૃપ** – આ આવું છે, વત્સ. આથી આપણે તે જગ્યાએ જ જઈએ.

(ફરે છે.)

(પછી કર્ણ અને દુર્યોધન પ્રવેશે છે.)

**દુર્યોધન** – અંગરાજ,

બે હાથમાં ધારણ કરેલાં આયુધનાં હલેસાંથી તેજસ્વી પુરુષ, શત્રુએ હણેલા સ્વજનના દુઃખ(ના સમુદ્ર)ને પાર કરી જાય છે. યુદ્ધમાં આચાર્યે પુત્રના વધ વિશે સાંભળીને હથિયાર ગ્રહણ કરવાના સમયે શું હથિયાર મૂકી દીધાં ? (૨૭)

અથવા ડાહ્યા લોકોએ સાચું કહ્યું છે કે પ્રકૃતિને છોડવી મુશ્કેલ છે. જેથી, શોકથી અંધ ચિત્તવાળા તેમણે ક્ષાત્રધર્મની કઠોરતા છોડીને બ્રાહ્મણધર્મને સુલભ કોમળતા સ્વીકારી લીધી.

**કર્ણ** – રાજા કૌરવેશ્વર, ખરેખર આવું ન હતું.

**દુર્યોધન** – તો પછી શું (હતું) ?

**કર્ણ** – આનો આવો જ ઈરાદો હતો કે 'અશ્વત્થામાનો મારે પૃથ્વીના રાજા તરીકે અભિષેક કરવો.' તેમ ન થવાથી 'મારે વૃદ્ધ બ્રાહ્મણને (હવે) શસ્ત્રગ્રહણ નકામું છે' એમ (વિચારીને) આ પ્રમાણે કર્યું.

**દુર્યોધન** – (માથું હલાવીને) આ આવું (હતું) ?

**કર્ણ** – અને આ માટે કૌરવો અને પાંડવો તરફના પક્ષપાતને કારણે શરૂ થયેલા (આ) મહાન યુદ્ધમાં રાજસમૂહ એકબીજા સાથે (લડીને) ક્ષય પામે, એવી ઇચ્છા કરનાર તેમણે મુખ્ય પુરુષોના વધની (બાબતમાં) ઉપેક્ષા કરી.

**દુર્યોધન** – આ બરોબર છે.

**કર્ણ** – અને વળી રાજન્, બાળપણથી આનો અભિપ્રાય જાણનારા રાજા દ્રુપદે (એને) પોતાના રાજ્યમાં આશરો ન આપ્યો.

**દુર્યોધન** – વાહ, અંગરાજ, વાહ, તમે સરસ વાત કરી.

**કર્ણ** – અને વળી આ મારો એકલાનો અભિપ્રાય નથી. બીજા ડાહ્યા લોકો આનાથી ઊલટું માનતા જ નથી.

**દુર્યોધન** – આ આવું છે. (તેમાં) સંદેહ કેવો ?

दत्वाभयं सोऽतिरथो वध्यमानं किरीटिना ।
सिन्धुराजमुपेक्षेत नैवं चेत्कथमन्यथा ॥ २८ ॥

**कृपः** - (विलोक्य) वत्स एष दुर्योधनः सूतपुत्रेण सहास्यां न्यग्रोधच्छायायामुपविष्टस्तिष्ठति । तदुपसर्पावः ।

(तथा कृत्वा)

**उभौ** - विजयतां कौरवेश्वरः ।

**दुर्योधनः** - (दृष्ट्वा) अये कथं कृपोऽश्वत्थामा च । (आसनादवतीर्य कृपं प्रति) गुरो अभिवादये । (अश्वत्थामानमुद्दिश्य) आचार्यपुत्र ।

एह्यस्मदर्थहततात परिष्वजस्व
क्लान्तैरिदं मम निरन्तरमङ्गमङ्गैः ।
स्पर्शस्तवैष भुजयोः सदृशः पितुस्ते
शोकेऽपि यो विकृतिमेति तनूरुहेषु ॥ २९ ॥

(आलिङ्ग्य पार्श्वे उपवेशयति ।)

(अश्वत्थामा बाष्पमुत्सृजति ।)

**कर्णः** - द्रौणायने अलमत्यर्थमात्मानं शोकानले प्रक्षिप्य ।

**दुर्योधनः** - आचार्यपुत्र को विशेष आवयोरस्मिन्व्यसनमहार्णवे । पश्य ।

तातस्तव प्रणयवान्स पितुः सखा मे
शस्त्रे यथा तव गुरुः स तथा ममापि ।
किं तस्य देहनिधने कथयामि दुःखं
जानीहि तद्गुरुशुचा मनसा त्वमेव ॥३०॥

**कृपः** - वत्स यथाह कुरुपतिस्तथैवैतत् ।

**अश्वत्थामा** - राजन् एवं पक्षापातिनि त्वयि युक्तमेव शोकभारं लघूकर्तुम् । किन्तु,

मयि जीवति मत्तातः केशग्रहमवाप्तवान् ।
कथमन्ये करिष्यन्ति पुत्रेभ्यः पुत्रिणः स्पृहाम् ॥ ३१ ॥

**कर्णः** - द्रौणायने किमत्र क्रियते यदा तेनैव सर्वपरिभवत्राणहेतुना शस्त्रमुत्सृजता तादृशीमवस्थामात्मा नीतः ।

**अश्वत्थामा** - अङ्गराज किमाह भवान् किमत्र क्रियत इति । श्रूयतां यत्क्रियते ।

જો આવું ન હોત તો, સિંધુરાજને (હું તને અર્જુનથી બચાવીશ, એવું) અભયદાન આપીને પછી, અર્જુન મારતો હતો ત્યારે એની ઉપેક્ષા કરે એવું કેમ બને ? (૨૮)

**કૃપ** – (જોઈને) વત્સ, આ દુર્યોધન સૂતપુત્રની સાથે આ વડલાની છાયામાં બેઠા છે. તેમની પાસે જઈએ.

(એમ કરીને)

**બન્ને** – કૌરવરાજનો જય હો !

**દુર્યોધન** – (જોઈને) અરે, કૃપ અને કે ? (આસન પરથી ઊભા થઈને કૃપને) ગુરુ, પ્રણામ ! (અશ્વત્થામાને સંબોધીને) આચાર્યપુત્ર,

અમારે માટે હણાયેલા પિતાવાળા, આવ, આવ. થાકેલાં અંગોથી મારા આ અંગને ગાઢ રીતે આલિંગન આપ. શોકમાં પણ જે રોમાંચ પ્રગટાવે છે એવો તારો આ બાહુઓનો સ્પર્શ તારા પિતા જેવો છે. (૨૯)

(આલિંગન આપીને બાજુમાં બેસાડે છે.)

(અશ્વત્થામા આંસુ સારે છે.)

**કર્ણ** – દ્રોણપુત્ર, પોતાને વધુ પડતા શોકાગ્નિમાં નાંખો નહિ.

**દુર્યોધન** – આચાર્યપુત્ર, આ આપત્તિરૂપી મહાસાગરમાં આપણા (બંને) વચ્ચે શો ભેદ છે ? જો,

તારા તે પ્રેમાળ પિતા મારા પિતાના મિત્ર હતા. શસ્ત્રની બાબતમાં એ જેવા તારા ગુરુ હતા, તેવા મારા પણ હતા. તેમના અવસાનથી શું દુઃખ કહું ? તું જ તેમના પ્રત્યેના ભારે શોકવાળા મનને કારણે જાણી લે. (૩૦)

**કૃપ** – વત્સ, કુરુપતિએ જે કહ્યું તેમ જ છે.

**અશ્વત્થામા** – રાજા, જ્યારે આ પ્રકારનો તમારો પક્ષપાત છે ત્યારે શોકભાર હળવો કરું એ યોગ્ય જ છે. પરંતુ,

હું જીવતો હોવા છતાં મારા પિતાનું કેશગ્રહણ થયું. હવે બીજા પિતાઓ પોતાના પુત્રો પાસેથી શું ઇચ્છા રાખે ? (૩૧)

**કર્ણ** – **દ્રોણપુત્ર, જ્યારે તમામ પરાજયના બચાવરૂપ શસ્ત્રને છોડી દેતા તેઓ જાતે જ તેવી સ્થિતિને પામ્યા, ત્યારે આમાં થઈ જ શું શકે ?**

**અશ્વત્થામા** – **અંગરાજ, 'આમાં શું થઈ શકે', એમ શાથી કહો છો ? શું થઈ શકે, એ સાંભળો.**

**यो यः शस्त्रं बिभर्ति स्वभुजगुरुमदः पाण्डवीनां चमूनां**
**यो यः पाञ्चालगोत्रे शिशुरधिकवया गर्भशय्यां गतो वा ।**
**यो यस्तत्कर्मसाक्षी चरति मयि रणे यश्च यश्च प्रतीपः**
**क्रोधान्धस्तस्य तस्य स्वयमपि जगतामन्तकस्यान्तकोऽहम् ॥ ३२ ॥**

अपि च भो जामदग्न्यशिष्य कर्ण,

**देशः सोऽयमरातिशोणितजलैर्यस्मिन्ह्रदाः पूरिताः**
**क्षत्रादेव तथाविधः परिभवस्तातस्य केशग्रहः ।**
**तान्येवाहितशस्त्रघस्मरगुरूण्यस्त्राणि भास्वन्ति मे**
**यद्रामेण कृतं तदेव कुरुते द्रौणायनिः क्रोधनः ॥ ३३ ॥**

**दुर्योधनः** – आचार्यपुत्र तस्य तथाविधस्यानन्यसाधारणस्य ते वीरभावस्य किमन्यत्सदृशम् ।

**कृपः** – राजन् सुमहान्खलु द्रोणपुत्रेण वोढुमध्यवसितः समरभारः । तदहमेवं मन्ये भवता कृतपरिकरोऽयमुच्छेत्तुं लोकत्रयमपि समर्थः किं पुनर्युधिष्ठिरबलम् । अतोऽभिषिच्यतां सैनापत्ये ।

**दुर्योधनः** – सुष्ठु युज्यमानमभिहितं युष्माभिः । किं तु प्राक्प्रतिपन्नोऽयमर्थोऽङ्गराजस्य ।

**कृपः** – राजन् असदृशपरिभवशोकसागरे निमज्जन्तमेनमङ्गराजस्यार्थे नैवोपेक्षितुं युक्तम् । अस्यापि तदेवारिकुलमनुशासनीयम् । अतः किमस्य पीडा न भविष्यति ।

**अश्वत्थामा** – राजन् कौरवेश्वर किमद्यापि युक्तायुक्तविचारणया ।

**प्रयत्नपरिबोधितः स्तुतिभिरद्य शेषे निशा-**
**मकेशवमपाण्डवं भुवनमद्य निःसोमकम् ।**
**इयं परिसमाप्यते रणकथाद्य दोःशालिना**
**व्यपैतु नृपकाननातिगुरुरद्य भारो भुवः ॥ ३४ ॥**

**कर्णः** – (विहस्य) वक्तुं सुकरमिदं दुष्करमध्यवसितुम् । बहवः कौरवबलेऽस्य कर्मणः शक्ताः ।

**अश्वत्थामा** – अङ्गराज एवमिदम् । बहवः कौरवबलेऽत्र शक्ताः । किं तु दुःखोपहतः

પાંડવોની સેનાઓમાં પોતાના બાહુઓનું ભારે અભિમાન ધરાવતો જે કોઈ શસ્ત્ર ધારણ કરતો હોય, પાંચાલવંશમાં જે કોઈ બાળક, મોટી ઉંમરનું કે ગર્ભમાં સૂતેલું હોય, જે કોઈ તે કર્મનું સાક્ષી હોય, હું યુદ્ધમાં ફરતો હોઉં ત્યારે જે જે કોઈ સામે આવેલું હોય તે (સહુ)ને માટે, ક્રોધથી આંધળો બનેલો હું જગતમાં યમરાજનો પણ યમરાજ થઈશ. (૩૨)

અને વળી હે પરશુરામના શિષ્ય કર્ણ !

જ્યાં શત્રુઓના લોહીરૂપી જળથી તળાવો ભરાયાં હતાં, એ જ આ દેશ છે. ક્ષત્રિય દ્વારા જ (મારા) પિતાના કેશગ્રહણનું થયેલું અપમાન તે પ્રકારનું (જ) છે. મારી પાસે શત્રુઓનાં શસ્ત્રોનો નાશ કરવામાં એ જ શ્રેષ્ઠ ચમકતાં અસ્ત્રો છે. પરશુરામે જે કર્યું હતું, તે જ ક્રોધી દ્રોણપુત્ર (હવે) કરવાનો છે. (૩૩)

**દુર્યોધન** – આચાર્યપુત્ર, આ પ્રકારના એકદમ અસાધારણ પરાક્રમની ભાવનાને અનુરૂપ, આનાથી જુદું શું હોઈ શકે ?

**કૃપ** – રાજા, દ્રોણપુત્રે ખરેખર યુદ્ધનો ઘણો મોટો ભાર ઉપાડવાનો નિર્ણય કર્યો છે. હું તો એમ માનું છું કે તમે આની કમર કસો તો એ ત્રણેય લોકનો નાશ કરવા સમર્થ છે, (તો પછી) યુધિષ્ઠિરની સેનાની તો વાત જ શી ? આથી એનો સેનાપતિ તરીકે અભિષેક કરો.

**દુર્યોધન** – તમે સરસ અને યોગ્ય કહ્યું. પરંતુ આ બાબત તો અગાઉથી અંગરાજ માટે નક્કી થઈ ગઈ છે.

**કૃપ** – રાજા, જેનો જોટો જડે નહિ એવા અપમાનના શોકસાગરમાં ડૂબેલા આ (અશ્વત્થામા)ની અંગરાજ માટે અવગણના કરવી બરોબર નથી. આણે પણ એ જ શત્રુકૂળને દંડ આપવાનો છે. એથી (કર્ણને સેનાપતિ બનાવો તો) આને શું પીડા ન થાય ?

**અશ્વત્થામા** – રાજા કૌરવેશ્વર, શું હજુ પણ યોગ્ય અને અયોગ્ય વિશે વિચારણા (ને અવકાશ છે) ?

આજે સ્તુતિઓથી પ્રયત્નપૂર્વક જાગૃત થયેલા તમે રાત્રે (આરામથી) સૂશો. પૃથ્વી આજે કેશવ, પાંડવ અને સોમવંશ વગરની થશે. બાહુબળથી શોભતા (મારા) વડે આ યુદ્ધકથા આજે પૂરી થશે. આજે પૃથ્વી પરથી રાજાઓ રૂપી જંગલનો વધુ પડતો ભાર દૂર થાવ. (૩૪)

**કર્ણ** – (હસીને) બોલવું સહેલું છે, કરવું અઘરું છે. આ કામ કરી શકે એવા ઘણા કૌરવસેનામાં છે.

**અશ્વત્થામા** – અંગરાજ, આ પ્રમાણે છે. અહીં કૌરવસેનામાં ઘણા સમર્થ છે. પરંતુ દુઃખથી ઘેરાયેલો (હું) શોકના આવેગને વશ થઈને આ પ્રમાણે બોલું છું, નહિ કે

शोकावेगवशाद्ब्रवीमि न पुनर्वीरजनाधिक्षेपेण ।

कर्णः - मूढ दुःखितस्याश्रुपातः कुपितस्य चायुधद्वितीयस्य सङ्ग्रामावतरणमुचितं नैवंविधाः प्रलापाः ।

अश्वत्थामा - (सक्रोधम्) अरे रे राधागर्भभारभूत सूतापसद ममापि नामाश्वत्थाम्नो दुःखितस्याश्रुभिः प्रतिक्रियामुपदिशसि न शस्त्रेण । पश्य ।

निर्वीर्यं गुरुशापभाषितवशात्किं मे तवेवायुधं
संप्रत्येव भयाद्विहाय समरं प्राप्तोऽस्मि किं त्वं यथा ।
जातोऽहं स्तुतिवंशकीर्तनविदां किं सारथीनां कुले
क्षुद्रारातिकृताप्रियं प्रतिकरोम्यस्रेण नास्त्रेण यत् ॥ ३५ ॥

कर्णः - (सक्रोधम्) अरे रे वाचाट वृथाशस्त्रग्रहणदुर्विदग्ध बटो ।

निर्वीर्यं वा सवीर्यं वा मया नोत्सृष्टमायुधम् ।
यथा पाञ्चालभीतेन पित्रा ते बाहुशालिना ॥ ३६ ॥

अपि च ।

सूतो वा सूतपुत्रो वा यो वा को वा भवाम्यहम् ।
दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम् ॥ ३७ ॥

अश्वत्थामा - (सक्रोधम्) अरे रे रथकारकुलकलङ्क राधागर्भभारभूत अरे आयुधानभिज्ञ तातमप्यधिक्षिपसि । अथ वा,

स भीरुः शूरो वा प्रथितभुजसारस्त्रिभुवने
कृतं यत्तेनाजौ प्रतिदिनमियं वेत्ति वसुधा ।
परित्यक्तं शस्त्रं कथमिति स सत्यव्रतधरः
पृथासूनुः साक्षी त्वमसि रणभीरो क्व नु तदा ॥३८॥

कर्णः - (विहस्य) एवं भीरुरहम् । पुनर्विक्रमैकरसं तव पितरमनुस्मृत्य महान्मे संशयो जातः । अपि च रे मूढ,

यदि शस्त्रमुज्झितमशस्त्रपाणयो
न निवारयन्ति किमरीनुदायुधान् ।
यदनेन मौलिदलनेऽप्युदासितं
सुचिरं स्त्रियेव नृपचक्रसंनिधौ ॥ ३९ ॥

अश्वत्थामा - (सक्रोधं सकम्पं च) दुरात्मन् राजवल्लभ प्रगल्भ सूतापसद असंबद्धप्रलापिन्,

(બીજા) વીરપુરુષોને ઉતારી પાડવા માટે.

**કર્ણ** – મૂર્ખ, દુઃખિયાએ આંસુ સારવાં અને ગુસ્સે થયેલા ધનુર્ધારી માટે યુદ્ધમાં ઊતરવું યોગ્ય છે, આ પ્રમાણેના બકવાસ નહિ.

**અશ્વત્થામા** – (ક્રોધ સાથે) અરેરે, રાધાના ગર્ભમાં ભારરૂપ ! નીચ સારથિ ! દુઃખી થયેલા મને, અશ્વત્થામાને (તું) આંસુ દ્વારા બદલો લેવાનો ઉપદેશ આપે છે, શસ્ત્રથી નહિ ? જો,

તારી જેમ મારાં હથિયાર ગુરુના શાપને લીધે શું નિર્બળ થઈ ગયાં છે ? તારી જેમ (હું) ડરનો માર્યો અત્યારે શું યુદ્ધ છોડીને આવી ગયો છું ? શું હું સ્તુતિઓ અને વંશાવળીઓ ગાવામાં કુશળ સારથિઓના વંશમાં જન્મ્યો છું, તે તુચ્છ શત્રુએ કરેલા અપ્રિયનો બદલો આંસુથી લઉં અને હથિયારથી નહિ ? (૩૫)

**કર્ણ** – (ક્રોધ સાથે) અરેરે વાચાળ, નિષ્ફળ શસ્ત્રગ્રહણ કરવાથી છકી ગયેલા અલ્યા ઓ બ્રાહ્મણના બેટા !

(મારું) આયુધ અસરકારક હોય કે બિનઅસરકારક, (પરંતુ) પાંચાલથી ભય પામેલા તારા શક્તિશાળી પિતાની જેમ મેં હથિયાર મૂક્યાં નથી. (૩૬)

અને વળી,

હું સારથિ હોઉં કે સારથિનો દીકરો હોઉં કે પછી હું ગમે તે હોઉં; કુળમાં જન્મ દૈવને આધીન છે, પરંતુ પરાક્રમ મારે આધીન છે. (૩૭)

**અશ્વત્થામા** – (ક્રોધ સાથે) અરેરે રથકારના કુળમાં કલંકરૂપ, રાધાના ગર્ભમાં ભારરૂપ, અરે આયુધો નહિ જાણનાર ! પિતાને પણ ઉતારી પાડે છે ? અથવા,

તે ડરપોક હોય કે શૂર, ત્રણેય લોકમાં વિખ્યાત ભુજબળ ધરાવતા હતા. તેમણે રોજેરોજ યુદ્ધમાં જે કર્યું છે, તેને આ પૃથ્વી જાણે છે. (તેમણે) શસ્ત્ર કેમ ત્યજી દીધું તેના સાક્ષી સત્યવ્રતધારી પૃથાપુત્ર છે. પરંતુ ઓ રણભીરુ, એ વખતે તું ક્યાં હતો ? (૩૮)

**કર્ણ** – (હસીને) એમ, હું ભીરુ છું. પણ એકમાત્ર પરાક્રમમાં રસ ધરાવતા તારા પિતાની યાદ આવતાં મને મોટી શંકા જાગી છે. અને વળી હે મૂઢ,

જો શસ્ત્ર છોડી દીધું હોય તો પણ હાથમાં શસ્ત્ર વગરનાઓ ઉગામેલા હથિયારવાળા શત્રુઓને શું અટકાવી ન શકે ? (પરંતુ) આ તો માથું કપાતું હતું ત્યારે રાજસમૂહની હાજરીમાં લાંબો સમય બૈરીની જેમ ઉદાસીન રહ્યા. (૩૯)

**અશ્વત્થામા** – (ક્રોધ અને કંપ સાથે) પાપી, રાજાના વહાલા, નીચ સારથિ, સંબંધ વગરનો બકવાસ કરનારા !

कथमपि न निषिद्धो दुःखिना भीरुणा वा
द्रुपदतनयपाणिस्तेन पित्रा ममाद्य ।
तव भुजबलदर्पाध्मायमानस्य वामः
शिरसि चरण एष न्यस्यते वारयैनम् ॥ ४० ॥

(इति तथा कर्तुमुत्तिष्ठति ।)

कृपदुर्योधनौ - गुरुपुत्र मर्षय । (इति निवारयतः ।)

(अश्वत्थामा चरणप्रहारं नाटयति ।)

कर्णः - (सक्रोधमुत्थाय खड्गमाकृष्य ।) अरे दुरात्मन् वाचाल ब्रह्मबन्धो आत्मश्लाघ

जात्या काममवध्योऽसि चरणं त्विममुद्धृतम् ।
अनेन लूनं खड्गेन पतितं वेत्स्यसि क्षितौ ॥ ४१ ॥

अश्वत्थामा - अरे मूढ किं नाम जात्या काममवध्योऽहम् । इयं सा जातिस्त्यक्ता । (इति यज्ञोपवीतं छिनत्ति । पुनश्च सक्रोधम् ।)

अद्य मिथ्याप्रतिज्ञोऽसौ किरीटी क्रियते मया ।
शस्त्रं गृहाण वा त्यक्त्वा मौलौ वा रचयाञ्जलिम् ॥ ४२ ॥

(उभावपि खड्गमाकृष्यान्योन्यं प्रहर्तुमुद्यतौ । कृपदुर्योधनौ वारयतः ।)

दुर्योधनः - सखे आचार्यपुत्र शस्त्रग्रहणेनालम् ।

कृपः - वत्स सूतपुत्र शस्त्रग्रहणेनालम् ।

अश्वत्थामा - मातुल मातुल किं निवारयसि । अयमपि तातनिन्दाप्रगल्भः सूतापसदो धृष्टद्युम्नपक्षपात्येव ।

कर्णः - राजन् न खल्वहं निवारयितव्यः ।

उपेक्षितानां मन्दानां धीरसत्त्वैरवज्ञया ।
अत्रासितानां क्रोधान्धैर्भवत्येषा विकत्थना ॥ ४३ ॥

अश्वत्थामा - राजन् मुञ्च मुञ्चैनम् । आसादयतु मद्भुजान्तरनिष्पेषसुलभमसूनामवसादनम् ।

अन्यच्च राजन् स्नेहेन कार्येण वा यत्त्वमेनं ताताधिक्षेपकारिणं दुरात्मानं मत्तः परिरक्षितुमिच्छसि तदुभयमपि वृथैव । पश्य ।

દુ:ખી અથવા ડરપોક પિતાએ દ્રુપદપુત્રનો હાથ, ગમે તેમ પણ, ન અટકાવ્યો. (પરંતુ) આજે મારો આ ડાબો પગ બાહુબળથી હવા ભરાઈ ગયેલા તારા મસ્તક ઉપર મૂકું છું; (જીગર હોય તો) રોક એને. (૪૦)

(એમ કરવા ઊભો થાય છે.)

**કૃપ અને દુર્યોધન** – ગુરુપુત્ર, માફ કરો. (અટકાવે છે.)

(અશ્વત્થામા લાત મારવાનો અભિનય કરે છે.)

**કર્ણ** – (ક્રોધ સાથે ઊભો થઈને, ખડ્ગ ખેંચીને) અરે પાપી, બડબડિયા, હલકટ બામણ, બડાઈખોર !

જાતિના કારણે તું ભલે અવધ્ય હોય, પરંતુ આ ઉઠાવેલા પગને તું ખડ્ગથી કપાયેલો અને જમીન ઉપર પડેલો જાણજે. (૪૧)

**અશ્વત્થામા** – અરે મૂર્ખ, શું હું જાતિથી અવધ્ય છું, એમ ? (લે) આ ફગાવી દીધી એ જાતિ ! (જનોઈ તોડી નાખે છે. ફરીથી ક્રોધ સાથે)

આજે હું (કર્ણને મારવાની) આ અર્જુનની પ્રતિજ્ઞા વ્યર્થ કરું છું. ઉપાડ હથિયાર, અથવા (એને) છોડીને માથા ઉપર હાથ જોડ. (૪૨)

(બંને ખડ્ગ ખેંચીને એકબીજાને મારવા તૈયાર થાય છે. કૃપ અને દુર્યોધન વારે છે.)

**દુર્યોધન** – મિત્ર, આચાર્યપુત્ર, શસ્ત્ર ઉપાડો નહિ.

**કૃપ** – વત્સ, સૂતપુત્ર, શસ્ત્ર ઉપાડો નહિ.

**અશ્વત્થામા** – મામા, મામા, કેમ રોકો છો ? પિતાની નિંદા કરવામાં ઉદ્ધત, હલકો આ સારથિ પણ ધૃષ્ટદ્યુમ્નના પક્ષનો જ છે.

**કર્ણ** – રાજા, ખરેખર મને રોકો નહિ.

ગંભીર પ્રકૃતિવાળા પુરુષોની અવગણનાથી ઉપેક્ષા પામેલા, જડ તથા ક્રોધથી આંધળા થયેલાઓ દ્વારા ધમકી નહિ પામેલા માણસો આવી બડાઈ હાંકે છે. (૪૩)

**અશ્વત્થામા** – રાજા, છોડો, છોડો એને. મારા બાહુઓમાં કચડાવાથી સહેલાઈથી મળતું મૃત્યુ એને પામવા દો. અને વળી રાજન્, સ્નેહને કારણે કે સ્વાર્થને કારણે તમે આ પિતૃનિન્દક પાપીને મારાથી બચાવવા માગશો તો તે બંને ફોગટ છે. જુઓ,

**पापप्रियस्तव कथं गुणिनः सहायः**
**सूतान्वयः शशधरान्वयसंभवस्य ।**
**हन्ता किरीटिनमहं नृप मुञ्च कुर्यां**
**क्रोधादकर्णमपृथात्मजमद्य लोकम् ।।४४।।**

(इति प्रहर्तुमिच्छति ।)

**कर्णः** - (खड्गमुद्यम्य) अरे वाचाट ब्राह्मणाधम अयं न भवसि । राजन् मुञ्च मुञ्च । न खल्वहं वारयितव्यः । (हन्तुमिच्छति ।)

(दुर्योधनकृपौ निवारयतः ।)

**दुर्योधनः** - कर्ण गुरुपुत्र कोऽयमद्य युवयोर्व्यामोहः ।

**कृपः** - वत्स अन्यदेव प्रस्तुतमन्यत्रावेग इति कोऽयं व्यामोहः । स्वबलव्यसनं चेदस्मिन्काले राजकुलस्यास्य युष्मत्त एव भवतीति वामः पन्थाः ।

**अश्वत्थामा** - मातुल न लभ्यतेऽस्य कटुप्रलापिनो रथकारकुलकलङ्कस्य दर्पः शातयितुम् ।

**कृपः** - वत्स अकालः खलु स्वबलप्रधानविरोधस्य ।

**अश्वत्थामा** - मातुल यद्येवम् ।

**अयं पापो यावन्न निधनमुपेयादरिशरैः**
**परित्यक्तं तावत्प्रियमपि मयास्त्रं रणमुखे ।**
**बलानां नाथेऽस्मिन्परिकुपितभीमार्जुनभये**
**समुत्पन्ने राजा प्रियसखबलं वेत्तु समरे ।।४५।।**

(इति खड्गमुत्सृजति ।)

**कर्णः** - (विहस्य) कुलक्रमागतमेवैतद्भवादृशां यदस्त्रपरित्यागो नाम ।

**अश्वत्थामा** - ननु रे अपरित्यक्तमपि भवादृशैरायुधं चिरपरित्यक्तमेव निष्फलत्वात् ।

**कर्णः** - अरे मूढ,

**धृतायुधो यावदहं तावदन्यैः किमायुधैः ।**
**यद्वा न सिद्धमस्त्रेण मम तत्केन सेत्स्यति ।। ४६ ।।**

(नेपथ्ये)

आः दुरात्मन् द्रौपदीकेशाम्बराकर्षणमहापातकिन् धार्तराष्ट्रापसद चिरस्य खलु कालस्य मत्संमुखमागतोऽसि । क्षुद्रपशो क्वेदानीं गम्यते । अपि च । भो भो राधेयदुर्योधनसौबल-प्रभृतयः पाण्डवविद्वेषिणश्चापपाणयो मानधनाः शृण्वन्तु भवन्तः ।

પાપપ્રિય (અને) સારથિના વંશમાં જન્મેલો આ, સદ્‌ગુણી (અને) ચન્દ્રવંશમાં જન્મેલા તમારો સહાયક કેવો ? હું અર્જુનને મારીશ. રાજા, છોડો (આને). આજે હું જગતને ક્રોધથી કર્ણ અને અર્જુન વગરનું કરી નાખું. (૪૪)

(પ્રહાર કરવા ઇચ્છે છે.)

**કર્ણ** – (ખડ્‌ગ ઉગામીને) અરે બબડાટિયા, નીચ બામણ ! હવે તું (જીવતો) નહિ રહે. છોડો, છોડો, રાજા. મને અટકાવશો નહિ. (હણવા ઇચ્છે છે.)

(દુર્યોધન અને કૃપ અટકાવે છે.)

**દુર્યોધન** – કર્ણ, ગુરુપુત્ર આજે તમારા બેનું આ કેવું ગાંડપણ છે !

**કૃપ** – વત્સ, પ્રસ્તુત (કંઈક) બીજું જ છે, અને આવેગ બીજી બાજુ છે, એવું તે આ કેવું ગાંડપણ છે ! આ સમયે જો આ રાજવંશની પોતાની સેનાને તમારા લીધે જ જો આફત આવે તો આ (તમારો) માર્ગ અવળો છે.

**અશ્વત્થામા** – મામા, કડવું બબડતા આ રથકારના કુળના કલંકનું અભિમાન તોડી પાડવાની (તક) મળતી નથી.

**કૃપ** – વત્સ, પોતાની સેનાની (એક) મુખ્ય વ્યક્તિના વિરોધનો આ સમય નથી.

**અશ્વત્થામા** – મામા, જો આમ હોય તો,

જ્યાં સુધી શત્રુનાં બાણથી આ પાપી નાશ ન પામે, ત્યાં સુધી હું (મારા) પ્રિય અસ્ત્રનો પણ રણમોરચે ત્યાગ કરું છું. હે રાજન્, આ સેનાપતિ છે ત્યારે ગુસ્સે થયેલા ભીમ અને અર્જુનનો ભય ઊભો થાય એ વખતે (તમારા આ) પ્રિય મિત્રની શક્તિ તમે યુદ્ધમાં જાણી લેજો. (૪૫)

(ખડ્‌ગ ફેંકી દે છે.)

**કર્ણ** – (હસીને) આ અસ્ત્રત્યાગ તો આપના જેવાને માટે વંશપરંપરાથી ચાલ્યું આવેલું છે.

**અશ્વત્થામા** – અરે, ખરેખર તમારા જેવા માટે તો આયુધ, નિષ્ફળ હોવાને લીધે લાંબા સમયથી ત્યજી દીધેલું જ છે.

**કર્ણ** – અરે, મૂર્ખ,

જ્યાં સુધી મેં આયુધ ધારણ કર્યું છે, ત્યાં સુધી બીજા(નાં) આયુધોની શી (જરૂર) છે ? અથવા જે મારા અસ્ત્રથી સિદ્ધ ન થાય, તે (બીજા) કોનાથી સિદ્ધ થઈ શકશે ? (૪૬)

(નેપથ્યમાં)

અરે, દુષ્ટ, દ્રૌપદીના વસ્ત્ર અને વાળ ખેંચવાનું મહાપાપ કરનારા, નીચ ધૃતરાષ્ટ્રપુત્ર ! ઘણા લાંબા વખતે મારી સામે આવ્યો છે. તુચ્છ પશુ, હવે ક્યાં જઈશ ? અને વળી; અરે, અરે, રાધાપુત્ર, દુર્યોધન, શકુનિ વગેરે પાંડવશત્રુઓ, ધનુર્ધારીઓ, સ્વમાનીઓ ! સાંભળો લો તમે.

स्पृष्टा येन शिरोरुहे नृपशुना पाञ्चालराजात्मजा
येनास्याः परिधानमप्यपहृतं राज्ञां गुरूणां पुरः ।
यस्योरःस्थलशोणितासवमहं पातुं प्रतिज्ञातवा-
न्सोऽयं मद्भुजपञ्जरे निपतितः संरक्ष्यतां कौरवः ॥ ४७ ॥

(सर्व आकर्णयन्ति ।)

**अश्वत्थामा** - (सोत्प्रासम्) अङ्गराज सेनापते जामदग्न्यशिष्य द्रोणोपहासिन् भुजबलपरिरक्षितसकललोक । (धृतायुधः इति पठित्वा ।) इदं तदासन्नतरमेव संवृत्तम् । रक्षैनं सांप्रतं भीमाद् दुःशासनम् ।

**कर्णः** - आः क शक्तिर्वृकोदरस्य मयि जीवति दुःशासनस्य छायामप्याक्रमितुम् । युवराज न भेतव्यं न भेतव्यम् । अयमहमागतोऽस्मि । (इति निष्क्रान्तः ।)

**अश्वत्थामा** - राजन्कौरवनाथ अभीष्मद्रोणं संप्रति कौरवबलमालोडयन्तौ भीमार्जुनौ राधेयेनैवंविधेनान्येन वा न शक्येते निवारयितुम् । अतः स्वयमेव भ्रातुः प्रतीकारपरो भव ।

**दुर्योधनः** - आः का शक्तिरस्ति दुरात्मनः पवनतनयस्यान्यस्य वा मयि जीवति शस्त्रपाणौ वत्सस्य छायामप्याक्रमितुम् । वत्स न भेतव्यं न भेतव्यम् । कः कोऽत्र भोः । रथमुपनय । (इति निष्क्रान्तः ।)

(नेपथ्ये कलकलः ।)

**अश्वत्थामा** - (अग्रतोऽवलोक्य) मातुल हा धिक्कष्टम् । एष खलु भ्रातुः प्रतिज्ञाभङ्गभीरुः किरीटी समं दुर्योधनराधेयौ शरवर्षैर्दुर्वारैरभिद्रवति । सर्वथा पीतं दुःशासनशोणितं भीमेन । न खलु विषहे दुर्योधनानुजस्यैनां विपत्तिमवलोकयितुम् । अनृतमनुमतं नाम । मातुल शस्त्रं शस्त्रम् ।

सत्यादप्यनृतं श्रेयो धिक्स्वर्गं नरकोऽस्तु मे ।
भीमाद्दुःशासनं त्रातुं त्यक्तमत्यक्तमायुधम् ॥ ४८ ॥

(इति खड्गं ग्रहीतुमिच्छति ।)

(नेपथ्ये ।)

महात्मन् भारद्वाजसूनो न खलु सत्यवचनमनुल्लङ्घितपूर्वमुल्लङ्घयितुमर्हसि ।

**कृपः** - वत्स अशरीरिणी भारती भवन्तमनृतादभिरक्षति ।

**अश्वत्थामा** - कथमियममानुषी वाग् नानुमनुते सङ्ग्रामावतरणं मम । भोः कष्टम् ।

જે નરપશુએ પાંચાલની રાજકન્યાને વાળથી પકડી હતી (અને) જેણે રાજાઓ અને વડીલોની હાજરીમાં એનાં વસ્ત્ર પણ ખેંચ્યાં હતાં, જેની છાતીમાંથી લોહીરૂપી મદિરા પીવાની મેં પ્રતિજ્ઞા લીધી હતી તે આ (દુઃશાસન) મારા બાહુરૂપી પાંજરામાં પડ્યો છે. બચાવો આ કૌરવને. (૪૭)

(બધા સાંભળે છે.)

**અશ્વત્થામા** – (કટાક્ષ સાથે) પરશુરામના શિષ્ય ! દ્રોણની મશ્કરી કરનારા ! ભુજબળથી સમગ્ર સંસારનું રક્ષણ કરનારા ! સેનાપતિ અંગરાજ ! (જ્યાં સુધી મેં આયુધ ધારણ કર્યું છે..(૩:૪૫)' એમ બોલીને.) આ તો બહુ ઝડપથી બન્યું. હવે આ દુઃશાસનને ભીમથી બચાવ.

**કર્ણ** – આહ, મારા જીવતાં દુઃશાસનની છાયા ઉપર પણ હુમલો કરવાની ભીમમાં શક્તિ કેવી ? યુવરાજ, ડર નહિ. આ હું આવું છું. (જાય છે.)

**અશ્વત્થામા** – રાજા કૌરવનાથ, હવે ભીષ્મ અને દ્રોણ સિવાયની કૌરવસેનાને ધમરોળી કરી નાખતા ભીમ ને અર્જુનને રોકવાનું રાધાપુત્ર કે એના જેવા બીજાથી શક્ય નથી. તો (તમે) જાતે જ ભાઈના રક્ષણમાં લાગી જાવ.

**દુર્યોધન** – આહ, શસ્ત્રધારી હું જીવતો છું ત્યાં સુધી દુષ્ટ પવનપુત્રમાં કે બીજા કોઈમાં વત્સની છાયા ઉપર પણ હુમલો કરવાની શક્તિ કેવી ? વત્સ, ડર નહિ, ડર નહિ. કોણ છે, અરે કોણ છે અહીં ? રથ લાવો. (જાય છે.)

(નેપથ્યમાં કોલાહલ)

**અશ્વત્થામા** – (આગળ જોઈને) અરે, ધિક્કાર, દુઃખ છે મામા ! ભાઈની પ્રતિજ્ઞાના ભંગના ભયવાળો આ અર્જુન ખરેખર દુર્યોધન અને કર્ણ ઉપર એક સાથે અટકાવવી મુશ્કેલ એવી બાણવર્ષાથી ધસી રહ્યો છે. ભીમે એકદમ દુઃશાસનનું લોહી પીધું (જ સમજો). દુર્યોધનના નાના ભાઈ ઉપરની આ આફત જોવાનું ખરેખર (હું) સહન ન કરી શકું. મામા, શસ્ત્ર, શસ્ત્ર.

(અત્યારે) સત્ય કરતાં અસત્ય વધુ સારું છે. ધિક્કાર છે સ્વર્ગને ! ભલે મને નરક મળે. ત્યજી દીધેલું આયુધ (પણ) દુઃશાસનને ભીમથી બચાવવા માટે (જાણે કે) નહિ ત્યજેલા જેવું છે. (૪૮)

(ખડ્ગ લેવા ઇચ્છે છે.)

(નેપથ્યમાં)

મહાત્મા ભારદ્વાજપુત્ર, (તમે) પહેલાં ક્યારેય સત્યવચન ઓળંગ્યું નથી, તો (આ વખતે) ખરેખર ઓળંગવું યોગ્ય નથી.

**કૃપ** – વત્સ, અશરીરી વાણી તને અસત્યથી બચાવે છે.

**અશ્વત્થામા** – શું આ અમાનુષી વાણી મને યુદ્ધમાં ઊતરવાની સંમતિ નથી

आः पक्षपातिनो देवा अपि पाण्डवानाम् । सर्वथा पीतं दुःशासनशोणितं भीमेन । भोः कष्टं कष्टम् ।

दुःशासनस्य रुधिरे पीयमानेऽप्युदासितम् ।
दुर्योधनस्य कर्तास्मि किमन्यत्प्रियमाहवे ॥ ४९ ॥

मातुल राधेयक्रोधवशादनार्यमस्माभिराचरितम् । अतस्त्वमपि तावदस्य राज्ञः पार्श्ववर्ती भव ।

कृपः - गच्छाम्यहमत्र प्रतिविधातुम् । भवानपि शिबिरसन्निवेशमेव प्रतिष्ठताम् ।

(परिक्रम्य निष्क्रान्तौ)

इति तृतीयोऽङ्कः ।

આપતી ? અરે કષ્ટ છે. આહ, દેવો પણ પાંડવોનો પક્ષપાત કરે છે. ભીમે એકદમ દુઃશાસનનું લોહી પી લીધું. કષ્ટ છે, અરે, કષ્ટ છે !

દુઃશાસનનું લોહી પીવાતું હતું, ત્યારે હું ઉદાસીન રહ્યો. (તો હવે) યુદ્ધમાં દુર્યોધનનું બીજું શું પ્રિય કરું ? (૪૯)

મામા, કર્ણના ક્રોધને કારણે અમે અનાર્ય આચરણ કર્યું. આથી તમેય તો આ રાજાની પડખે રહો.

કૃપ – પ્રતિકાર કરવા હું અહીંથી જાઉં છું. તમે પણ છાવણી તરફ જ પ્રસ્થાન કરો.

(બંને જાય છે.)

## તૃતીય અંક સમાપ્ત

# चतुर्थोऽङ्कः

(ततः प्रविशति प्रहारमूर्च्छितं रथस्थं दुर्योधनमपहरन् सूतः ।)

(सूतः ससंभ्रमं परिक्रामति ।)

(नेपथ्ये)

भो भोः बाहुबलावलेपप्रवर्तितमहासमरदोहदाः कौरवपक्षपातपणीकृतप्राणद्रविणसंचया नरपतयः संस्तभ्यन्तां संस्तभ्यन्तां निहतदुःशासनपीतावशेषशोणितस्नपितबीभत्सवेषवृकोदर-दर्शनभयपरिस्खलत्प्रहरणानि रणात्प्रद्रवन्ति बलानि ।

**सूतः** - (विलोक्य) कथमेष धवलचपलचामरचुम्बितकनककमण्डलुना शिखराव-बद्धवैजयन्तीसूचिते हतगजवाजिनरकलेवरसहस्रसंमर्दविषमोद्घातकृतकलकलकिङ्किणीजालमालिना रथेन शरवर्षस्तम्भितपरबलपराक्रमप्रसरः प्रद्रुतमात्मबलमाश्वासयन्कृपः किरीटिनाभियुक्तमङ्गराज-मनुसरति । हन्त जातमस्मद्बलानामवलम्बनम् ।

(नेपथ्ये कलकलानन्तरम्)

भो भोः अस्मद्दर्शनभयस्खलितकार्मुककृपाणतोमरशक्तयः कौरवचमूभटाः पाण्डवपक्षपातिनश्च योधाः न भेतव्यं न भेतव्यम् । अयमहं निहतदुःशासनपीवरोरःस्थलक्षतजासवपानमदोद्धतो रभसगामी स्तोकावशिष्टप्रतिज्ञामहोत्सवः कौरवराजस्य द्यूतनिर्जितो दासः पार्थमध्यमो भीमसेनः सर्वान्भवतः साक्षीकरोमि । श्रूयताम् ।

**राज्ञो मानधनस्य कार्मुकभृतो दुर्योधनस्याग्रतः**
**प्रत्यक्षं कुरुबान्धवस्य मिषतः कर्णस्य शल्यस्य च ।**
**पीतं तस्य मयाद्य पाण्डववधूकेशाम्बराकर्षिणः**
**कोष्णं जीवत एव तीक्ष्णकरजक्षुण्णादसृग्वक्षसः ॥ १ ॥**

**सूतः** - (श्रुत्वा सभयम्) अये आसन्न एव दुरात्मा कौरवराजपुत्रमहावनोत्पातमारुतो मारुतिः । अनुपलब्धसंज्ञश्च तावदत्र महाराजः । भवतु । सुदूरमपहरामि स्यन्दनम् । कदाचिद् दुःशासन इवास्मिन्नप्ययमनार्योऽनार्यमाचरिष्यति । (त्वरिततरं परिक्रम्यावलोक्य च) अये

# ચતુર્થ અંક

(પ્રહારથી બેભાન બનેલા, રથ ઉપર રહેલા દુર્યોધનને લઈ જતો સારથિ પ્રવેશ કરે છે.)

(સારથિ ગભરાટ સાથે ફરે છે.)

(નેપથ્યમાં)

અરે, અરે, બાહુબળના ગર્વથી શરૂ થયેલા મહાયુદ્ધની ઇચ્છાવાળા (અને) કૌરવોના પક્ષપાતને કારણે પોતાની એકઠી કરેલી સંપત્તિ સમા પ્રાણોને હોડમાં મૂકનારા હે રાજાઓ ! હણાયેલા દુઃશાસનના પીવામાંથી વધેલા લોહીથી સ્નાન કરતા (અને) બીભત્સ વેશવાળા વૃકોદરના દર્શનથી ભય પામીને શસ્ત્રો મૂકીને રણમાંથી નાસી રહેલી સેનાઓને રોકો, રોકો.

**સારથિ** – (જોઈને) શ્વેત (અને) હાલતા ચામરથી સ્પર્શાયેલા સુવર્ણના કળશવાળા, ટોચે ફરકતી ધજાથી સૂચવાતા (અને) હણાયેલા હાથી, ઘોડા અને મનુષ્યોના દેહોના ઢગલાને કારણે અસમાનપણે લાગતા આંચકાથી રણકતી ઘૂઘરીઓની માળાવાળા રથથી, બાણનો વરસાદ વરસાવીને શત્રુસેનાના પરાક્રમના પ્રસારને રોકી રાખતા (અને) નાસી જતી પોતાની સેનાને આશ્વાસન આપતા આ કૃપ શું અર્જુને આક્રમણ કરેલા અંગરાજની પાછળ જાય છે ? વાહ, અમારી સેનાને આધાર મળી ગયો !

(નેપથ્યમાં, કોલાહલ પછી)

અરે, અરે, અમારા દર્શનથી ભયને કારણે (હાથમાંથી) પડી ગયેલાં ધનુષ્ય, તલવાર, બરછી અને ભાલાવાળા કૌરવસેનાના સૈનિકો અને પાંડવોના પક્ષે રહેલા યોદ્ધાઓ ! ડરો નહિ ડરો નહિ. હણાયેલા દુઃશાસનની માંસલ છાતીમાંથી લોહરૂપી મદિરા પીને મદથી ઉદ્ધત બનેલો, વેગથી જઈ રહેલો, થોડાક બાકી રહેલા પ્રતિજ્ઞારૂપી મહોત્સવવાળો, કૌરવરાજનો જુગારમાં જિતાયેલો દાસ, વચલો પૃથાપુત્ર આ હું ભીમસેન તમને બધાને સાક્ષી તરીકે રાખું છું. સાંભળો.

માનરૂપી ધનવાળા, ધનુર્ધારી રાજા દુર્યોધનની સામે અને વિવશપણે જોઈ રહેલા કુરુઓના સ્વજન કર્ણ અને શલ્યની હાજરીમાં મેં આજે પાંડવોની વહુનાં વસ્ત્ર અને વાળ ખેંચનારા (દુઃશાસન)ની તીક્ષ્ણ નખથી ચીરી નાખેલી છાતીમાંથી, એના જીવતાં જ, હૂંફાળું લોહી પીધું છે. (૧)

**સારથિ** – (સાંભળીને, ભય સાથે) અરે, કૌરવરાજના પુત્રોરૂપી મહાવનમાં વંટોળિયા જેવો દુષ્ટ પવનપુત્ર (ભીમસેન) આવી જ પહોંચ્યો. ત્યારે અહીં મહારાજ હજુ ભાનમાં આવ્યા નથી. ભલે રથને ખાસ્સો દૂર લઈ જાઉં. એ જંગલી કદાચ દુઃશાસનની

अयमसौ सरसीसरोजविलोलनसुरभिशीतलमातरिश्वसंवाहितसान्द्रकिसलयो न्यग्रोधपादपः । उचिता विश्रामभूरियं समरव्यापारखिन्नस्य वीरजनस्य । अत्र स्थितश्छायाचिततालवृन्तेन हरिचन्दनच्छटाशीतलेनाप्रयत्नसुरभिणा दशापरिणामयोग्येन सरसीसमीरणेनामुना गतक्लमो भविष्यति महाराजः । लूनकेतुश्चायं रथोऽनिवारित एव प्रवेक्ष्यति छायाम् । (इति प्रवेशं रूपयित्वा) कः कोऽत्र भोः । (समन्तादवलोक्य ।) कथं न कश्चिदत्र परिजनः । नूनं तथाविधस्य वृकोदरस्य दर्शनादेवंविधस्य च स्वामिनस्त्रासेन शिबिरसन्निवेशमेव प्रविष्टः । कष्टं भोः कष्टम् ।

दत्त्वा द्रोणेन पार्थादभयमपि न संरक्षितः सिन्धुराजः
क्रूरं दुःशासनेऽस्मिन्हरिण इव कृतं भीमसेनेन कर्म ।
दुःसाध्यामप्यरीणां लघुमिव समये पूरयित्वा प्रतिज्ञां
नाहं मन्ये सकामं कुरुकुलविमुखं दैवमेतावतापि ॥ २ ॥

(राजानवमलोक्य) कथमद्यापि न चेतनां लभते महाराजः । भोः कष्टम् । (निःश्वस्य)

मदकलितकरेणुभज्यमाने
विपिन इव प्रकटैकशालशेषे ।
हतसकलकुमारके कुलेऽस्मिं-
स्त्वमपि विधेरवलोकितः कटाक्षैः ॥ ३ ॥

ननु भो हतविधे भरतकुलविमुख ।

अक्षतस्य गदापाणेरनारूढस्य संशयम् ।
एषापि भीमसेनस्य प्रतिज्ञा पूर्यते त्वया ॥ ४ ॥

**दुर्योधनः** - (शनैरुपलब्धसंज्ञः ।) आः का शक्तिरस्ति दुरात्मनो वृकोदरहतकस्य मयि जीवति दुर्योधने प्रतिज्ञां पूरयितुम् । वत्स दुःशासन न भेतव्यं न भेतव्यम् । अयमहमागतोऽस्मि । ननु सूत प्रापय रथं तमेवोद्देशं यत्र वत्सो मे दुःशासनः ।

**सूतः** - आयुष्मन् अक्षमाः संप्रति वाहास्ते रथमुद्वोढुम् । (अपवार्य) मनोरथं च ।

**दुर्योधनः** - (रथादवतीर्य सगर्वं साकूतं च) कृतं स्यन्दनगमनकालातिपातेन ।

**सूतः** - (सवैलक्ष्यं सकरुणं च) मर्षयतु मर्षयत्वायुष्मान् ।

જેમ આમની બાબતમાં પણ જંગાલિયતભર્યું (કૃત્ય) આચરી નાંખે. (બહુ ઝડપથી ફરીને અને જોઈને) અરે, સરોવરનાં કમળ હાલવાથી સુવાસિત (અને) શીતળ પવનને લીધે હાલતાં ગાઢ પાંદડાવાળો આ વડલો છે. યુદ્ધના કાર્યથી થાકેલા વીરપુરુષને લાયક આ વિસામાનું સ્થાન છે. વણમાગ્યા પંખાની જેમ, હરિચંદનના સમૂહથી શીતળ અને વગર પ્રયત્ને સુવાસિત બનેલા, મૂર્છા દૂર કરી શકે તેવા સરોવર ઉપરથી વહેતા આ પવનથી અહીં રહેલા મહારાજનો થાક દૂર થઈ જશે. તૂટેલી ધજાવાળો આ રથ અવરોધ વગર (આની) છાયામાં પ્રવેશી જશે. (પ્રવેશનો અભિનય કરીને) કોણ છે, અરે, અહીં કોણ છે ? (ચારે બાજુ જોઈને) કેમ અહીં કોઈ સેવક નથી ? ખરેખર વૃકોદરના આ પ્રકારના દર્શનને કારણે અને સ્વામીના આ પ્રકારના ત્રાસને કારણે છાવણીમાં જ ભરાઈ ગયો (લાગે) છે. કષ્ટ છે, અરે કષ્ટ છે.

સિંધુરાજને અર્જુનથી અભય આપીને પણ દ્રોણ તેને બચાવી શક્યા નહિ. આ દુઃશાસન સાથે ભીમે પશુ જેવું ઘાતકી કર્મ કર્યું. યુદ્ધમાં શત્રુઓની દુઃસાધ્ય પ્રતિજ્ઞા પણ જાણે સહજતાથી પૂરી કરાવીને કુરુવંશથી વિમુખ દૈવ આટલાથી પણ ધરાતું નથી, (એમ) મારું માનવું છે. (૨)

(રાજાને જોઈને) શું હજુ પણ મહારાજ ભાનમાં નથી આવતા ? અરે, કષ્ટ છે. (નિસાસો નાખીને)

મદમત્ત હાથીથી નાશ પામેલા અને જેમાં એક (જ) સાલવૃક્ષ બાકી રહ્યું છે તેવા જંગલ જેવા, હણાયેલા બધા કુમારવાળા આ વંશમાં (બાકી રહેલા) તમનેય વિધિ કટાક્ષોથી જોઈ રહેલ છે. (૩)

ખરેખર, અરે, ભરતવંશથી વિમુખ બનેલા દુષ્ટ ભાગ્ય !

ઘા વગરના, ('કદાચ દુર્યોધન મને નહિ મારે ને?' એવા) સંશયને નહિ પામેલી, ગદાધારી ભીમસેનની આ પ્રતિજ્ઞા પણ તેં પૂરી કરી આપી ! (૪)

**દુર્યોધન** – (ધીમે ધીમે ભાનમાં આવીને) આહ, જ્યારે હું દુર્યોધન જીવતો છું ત્યાં સુધી દુષ્ટ નીચ વૃકોદરમાં પ્રતિજ્ઞા પૂરી કરવાની શક્તિ કેવી ? વત્સ દુઃશાસન, ડર નહિ, ડર નહિ. આ હું આવું છું. ખરેખર, સારથિ, જ્યાં મારો વત્સ દુઃશાસન હોય, તે જ જગ્યાએ રથ લઈ જા.

**સારથિ** – આયુષ્માન, અત્યારે અશ્વો તમારા રથને લઈ જવા સમર્થ નથી. (બાજુ પર) અને મનોરથને (લઈ જવા પણ સમર્થ નથી).

**દુર્યોધન** – (રથમાંથી ઊતરીને અભિમાન અને ઈરાદા સાથે) રથ ચલાવવામાં બહુ વાર લગાડીશ નહિ.

**સારથિ** – (સંકોચ અને કરુણા સાથે) માફ કરો, આયુષ્મન્, માફ કરો.

दुर्योधनः - धिक् सूत किं रथेन । केवलमरातिविमर्दसंघट्टसंचारी दुर्योधनः खल्वहम् । तद्गदामात्रसहायः समरभुवमवतरामि ।

सूतः - आयुष्मन् एवमेतत् । कः सन्देहः ।

दुर्योधनः - यद्येवं किमेवं भाषसे । पश्य ।

बालस्य मे प्रकृतिदुर्ललितस्य पापः
पापं व्यवस्यति समक्षमुदायुधोऽसौ ।
अस्मिन्निवारयसि किं व्यवसायिनं मां
क्रोधो न नाम करुणा न च तेऽस्ति लज्जा ॥ ५ ॥

सूतः - (सकरुणं पादयोर्निपत्य) एतद्विज्ञापयामि । आयुष्मन् संपूर्णप्रतिज्ञेन निवृत्तेन भवितव्यमिदानीं दुरात्मना वृकोदरहतकेन । अत एवं ब्रवीमि ।

दुर्योधनः - (सहसा भूमौ पतन्) हा वत्स दुःशासन हा मदाज्ञाविरोधितपाण्डव हा विक्रमैकरस हा मदङ्कदुर्ललित हा अरातिकुलगजभटमृगेन्द्र हा युवराज क्वासि । प्रयच्छ मे प्रतिवचनम् । (इति निःश्वस्य मोहमुपगतः ।)

सूतः - राजन् समाश्वसिहि समाश्वसिहि ।

दुर्योधनः - (संज्ञां लब्ध्वा । निःश्वस्य)

मुक्तो यथेष्टमुपभोगसुखेषु नैव
त्वं लालितोऽपि हि मया न वृथाग्रजेन ।
अस्यास्तु वत्स तव हेतुरहं विपत्ते-
र्यत्कारितोऽस्यविनयं न च रक्षितोसि ॥ ६ ॥

(इति पतति ।)

सूतः - आयुष्मन् समाश्वसिहि समाश्वसिहि ।

दुर्योधनः - धिक्सूत किमनुष्ठितं भवता ।

रक्षणीयेन सततं बालेनाज्ञानुवर्तिना ।
दुःशासनेन भ्रात्राहमुपहारेण रक्षितः ॥ ७ ॥

सूतः - महाराज मर्मभेदिभिरिषुतोमरशक्तिप्रासवर्षैर्महारथानामपहतचेतनत्वान्निश्चेष्टः कृतो महाराज इत्यपहृतो मया रथः ।

दुर्योधनः - सूत विरूपं कृतवानसि ।

**દુર્યોધન** – ધિક્કાર છે સારથિ ! (મારે) રથની શી જરૂર છે ? ખરેખર હું એકલો શત્રુસમૂહની વચ્ચે ઘૂમનારો દુર્યોધન છું. (હું) તો માત્ર ગદાની મદદથી રણભૂમિમાં ઊતરું છું.

**સારથિ** – આયુષ્મન્, આ એમ (જ) છે. (એમાં) સંદેહ કેવો ?

**દુર્યોધન** – જો આમ હોય, તો (તું) આ પ્રમાણે કેમ બોલે છે ?

સ્વભાવે ચંચળ બાળક (દુઃશાસન)ને મારી હાજરીમાં ઉગામેલા આયુધવાળો આ પાપી (એને હણી નાખવાનું) પાપ કરે તેમ છે. (આથી આ બાબતમાં) મેં (તેની પાસે જવાનો) નિર્ણય કર્યો છે ત્યારે તું મને શું અટકાવે છે ? તને ક્રોધ નથી, કરુણા નથી અને લજ્જા ય નથી ! (૫)

**સારથિ** – (કરુણા સાથે પગે પડીને) આ જણાવું છું. આયુષ્મન્, પાપી નીચ, વૃકોદર હવે પ્રતિજ્ઞા પૂરી કરીને પરવારી ગયો હશે. આથી (હું) આ પ્રમાણે કહું છું.

**દુર્યોધન** – (એકદમ જમીન ઉપર પડીને) હાય વત્સ દુઃશાસન, અરે, મારી આજ્ઞાથી પાંડવો સાથે વિરોધ રાખનારા, અરે પરાક્રમપરાયણ, અરે મારા ખોળામાં તોફાન કરનારા, અરે શત્રુવંશરૂપી હાથીઓના સમૂહ માટે સિંહ, અરે યુવરાજ ! ક્યાં છે તું ? મને જવાબ આપ. (નિસાસો ખાઈને મૂર્છા પામે છે.)

**સારથિ** – સ્વસ્થ થાવ, રાજા, સ્વસ્થ થાવ.

**દુર્યોધન** – (ભાનમાં આવીને, નિસાસો નાખીને)

તને ઇષ્ટ સુખોપભોગમાં જોડ્યો જ નહિ. મોટાભાઈ તરીકે નકામા નીવડેલા તને લાડ કર્યાં નહિ. વત્સ, તારી આ આફતનું કારણ હું જ છું, કે તારી પાસે અવિનય કરાવ્યો અને બચાવ્યો નહિ. (૬)

(પડે છે.)

**સારથિ** – સ્વસ્થ થાવ, આયુષ્મન્, સ્વસ્થ થાવ.

**દુર્યોધન** – ધિક્કાર છે સારથિ, તેં શું કર્યું ?

રક્ષણને લાયક, સતત આજ્ઞામાં રહેલા બાળક સમા ભાઈ દુઃશાસને (પોતે) બલિ થઈને મારું રક્ષણ કર્યું. (૭)

**સારથિ** – મહારાજ, મહારથીઓનાં મર્મભેદી બાણો, ભાલા, બરછી અને ફળુંવાળાં અસ્ત્રોના વરસાદે મહારાજને બેભાન બનાવ્યા હોવાથી હું રથ દૂર લઈ ગયો.

**દુર્યોધન** – તેં ખરાબ કર્યું, સારથિ !

**दुर्योधनः** - धिक् सूत किं रथेन । केवलमरातिविमर्दसंघट्टसंचारी दुर्योधनः खल्वहम् । तद्गदामात्रसहायः समरभुवमवतरामि ।

**सूतः** - आयुष्मन् एवमेतत् । कः सन्देहः ।

**दुर्योधनः** - यद्येवं किमेवं भाषसे । पश्य ।

**बालस्य मे प्रकृतिदुर्ललितस्य पापः**
**पापं व्यवस्यति समक्षमुदायुधोऽसौ ।**
**अस्मिन्निवारयसि किं व्यवसायिनं मां**
**क्रोधो न नाम करुणा न च तेऽस्ति लज्जा ॥ ५ ॥**

**सूतः** - (सकरुणं पादयोर्निपत्य) एतद्विज्ञापयामि । आयुष्मन् संपूर्णप्रतिज्ञेन निवृत्तेन भवितव्यमिदानीं दुरात्मना वृकोदरहतकेन । अत एवं ब्रवीमि ।

**दुर्योधनः** - (सहसा भूमौ पतन्) हा वत्स दुःशासन हा मदाज्ञाविरोधितपाण्डव हा विक्रमैकरस हा मदङ्कदुर्ललित हा अरातिकुलगजभटमृगेन्द्र हा युवराज क्वासि । प्रयच्छ मे प्रतिवचनम् । (इति निःश्वस्य मोहमुपगतः ।)

**सूतः** - राजन् समाश्वसिहि समाश्वसिहि ।

**दुर्योधनः** - (संज्ञां लब्ध्वा । निःश्वस्य)

**मुक्तो यथेष्टमुपभोगसुखेषु नैव**
**त्वं लालितोऽपि हि मया न वृथाग्रजेन ।**
**अस्यास्तु वत्स तव हेतुरहं विपत्ते-**
**र्यत्कारितोऽस्यविनयं न च रक्षितोसि ॥ ६ ॥**

(इति पतति ।)

**सूतः** - आयुष्मन् समाश्वसिहि समाश्वसिहि ।

**दुर्योधनः** - धिक्सूत किमनुष्ठितं भवता ।

**रक्षणीयेन सततं बालेनाज्ञानुवर्तिना ।**
**दुःशासनेन भ्रात्राहमुपहारेण रक्षितः ॥ ७ ॥**

**सूतः** - महाराज मर्मभेदिभिरिषुतोमरशक्तिप्रासवर्षैर्महारथानामपहृतचेतनत्वान्निश्चेष्टः कृतो महाराज इत्यपहृतो मया रथः ।

**दुर्योधनः** - सूत विरूपं कृतवानसि ।

**દુર્યોધન** – ધિક્કાર છે સારથિ ! (મારે) રથની શી જરૂર છે ? ખરેખર હું એકલો શત્રુસમૂહની વચ્ચે ઘૂમનારો દુર્યોધન છું. (હું) તો માત્ર ગદાની મદદથી રણભૂમિમાં ઊતરું છું.

**સારથિ** – આયુષ્મન્, આ એમ (જ) છે. (એમાં) સંદેહ કેવો ?

**દુર્યોધન** – જો આમ હોય, તો (તું) આ પ્રમાણે કેમ બોલે છે ?

સ્વભાવે ચંચળ બાળક (દુઃશાસન)ને મારી હાજરીમાં ઉગામેલા આયુધવાળો આ પાપી (એને હણી નાખવાનું) પાપ કરે તેમ છે. (આથી આ બાબતમાં) મેં (તેની પાસે જવાનો) નિર્ણય કર્યો છે ત્યારે તું મને શું અટકાવે છે ? તને ક્રોધ નથી, કરુણા નથી અને લજ્જા ય નથી ! (૫)

**સારથિ** – (કરુણા સાથે પગે પડીને) આ જણાવું છું. આયુષ્મન્, પાપી નીચ, વૃકોદર હવે પ્રતિજ્ઞા પૂરી કરીને પરવારી ગયો હશે. આથી (હું) આ પ્રમાણે કહું છું.

**દુર્યોધન** – (એકદમ જમીન ઉપર પડીને) હાય વત્સ દુઃશાસન, અરે, મારી આજ્ઞાથી પાંડવો સાથે વિરોધ રાખનારા, અરે પરાક્રમપરાયણ, અરે મારા ખોળામાં તોફાન કરનારા, અરે શત્રુવંશરૂપી હાથીઓના સમૂહ માટે સિંહ, અરે યુવરાજ ! ક્યાં છે તું ? મને જવાબ આપ. (નિસાસો ખાઈને મૂર્છા પામે છે.)

**સારથિ** – સ્વસ્થ થાવ, રાજા, સ્વસ્થ થાવ.

**દુર્યોધન** – (ભાનમાં આવીને, નિસાસો નાખીને)

તને ઇષ્ટ સુખોપભોગમાં જોડ્યો જ નહિ. મોટાભાઈ તરીકે નકામા નીવડેલા તને લાડ કર્યાં નહિ. વત્સ, તારી આ આફતનું કારણ હું જ છું, કે તારી પાસે અવિનય કરાવ્યો અને બચાવ્યો નહિ. (૬)

(પડે છે.)

**સારથિ** – સ્વસ્થ થાવ, આયુષ્મન્, સ્વસ્થ થાવ.

**દુર્યોધન** – ધિક્કાર છે સારથિ, તેં શું કર્યું ?

રક્ષણને લાયક, સતત આજ્ઞામાં રહેલા બાળક સમા ભાઈ દુઃશાસને (પોતે) બલિ થઈને મારું રક્ષણ કર્યું. (૭)

**સારથિ** – મહારાજ, મહારથીઓનાં મર્મભેદી બાણો, ભાલા, બરછી અને ફળુંવાળાં અસ્ત્રોના વરસાદે મહારાજને બેભાન બનાવ્યા હોવાથી હું રથ દૂર લઈ ગયો.

**દુર્યોધન** – તેં ખરાબ કર્યું, સારથિ !

**तस्यैव पाण्डवपशोरनुजद्विषो मे**
**क्षोदैर्गदाशनिकृतैर्न विबोधितोऽस्मि ।**
**तामेव नाधिशयितो रुधिरार्द्रशय्यां**
**दौःशासनीं यदहमाशु वृकोदरो वा ॥ ८ ॥**

(निःश्वस्य नभो विलोक्य) ननु भो हतविधे कृपाविरहित भरतकुलविमुख,

**अपि नाम भवेन्मृत्युर्न च हन्ता वृकोदरः ।**

सूतः - शान्तं पापं शान्तं पापम् । महाराज किमिदम् ।

**दुर्योधनः -**

**घातिताशेषबन्धोर्मे किं राज्येन जयेन वा ॥९॥**

(ततः प्रविशति शरप्रहारव्रणबद्धपट्टिकालंकृतकायः सुन्दरकः ।)

सुन्दरकः - आर्या अपि नामास्मिन्नुद्देशे सारथिद्वितीयो दृष्टो युष्माभिर्महाराजदुर्योधनो न वेति । (निरूप्य) कथं न कोऽपि मन्त्रयते । भवतु । एतेषां बद्धपरिकराणां पुरुषाणां समूहो दृश्यते । अत्र गत्वा प्रक्ष्यामि । (परिक्रम्य विलोक्य च) कथमेते खलु स्वस्वामिनो गाढप्रहारहतस्य घनसन्नोहजालदुर्भेद्यमुखैः कङ्कवदनैर्हृदयाच्छल्यान्युद्धरन्ति । तत्र खल्वेते जानन्ति । भवतु । अन्यतो विचेष्यामि । (अग्रतोऽवलोक्य किंचित्परिक्रम्य) इमे खल्वपरे प्रभूततराः संगता वीरमनुष्या दृश्यन्ते । तदत्र गत्वा प्रक्ष्यामि । (उपगम्य) हं हो जानीथ यूयं कस्मिन्नुद्देशे कुरुनाथो वर्तत इति । (दृष्ट्वा) कथंमेतेऽपि मां प्रेक्ष्याधिकतरं रुदन्ति । तत्र खल्वेतेऽपि जानन्ति । हा अतिकरुणं खल्वत्र वर्तते । एषा वीरमाता समरविनिहतं पुत्रकं श्रुत्वा रक्तांशुकनिवसनया समग्रभूषणया वध्वा सहानुम्रियते । (सश्लाघम्) साधु वीरमातः साधु । अन्यस्मिन्नपि जन्मान्तरे अनिहतपुत्रका भविष्यसि । भवतु । अन्यतो विचेष्यामि । (अन्यतो विलोक्य) अयमपरो बहुप्रहारनिहतकायोऽकृतव्रणबन्ध एव योधसमूह इमं शून्यासनं तुरङ्गममुपालभ्य रोदिति । नूनमेतेषामत्रैव स्वामी व्यापादितः । तत्र खल्वेतेऽपि जानन्ति । भवतु । अन्यतो गत्वा प्रक्ष्यामि । (सर्वतो विलोक्य) कथं सर्व एवावस्थानुरूपं व्यसनमनुभवन्भागधेयविमुखतया पर्याकुलो जनः । तत्कमत्र प्रक्ष्यामि । कं वोपालप्स्ये । भवतु । स्वयमेवात्र विचेष्यामि । (परिक्रम्य) भवतु दैवमिदानीमुपालप्स्ये । हंहो दैव एकादशानामक्षौहिणीनां नाथो ज्येष्ठो भ्रातृशतस्य भर्ता गाङ्गेयद्रोणाङ्गराजशल्यकृपकृतवर्माश्वत्थाम-प्रमुखस्य राजचक्रस्य सकलपृथ्वीमण्डलैकनाथो महाराजदुर्योधनोऽप्यन्विष्यते । अन्विष्यमाणोऽपि न ज्ञायते । कस्मिन्नुद्देशे वर्तत इति । (विचिन्त्य निःश्वस्य च) अथ वा किमत्र दैवमुपालभे । तस्य खल्विदं निर्भर्त्सितविदुरवचनबीजस्यावधीरितपितामहहितोपदेशाङ्कुरस्य शकुनिप्रोत्साहनादिविरूढमूलस्य जतुगृहद्यूतविषशाखिनः संभूतचिरकालसंबद्धवैरालवालस्य

મારા નાના ભાઈના શત્રુ તે પાંડવ–પશુએ કરેલા વજ્ર જેવી ગદાના પ્રહારથી હું ભાનમાં આવ્યો નથી. અથવા લોહીથી લથબથ દુઃશાસનની તે જ પથારીમાં તરત હું અથવા વૃકોદર (લાંબા થઈ) સૂઈ ન ગયા. (એટલે કે દુઃશાસન મર્યો, તેને બદલે દ્વન્દ્વયુદ્ધમાં અમારા બેમાંથી એક મરે, એમ થવું જોઈતું હતું.) (૮)

(નિસાસો નાંખી આકાશમાં જોઈને) ખરેખર, અરે નિર્દય, ભરતવંશથી મોં ફેરવી ગયેલા દુષ્ટ વિધિ !

(મારું) મૃત્યુ થઈ જાય, પણ (મારો) હત્યારો ભીમ ન બને.

સારથિ – પાપ શાંત થાવ, પાપ શાંત થાવ. મહારાજ, આ શું ?

**દુર્યોધન –**

મારા બધા ભાઈઓ મરી જાય, પછી રાજ્યનું શું પ્રયોજન કે વિજયથી શું ? (૯)

(બાણના પ્રહારના ઘા ઉપર બંધાયેલા પાટાથી શોભતા દેહવાળો સુન્દરક પ્રવેશે છે.)

**સુન્દરક** – હે સજ્જનો, સારથિ સાથેના મહારાજ દુર્યોધનને આ જગ્યાએ જોયા છે ? (જોઈને) કેમ કોઈ બોલતું નથી ? ભલે. આ કેડ બાંધેલા પુરુષોનો સમૂહ દેખાય છે. ત્યાં જઈને પૂછું. (ફરીને અને જોઈને) ખરેખર શું આ લોકો ગાઢ પ્રહારથી હણાયેલા પોતાના સ્વામીની છાતીમાંથી મજબૂત કવચના જેવા દુર્ભેદ્ય અગ્રભાગવાળા કંક પક્ષીની ચાંચ જેવા ચીપિયાથી બાણની અણીઓ ખેંચી રહ્યા છે ? આમને તો ખરેખર ખબર નહિ હોય. ભલે. બીજે શોધું. (આગળ જઈને, કંઈક ફરીને) અહીં ખરેખર (પેલા કરતાં) વધુ બીજા વીર પુરુષો ટોળે વળેલા દેખાય છે. તો ત્યાં જઈને પૂછું. (પાસે જઈને) અરે તમે જાણો છો કે કઈ જગ્યાએ કુરુનાથ રહેલા છે ? (જોઈને) આ લોકો મને જોઈને કેમ પહેલાં કરતાં વધુ રડવા લાગ્યા છે ? તો તો આ લોકો પણ જાણતા નથી. હા, આ ખરેખર બહુ કરુણ છે ! યુદ્ધમાં હણાયેલા પુત્ર વિષે સાંભળીને આ વીરમાતા, લાલ વસ્ત્ર પહેરેલી (અને) સમગ્ર આભૂષણોવાળી વહુ સાથે, અનુમરણ કરી રહી છે. (પ્રશંસા સાથે) વાહ, વીરમાતા, વાહ ! પછીના જન્મમાં ય (તું) નહિ હણાયેલા પુત્રવાળી (જનેતા) થઈશ. ભલે, બીજે શોધું. (બીજે જોઈને) આ બીજો, ઘણા પ્રહારોથી ઘવાયેલા દેહવાળો, (અને) જેના ઘા (ઉપર પાટો) બંધાયેલો નથી તેવો સૈનિકોનો સમૂહ ખાલી આસનવાળા આ અશ્વને જ ઠપકારીને રડે છે. ખરેખર આમનો સ્વામી અહીં (ક્યાંક) મરાયો હશે. આ લોકો તે નહિ જાણતા હોય. ભલે. (બધી બાજુ જોઈને) નસીબ ફરી બેસવાને કારણે (પોતપોતાની) દશાને અનુરૂપ આપત્તિ પામેલા બધા જ લોકો કેવા વ્યાકુળ બનેલા છે ! તો અહીં કોને પૂછું ? કોને ઠપકારું ? ભલે. જાતે શોધું. (ફરીને) ભલે. હવે તો દૈવને જ ઠપકો આપું. અરે દૈવ, અગિયાર અક્ષૌહિણીના નાથ, સો ભાઈમાં સૌથી મોટા, ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, કૃપ, કૃતવર્મા અને અશ્વત્થામા જેમાં મુખ્ય હોય તેવા રાજસમૂહના તથા સમગ્ર પૃથ્વીમંડળના એકમાત્ર

पाञ्चालीकेशग्रहणकुसुमस्य फलं परिणमति । (अन्यतो विलोक्य) यथात्रैष विविधरत्नप्रभा-संवलितसूर्यकिरणप्रसूतशक्रचापसहस्रसंपूरितदशदिशामुखो लूनकेतुवंशो रथो दृश्यते तथाहं तर्कयाम्यवश्यमेतेन महाराजदुर्योधनस्य विश्रामोद्देशेन भवितव्यमिति । यावन्निरूपयामि । (उपगम्य दृष्ट्वा निःश्वस्य च) कथमेकादशानामक्षौहिणीनां नायको भूत्वा महाराजो दुर्योधनः प्राकृतपुरुष इवाश्लाघनीयायां भूमावुपविष्टस्तिष्ठति । अथ वा तस्य खल्विदं पाञ्चालीकेशग्रहकुसुमस्य फलं परिणमति ।

(उपसृत्य सूतं संज्ञया पृच्छति ।)

**सूतः** - (दृष्ट्वा) अये कथं सङ्ग्रामात्सुन्दरकः प्राप्तः ।

**सुन्दरकः** - (उपगम्य) जयतु जयतु महाराजः ।

**दुर्योधनः** (विलोक्य) अये सुन्दरकः । सुन्दरक कच्चित्कुशलमङ्गराजस्य ।

**सुन्दरकः** - देव कुशलं शरीरमात्रेण ।

**दुर्योधनः** - (संसभ्रमम्) सुन्दरक किं किरीटिनास्य निहता धौरेया हतः सारथिर्भग्नो वा रथः ।

**सुन्दरकः** - देव न भग्नो रथः । अस्य मनोरथोऽपि ।

**दुर्योधनः** - (सरोषम्) किमविस्पष्टकथितैराकुलमपि पर्याकुलयसि मे हृदयम् । तदशेषतो विस्पष्टं कथ्यताम् ।

**सुन्दरकः** - यद्देव आज्ञापयति । अये देवस्य मुकुटमणिप्रभावेणापनीता मे रणप्रहारवेदना । (इति साटोपं परिक्रम्य) शृणोतु देवः । अस्तीदानीं कुमारदुःशासनवध- (इत्यर्धोक्ते मुखामाच्छाद्य शङ्कां नाटयति ।)

**सूतः** - सुन्दरक कथय । कथितमेव दैवेन ।

**दुर्योधनः** - कथ्यताम् । श्रुतमस्माभिः ।

**सुन्दरकः** - शृणोतु देवः । अद्य तावत्कुमारदुःशासनवधामर्षितेन स्वामिनाङ्गराजेन कुटिलभ्रुकुटीभङ्गभीषणनिटिलपट्टेनाविज्ञातसंधानमोक्षशिलीमुखसंघातवर्षिणा अभियुक्तः स दुराचारो मध्यमपाण्डवो भीमसेनहतकः ।

સ્વામી મહારાજ દુર્યોધનની પણ શોધ કરવી જ પડે ? શોધ કરવા છતાંય (કઈ જગ્યાએ હશે તે) જણાતું નથી. (વિચારીને અને નિસાસો નાખીને) અથવા આમાં દૈવને પણ શું ઠપકો આપું ? ખરેખર તરછોડેલાં વિદુરનાં વચનોરૂપી બીજવાળા, પિતામહના હિતકારક ઉપદેશની અવજ્ઞારૂપી અંકુરવાળા, શકુનિના પ્રોત્સાહન વગેરેરૂપી મજબૂત મૂળવાળા, લાક્ષાગૃહ – દ્યૂત – વિષભોજન વગેરેરૂપી શાખાઓવાળા, લાંબા સમયથી સંચિત થયેલા વૈરરૂપી ક્યારાવાળા અને પાંચાલીના કેશગ્રહણરૂપી ફૂલવાળા તે (વૃક્ષ)નું આ પરિણામ છે. (બીજી બાજુ જોઈને) અહીં જ જુદાં જુદાં રત્નોના તેજથી ભળી ગયેલાં, સૂર્યકિરણોથી બન્યો હોય તેવો, હજારો મેઘધનુષ્યની જેમ દશ દિશાઓના અગ્રભાગને ભરી દેનારો (અને) તૂટેલા ધ્વજદંડવાળો આ રથ દેખાય છે. તેથી હું તર્ક કરું છું કે આ ચોક્કસ મહારાજ દુર્યોધનનું વિસામો લેવાનું સ્થળ હોઈ શકે. જાઉં ત્યારે. (પાસે જઈને, જોઈને અને નિસાસો નાખીને) શું અગિયાર અક્ષૌહિણીના નાયક થઈને મહારાજ દુર્યોધન સામાન્ય માણસની જેમ અપ્રશંસિત ભૂમિ ઉપર બેઠા છે ? અથવા ખરેખર તેને દ્રૌપદીના કેશગ્રહણરૂપી પુષ્પનું આ ફળ પરિણમ્યું છે.

(બેસીને સારથિને નિશાનીથી પૂછે છે.)

**સારથિ** – (જોઈને) અરે, શું યુદ્ધમાંથી સુન્દરક આવ્યો છે ?

**સુન્દરક** – (પાસે જઈને) મહારાજનો જય થાવ, જય થાવ.

**દુર્યોધન** – (જોઈને) અરે સુન્દરક ! સુન્દરક, અંગરાજ કુશળ છે ને ?

**સુન્દરક** – દેવ, કુશળ છે, માત્ર શરીરથી.

**દુર્યોધન** – (ગભરાટ સાથે) સુન્દરક, અર્જુને શું આના અશ્વ હણી નાંખ્યા, સારથિ હણી નાંખ્યો કે રથ ભાંગી નાંખ્યો ?

**સુન્દરક** – દેવ, (માત્ર) રથ નથી ભાંગ્યો. આનો મનોરથ પણ (ભાંગી નાંખ્યો છે.)

**દુર્યોધન** – (રોષ સાથે) આવાં અસ્પષ્ટ વિધાનોથી મારા વ્યાકુળ હૃદયને પણ (તું) કેમ વધુ વ્યાકુળ બનાવે છે ? તો પૂરેપૂરું સ્પષ્ટ રીતે કહે.

**સુન્દરક** – જેવી દેવની આજ્ઞા. અરે, દેવના મુકુટમણિના પ્રભાવથી મારી રણપ્રહારની વેદના દૂર થઈ ગઈ. (અભિમાન સાથે ફરીને) દેવ, સાંભળો. આજે તો કુમાર દુઃશાસનના વધ – (એમ અર્ધું બોલીને મુખ ઢાંકીને ભયનો અભિનય કરે છે.)

**સારથિ** – સુન્દરક, કહી દે. દૈવે જણાવી જ દીધું છે.

**દુર્યોધન** – કહે. અમે સાંભળ્યું છે.

**સુન્દરક** – દેવ, સાંભળો. આજે તો કુમાર દુઃશાસનના વધથી કોપાયમાન થયેલા, વાંકી ભ્રુકૂટિના ભંગથી ભયંકર લાગતા કપાળવાળા, જેમાં સંધાન અને મોક્ષની ખબર ન પડે એવા બાણના સમૂહને વરસાવતા સ્વામી અંગરાજ તે દુરાચારી (અને) વચલા પાંડવ નીચ ભીમ તરફ ધસી ગયા.

**उभौ** - ततस्ततः ।

**सुन्दरकः** - ततो देव उभयबलमिलद्दीप्यमानकरितुरगपदातिसमुद्भूतधूलिनिकरेणा-पर्यस्तगजघटासंघातेन च विस्तीर्यमाणेनान्धकारेणान्धीकृतमुभयबलम् । न खलु गगनतलं लक्ष्यते ।

**उभौ** - ततस्ततः ।

**सुन्दरकः** - ततो देव दूराकृष्टधनुर्गुणाच्छोटनटङ्कारेण गम्भीरभीषणेन ज्ञायते गर्जितं प्रलयजलधरेणेति ।

**दुर्योधनः** - ततस्ततः ।

**सुन्दरकः** - ततो देव द्वयोरपि तयोरन्योन्यसिंहनादगर्जितपिशुनं विविध-परिमुक्तप्रहरणाहतकवचसंगलितज्वलनविद्युच्छटाभासुरं गम्भीरस्तनितचापजलधरं प्रसरच्छर-धारासहस्रवर्षि जातं समरदुर्दिनम् ।

**दुर्योधनः** - ततस्ततः ।

**सुन्दरकः** - ततश्च देव एतस्मिन्नन्तरे ज्येष्ठस्य भ्रातुः पराभवशङ्किना धनंजयेन वज्रनिर्घातनिर्घोषविषमरसितध्वजाग्रस्थितमहावानरस्तुरङ्गमसंवाहनव्यापृतवासुदेवशङ्खचक्रासिगदा-लाञ्छितचतुर्बाहुदण्डदुर्दर्शन आपूरितपाञ्चजन्यदेवदत्तताररसितप्रतिभरितदशदिशामुखकुहरो धावित-स्तमुद्देशं रथवरः ।

**दुर्योधनः** - ततस्ततः ।

**सुन्दरकः** - ततो भीमसेनधनंजयाभ्यामभियुक्तं पितरं प्रेक्ष्य ससंभ्रमं विगलितमवधूय रत्नशीर्षकमाकर्णाकृष्टकठिनकोदण्डजीवः दक्षिणहस्तोत्क्षिप्तशरपुङ्खविघट्टनत्वरितसारथिस्तं देशमुपगतः कुमार वृषसेनः ।

**दुर्योधनः** - (सावष्टम्भम्) ततस्ततः ।

**सुन्दरकः** - ततश्च देव तेनागच्छतैव कुमारवृषसेनेन विदलितासिलताश्यामलस्निग्धपुङ्खैः कठिनकङ्कपत्रैः कृष्णवर्णैः शाणशिलानिशितश्यामलशल्यबन्धैः कुसुमित इव तरुर्मुहूर्तेन शिलीमुखैः प्रच्छादितो धनंजयस्य रथवरः ।

**उभौ** - (सहर्षम्) ततस्ततः ।

**सुन्दरकः** - ततो देव तीक्ष्णविक्षिप्तनिशितभल्लबाणवर्षिणा धनंजयेनेषद्विहस्य भणितम् - अरे रे वृषसेन पितुरपि तावत्ते न युक्तं मम कुपितस्याभिमुखं स्थातुम् । किं पुनर्भवतो

**બંને** – ત્યાર પછી ?

**સુન્દરક** – ત્યાર પછી દેવ, બંને સેના ભેગી થતાં હાથી, અશ્વ અને પદાતિથી ઊડેલી ચમકતી ધૂળના ગોટેગોટથી અને ફેલાયેલા હાથીનાં ટોળાંથી વિસ્તરતા અંધકારને કારણે બંને સેનાઓ (જાણે કે) આંધળી થઈ ગઈ. આકાશ દેખાતું જ ન હતું.

**બંને** – ત્યાર પછી ?

**સુન્દરક** – દેવ, ત્યાર પછી લાંબે સુધી ખેંચાયેલી ધનુષ્યની પણછ ઘસાવાને લીધે થતા ગંભીર અને ભયંકર ટંકારથી પ્રલયનું વાદળ ગર્જે છે, એમ જણાતું હતું.

**દુર્યોધન** – ત્યાર પછી ?

**સુન્દરક** – દેવ, ત્યાર પછી એકબીજાના સિંહનાદરૂપી ગર્જનથી સૂચવાતો, જુદાં જુદાં છોડવામાં આવેલા હથિયારોથી તૂટેલા કવચમાંથી નીકળતા અગ્નિરૂપી વીજળીની ચમકથી પ્રકાશતો, ગંભીર ટંકારવાળા ધનુષ્યરૂપી વાદળવાળો (અને) છૂટતાં બાણરૂપી હજારો ધારાઓ વરસાવતો એ બંનેનો યુદ્ધરૂપી વર્ષાકાળ શરૂ થયો.

**દુર્યોધન** – ત્યાર પછી ?

**સુન્દરક** – અને પછી દેવ, એ (જ) વખતે મોટાભાઈના પરાજયની શંકાવાળા અર્જુને તે જગ્યાએ, વજ્રપતનના અવાજ જેવા વિષમ અવાજ કરતા (અને) ધજાની ટોચ ઉપર બેઠેલા હનુમાનવાળા, અશ્વના સંચાલનમાં રોકાયેલા કૃષ્ણના શંખ, ચક્ર, તલવાર અને ગદાથી શોભતા ચાર ભુજદંડને કારણે મુશ્કેલીથી દેખાતા, (જેમાંથી) વાગતા પાંચજન્ય અને દેવદત્ત (નામના શંખ)ના અવાજના પડઘાથી દશેય દિશાઓનાં મુખરૂપી ગુફાઓ ભરાઈ જતી હતી તેવો (પોતાનો) ઉત્તમ રથ દોડાવ્યો.

**દુર્યોધન** – ત્યાર પછી ?

**સુન્દરક** – ત્યાર પછી ભીમસેન અને ધનંજયે પોતાના પિતા ઉપર આક્રમણ કર્યું છે તે જોઈને, ઉતાવળને લીધે પડી જતા રત્નમુકુટની પરવા નહિ કરીને, કાન સુધી ખેંચેલી ધનુષ્યની પણછવાળા જમણા હાથ વડે ખેંચેલા બાણનો છેડો ઘસીને સારથિને ઉતાવળ કરાવતો કુમાર વૃષસેન તે સ્થળે જઈ પહોંચ્યો.

**દુર્યોધન** – (ગર્વ સાથે) ત્યાર પછી ?

**સુન્દરક** – દેવ, ત્યાર પછી તૂટેલી તલવાર જેવા શ્યામ અને સ્નિગ્ધ છેડાવાળાં, કંકપક્ષીનાં કઠણ પીંછાંવાળાં, કાળા રંગનાં, સરાણના પથ્થર ઉપર (ઘસાઈને) તીક્ષ્ણ બનેલાં, શ્યામ ફળાંવાળાં બાણોથી ધનંજયના ઉત્તમ રથને કુમાર વૃષસેને આવતાંની સાથે જ ક્ષણવારમાં પુષ્પિત થયેલા વૃક્ષની જેમ ઢાંકી દીધો.

**બંને** – (આનંદથી) ત્યાર પછી ?

**સુન્દરક** – અને દેવ, ત્યાર પછી ઝડપથી ફેંકાયેલાં ધારદાર ભાલા જેવાં બાણ વરસાવતા અર્જુને સહેજ હસીને કહ્યું – ''અરે રે, વૃષસેન ! હું ગુસ્સે હોઉં ત્યારે તારો

बालस्य । तद्गच्छ । अपरैः कुमारैः सहायुध्यस्वेति । एवं वाचं निशम्य गुरुजनाधिक्षेपेणोद्दीपितकोपोपरक्तमुखमण्डलविजृम्भितभ्रुकुटीभङ्गभीषणेन चापधारिणा कुमारवृषसेनेनापि मर्मभेदकैः परुषविषमैः श्रुतिपथकृतप्रणयैर्निर्भर्त्सितो गाण्डीवी बाणैर्न पुनर्दुष्टवचनैः ।

दुर्योधनः - साधु वृषसेन साधु । सुन्दरक ततस्ततः ।

सुन्दरकः - ततो देव निशितशराभिघातवेदनोपजातमन्युना किरीटिना चण्डगाण्डीवजीवाशब्दनिर्जितवज्रनिर्घातघोषेण बाणनिपतनप्रतिषिद्धदर्शनप्रसरेण प्रस्तुतं शिक्षाबलानुरूपं किमप्याश्चर्यम् ।

दुर्योधनः - (साकूतम्) ततस्ततः ।

सुन्दरकः - ततश्च देव तत्तादृशं प्रेक्ष्य शत्रोः समरव्यापारचतुरत्वमविभावितत्तूणीरमुखधनुर्गुणगमनागमनशरसंधानमोक्षचटुलकरतलेन कुमारवृषसेनेनापि सविशेषं प्रस्तुतं समरकर्म ।

दुर्योधनः - ततस्ततः ।

सुन्दरकः - ततो देव अत्रान्तरे विमुक्तसमरव्यापारो मुहूर्तविश्रमितवैरानुबन्धो द्वयोरपि कुरुराजपाण्डवबलयोः साधु कुमारवृषसेन साधु इति कृतकलकलो वीरलोकोऽवलोकयितुं प्रवृत्तः ।

दुर्योधनः - (सविस्मयम्) ततस्ततः ।

सुन्दरकः - ततश्च देव अवधीरितसकलधानुष्कचक्रपराक्रमशालिनः सुतस्य तथाविधेन समरकर्मारम्भेण हर्षरोषकरुणासंकटे वर्तमानस्य स्वामिनोऽङ्गराजस्य निपतिता शरपद्धतिर्भीमसेने बाष्पपर्याकुला दृष्टिः कुमारवृषसेने ।

दुर्योधनः - (सभयम्) ततस्ततः ।

सुन्दरकः - ततश्च देव उभयबलप्रवृत्तसाधुकारामर्षितेन शरवर्षप्रज्वलितेन गाण्डीविना तुरगेषु सारथावपि रथवरे धनुष्यपि जीवायामपि नरेन्द्रलाञ्छने सितातपत्रेऽपि च व्यापारितः समं शिलीमुखासारः ।

दुर्योधनः - (सभयम्) ततस्ततः ।

सुन्दरकः - ततो देव विरथो लूनगुणकोदण्डः परिभ्रमणव्यापारमात्रप्रतिषिद्धशरसंपातो मण्डलैर्विचरितुं प्रवृत्तः कुमारः ।

दुर्योधनः - (साशङ्कम्) ततस्ततः ।

બાપ પણ મારી સામે ઊભો ન રહી શકે, તો પછી બાળક એવા તારું શું ગજું ? તો જા, બીજા કુમારો સાથે યુદ્ધ કર.'' આવી વાણી સાંભળીને, વડીલ (પિતા) ઉપરના આક્ષેપથી પ્રગટેલા રોષને લીધે લાલ ચહેરાથી અને પ્રસરેલી ભ્રૂકુટિના ભંગથી ભયંકર લાગતા ધનુર્ધારી કુમાર વૃષસેને પણ મર્મભેદી કઠોર વિષમ (અને) કાન સુધી ખેંચાયેલાં બાણોથી અર્જુનનો તિરસ્કાર કર્યો, નહિ કે દુષ્ટ વચનોથી.

**દુર્યોધન** – વાહ, વૃષસેન, વાહ. ત્યાર પછી, સુન્દરક ?

**સુન્દરક** – દેવ, ત્યાર પછી તીક્ષ્ણ બાણના પ્રહારની વેદનાથી ગુસ્સે થયેલા, ભયંકર ગાંડીવની પણછના અવાજથી (જેણે) વજ્રપતનના અવાજને જીતી લીધો છે તેવા, (અને) બાણ પડવાથી જેણે દૃષ્ટિના માર્ગને રોકી લીધો છે તેવા અર્જુને પોતાનાં શિક્ષણ અને શક્તિને અનુરૂપ અવર્ણનીય આશ્ચર્ય કરી બતાવ્યું.

**દુર્યોધન** – (ઈરાદાપૂર્વક) ત્યાર પછી ?

**સુન્દરક** – અને પછી તો દેવ, શત્રુની આ પ્રકારની યુદ્ધપ્રવૃત્તિ અને ચતુરતા જોઈને, ભાથાનાં મુખથી ધનુષ્યની પણછ સુધીનાં ગમન અને આગમનમાં તેમજ બાણને ધનુષ પર ચડાવવામાં અને છોડવામાં (અત્યંત સ્ફૂર્તિને કારણે) અદશ્ય લાગતી ચંચળ હથેળીવાળા કુમાર વૃષસેને પણ (અર્જુનથી) વિશેષતાવાળું યુદ્ધકર્મ પ્રગટ કર્યું.

**દુર્યોધન** – ત્યાર પછી ?

**સુન્દરક** – ત્યાર પછી દેવ, એવામાં કુરુરાજ અને પાંડવની (એમ) બંનેની સેનાનો થોડો સમય વૈરના સંબંધને જેમણે આરામ આપ્યો છે તેવો, યુદ્ધપ્રવૃત્તિ છોડી બેઠેલો (અને) 'વાહ, કુમાર વૃષસેન, વાહ !' એવો અવાજ કરતા વીરપુરુષો જોવા લાગ્યા.

**દુર્યોધન** – (આશ્ચર્ય સાથે) ત્યાર પછી ?

**સુન્દરક** – દેવ, ત્યાર પછી સમગ્ર ધનુર્ધરોના સમૂહને તિરસ્કૃત કરતા પરાક્રમથી શોભતા પુત્રની આ પ્રકારની યુદ્ધની કામગીરીથી હર્ષ, રોષ, કરુણા અને ભયમાં રહેલા સ્વામી અંગરાજની બાણપંક્તિ ભીમસેન ઉપર પડી અને આંસુથી ઊભરાતી દૃષ્ટિ કુમાર વૃષસેન ઉપર.

**દુર્યોધન** – (ભય સાથે) ત્યાર પછી ?

**સુન્દરક** – ત્યાર પછી દેવ, બંને સેનામાંથી થતા પ્રશંસાથી ગુસ્સે થયેલા, બાણ વરસાવતા (અને) તેજસ્વી લાગતા અર્જુને અશ્વો, સારથિ, ઉત્તમ રથ, ધનુષ્ય, પણછ, રાજચિહ્ન અને શ્વેત છત્ર ઉપર એકી સાથે બાણવર્ષા કરી.

**દુર્યોધન** – (ભય સાથે) ત્યાર પછી ?

**સુન્દરક** – દેવ, ત્યાર પછી રથ વગરનો, તૂટેલાં પણછ અને ધનુષ્યવાળો, માત્ર પરિભ્રમણથી બાણના પતનને રોકતો કુમાર વર્તુળાકારોમાં ફરવા લાગ્યો !

**દુર્યોધન** – (શંકા સાથે) ત્યાર પછી ?

**सुन्दरकः** - ततो देव सुतरथविध्वंसनामर्षोद्दीपितेन स्वामिनाङ्गराजेनागणितभीमसेनाभियोगेन परिमुक्तो धनंजयस्योपरि शिलीमुखसारः । कुमारोऽपि परिजनोपनीतमन्यं रथमारुह्य पुनरपि प्रवृत्तो धनंजयेन सहायोद्धुम् ।

**उभौ** - साधु वृषसेन साधु । ततस्ततः ।

**सुन्दरकः** - ततो देव, भणितं च कुमारेण, रे रे ताताधिक्षेपमुखरमध्यमपाण्डव मम शरास्तव शरीरमुज्झित्वान्यस्मिन्न निपतन्ति । इति भणित्वा शरसहस्रैः पाण्डवशरीरं प्रच्छाद्य सिंहनादेन गर्जितुं प्रवृत्तः ।

**दुर्योधनः** - (सविस्मयम्) अहो बालस्य पराक्रमो मुग्धस्वभावस्यापि । ततस्ततः ।

**सुन्दरकः** - ततश्च देव तं शरसंपातं समवधूय निशितशराभिघातजातमन्युना किरीटिना गृहीता रथोत्सङ्गात्कणत्कनकङ्किणीजालझङ्कारविराविणी मेघोपरोधविमुक्तनभस्तलनिर्मला निशितश्यामलस्निग्धमुखी विविधरत्नप्रभाभासुरभीषणरमणीयदर्शना शक्तिः सोपहासं विमुक्ता च कुमाराभिमुखी ।

**दुर्योधनः** - (सविषादम् ।) अहह । ततस्ततः ।

**सुन्दरकः** - ततश्च देव प्रज्वलन्तीं शक्तिं प्रेक्ष्य विगलितमङ्गराजस्य हस्तात्शरं धनुर्हृदयाद्वीरसुलभ उत्साहो नयनाद्बाष्पसलिलं वदनाद्रसितम् । हसितं च धनञ्जयेन सिंहनादं विनादितं वृकोदरेण दुष्करं दुष्करमित्याक्रन्दितं कुरुबलेन ।

**दुर्योधनः** - (सविषादम्) ततस्ततः ।

**सुन्दरकः** - ततो देव कुमारवृषसेनेनाकर्णकृष्टनिशितक्षुरप्रैश्चिरं निध्यायार्धपथ एव भागीरथीव भगवता विषमलोचनेन त्रिधा कृता शक्तिः ।

**दुर्योधनः** - साधु वृषसेन साधु । ततस्ततः ।

**सुन्दरकः** - ततश्च देव एवस्मिन्नन्तरे कृतकलकलमुखरेण वीरलोकसाधुवादेनान्तरितः समरतूर्यरवः । सिद्धचारणगणविमुक्तकुसुमप्रकरेण प्रच्छादितं समराङ्गणम् ।

**दुर्योधनः** - अहो बालस्य पराक्रमः । ततस्ततः ।

**सुन्दरकः** - ततश्च देव भणितं स्वामिनाङ्गराजेन -भो वृकोदर असमाप्तस्तव ममापि समरव्यापारः तदनुमन्यस्व मां मुहूर्तम् । प्रेक्षावहे तावद्वत्सस्य तव भ्रातुश्च

**સુન્દરક** – ત્યાર પછી, દેવ, પુત્રના રથભંગથી ક્રોધને લીધે સળગી ઊઠેલા સ્વામી અંગરાજે ભીમસેનના આક્રમણની પરવા કર્યા વગર અર્જુન ઉપર બાણવૃષ્ટિ કરવા માંડી. કુમાર પણ સેવકોએ લાવેલા બીજા રથ ઉપર ચડીને ફરીથી ધનંજય સાથે લડવા લાગ્યો.

**બંને** – વાહ, વૃષસેન, વાહ !

**સુન્દરક** – પછી દેવ, કુમારે કહ્યું, 'અરે, પિતા ઉપર આક્ષેપ કરવામાં વાચાળ વચલા પાંડવ, તારા શરીરને છોડીને મારાં બાણો બીજાના ઉપર પડતાં નથી.' આમ બોલીને હજારો બાણોથી પાંડવનું શરીર ઢાંકીને સિંહનાદથી ગર્જવા લાગ્યો.

**દુર્યોધન** – (આશ્ચર્ય સાથે) અરે, મુગ્ધ સ્વભાવવાળા બાળકનું પણ (આવું) પરાક્રમ ! ત્યાર પછી ?

**સુન્દરક** – અને પછી દેવ, તે બાણ પડતાં હતાં તેની પરવા કર્યા વગર, તીક્ષ્ણ બાણોના પ્રહારથી ક્રોધે ભરાયેલા અર્જુને, રથની વચ્ચે રણકતી સોનાની ઘૂઘરીઓના સમૂહના ઝંકાર જેવા અવાજવાળી, મેઘના આવરણથી મુક્ત થયેલા આકાશ જેવી નિર્મળ, તીક્ષ્ણ, શ્યામ અને સ્નિગ્ધ મુખવાળી, જુદાં જુદાં રત્નોના તેજ જેવા પ્રકાશવાળી (અને તેથી) ભયંકર તેમજ સુંદર દેખાતી શક્તિ (હાથમાં) ઉપાડી અને ઉપહાસપૂર્વક કુમાર તરફ ફેંકી.

**દુર્યોધન** – (દુ:ખ સાથે) અરે રે ! ત્યાર પછી ?

**સુન્દરક** – દેવ, ત્યાર પછી તેજસ્વી શક્તિ જોઈને, અંગરાજના હાથમાંથી બાણ સહિતનું ધનુષ્ય, હૃદયમાંથી વીરસહજ ઉત્સાહ, નયનમાંથી આંસુ અને મુખમાંથી ચીસ નીકળી પડ્યાં. ધનંજય હસ્યો, વૃકોદરે સિંહનાદ કર્યો અને કુરુસેનાએ 'ભારે થઈ', 'ભારે થઈ' એવી બૂમો પાડવા માંડી.

**દુર્યોધન** – (દુ:ખ સાથે) ત્યાર પછી ?

**સુંદરક** – દેવ, પછી કુમાર વૃષસેને લાંબો સમય ધ્યાન કરીને, કાન સુધી ખેંચેલાં (અને પછી છોડેલાં) તીક્ષ્ણ બાણોથી શંકરે ગંગાને (કર્યું હતું) તેની માફક અર્ધે રસ્તે જ શક્તિના ત્રણ ટૂકડા કરી નાખ્યા.

**દુર્યોધન** – વાહ, વૃષસેન, વાહ ! ત્યાર પછી ?

**સુંદરક** – પછી દેવ, એ વખતે વીરલોકની પ્રશંસાવાળા થયેલા શાબાશીના અવાજથી યુદ્ધનાં વાદ્યોનો અવાજ દબાઈ ગયો. સિદ્ધો અને ચારણોનાં ટોળાંએ વેરેલા ફૂલોના સમૂહથી યુદ્ધભૂમિ છવાઈ ગઈ.

**દુર્યોધન** – અહો, શું બાળકનું પરાક્રમ ! ત્યાર પછી ?

**સુન્દરક** – અને પછી દેવ, સ્વામી અંગરાજે કહ્યું – 'અરે વૃકોદર, તારું અને મારું યુદ્ધકાર્ય હજુ પૂરું થયું નથી. તો મને થોડીવાર રજા આપ. આપણે વત્સ (વૃષસેન) અને

धनुर्वेदशिक्षानिपुणत्वम् । तवाप्येतत्प्रेक्षणीम् इति ।

**दुर्योधनः** - ततस्ततः ।

**सुन्दरकः** - ततो देव विरतौ रणव्यापारनिर्बन्धान्मुहूर्तं प्रशमितवैरौ द्वावपि प्रेक्षकौ जातौ भीमसेनाङ्गराजौ ।

**दुर्योधनः** - (साभिप्रायम्) ततस्ततः ।

**सुन्दरकः** - ततश्च देवैतस्मिन्नन्तरे शक्तिखण्डनामर्षितेन गाण्डीविना भणितम् अरे रे दुर्योधनप्रमुखाः - (इत्यर्धोक्ते लज्जां नाटयति)

**दुर्योधनः** - सुन्दरक कथ्यताम् । परवचनमेतत् ।

**सुन्दरकः** - शृणोतु देवः । अरे दुर्योधनप्रमुखाः कुरुबलसेनाप्रभवः, अरे अविनयनौकर्णाधार कर्ण, युष्माभिर्मम परोक्षं बहुभिर्महारथैः परिवृत्यैकाकी मम पुत्रकोऽभिमन्युर्व्यापादितः । अहं पुनर्युष्माकं प्रेक्षमाणानामेवैतं कुमारवृषसेनं स्मर्तव्यशेषं करोमि । इति भणित्वा सगर्वमास्फालितमनेन वज्रनिर्घातनिर्घोषभीषणजीवारवं गाण्डीवम् । स्वामिनापि सज्जीकृतं कालपृष्ठम् ।

**दुर्योधनः** - (सावहित्थम्) ततस्ततः ।

**सुन्दरकः** - ततश्च देव प्रतिषिद्धभीमसेनसमरकर्मारम्भेण गाण्डीविना विरचिते अङ्गराजवृषसेनरथकूलंकषे द्वे बाणनद्यौ । ताभ्यामपि द्वाभ्यामन्योन्यस्नेहदर्शितशिक्षाविशेषाभ्यामभियुक्तः स दुराचारो मध्यमपाण्डवः ।

**दुर्योधनः** - ततस्ततः ।

**सुन्दरकः** - ततश्च देव गाण्डीविना तारसितजीवानिर्घोषमात्रविज्ञातबाणवर्षेण तथाचरितं पत्रिभिर्यथा न नभस्तलं न स्वामी न रथो न धरणी न कुमारो न केतुवंशो न बलानि न सारथिर्न तुरङ्गमा न दिशो न वीरलोकश्च लक्ष्यते ।

**दुर्योधनः** - (सविस्मयम्) ततस्ततः ।

**सुन्दरकः** - ततश्च देव अतिक्रान्ते शरवर्षे क्षणमात्रमेव सहर्षसिंहनादे पाण्डवसैन्ये सविषादमुक्ताक्रन्दे कौरवबले समुत्थितो महान्कलकलो हा हतः कुमारवृषसेन इति ।

**दुर्योधनः** - (सबाष्परोधम्) ततस्ततः ।

**सुन्दरकः** - ततो देव प्रेक्षे कुमारं हतसारथितुरङ्गं लूनातपत्रचापचामरकेतुवंशं

તારા ભાઈની ધનુર્વેદના શિક્ષણની કુશળતા જોઈએ. તારે પણ એ જોવી જોઈએ.'

**દુર્યોધન** – ત્યાર પછી ?

**સુન્દરક** – દેવ, પછી યુદ્ધના ભારે કાર્યમાંથી રોકાઈને થોડો સમય શત્રુતા શમાવી દઈને ભીમસેન અને અંગરાજ, બંને પ્રેક્ષકો બન્યા.

**દુર્યોધન** – (સહેતુક) ત્યાર પછી ?

**સુન્દરક** – અને પછી દેવ, એ સમયે શક્તિનું ખંડન થવાથી ગુસ્સે થયેલા અર્જુને કહ્યું – 'અરે રે દુર્યોધન જેમાં મુખ્ય હોય તેવા–' (એમ અર્ધું બોલીને લજ્જાનો અભિનય કરે છે.)

**દુર્યોધન** – સુન્દરક, કહે. આ (તો) પારકાનું વચન છે.

**સુન્દરક** – દેવ, સાંભળો. અરેરે દુર્યોધન જેમાં મુખ્ય હોય તેવા કૌરવ પક્ષના સેનાપતિઓ, અરે અવિનય રૂપી નૌકાના કર્ણધાર કર્ણ, હું હાજર ન હતો, ત્યારે તમે ઘણા મહારથીઓએ ઘેરી લઈને મારા એકલા પુત્ર અભિમન્યુને માર્યો છે. આ (હું) તમારા દેખતાં જ કુમાર વૃષસેનને સ્મરણશેષ કરું છું. એમ બોલીને, અભિમાન સાથે એણે વજ્રપાતના અવાજ જેવા ભયંકર પણછના અવાજવાળું ગાંડીવ હલાવ્યું. સ્વામીએ (કર્ણે) પણ કાલપૃષ્ઠ (નામનું ધનુષ્ય) સજ્જ કર્યું.

**દુર્યોધન** – (ભાવો છુપાવીને) ત્યાર પછી ?

**સુન્દરક** – અને પછી દેવ, ભીમસેનને યુદ્ધકાર્યથી અટકાવીને, અર્જુને અંગરાજ અને વૃષસેનના રથરૂપી કિનારાને તોડી નાખતી બાણરૂપી બે નદીઓ બનાવી. એકબીજા તરફ સ્નેહ દર્શાવતા (અને) ધનુર્વેદના વિશેષ શિક્ષણવાળા તે બંનેએ (પિતા –પુત્રે) દુરાચારી મધ્યમ પાંડવ તરફ આક્રમણ કર્યું.

**દુર્યોધન** – ત્યાર પછી ?

**સુન્દરક** – દેવ, અને પછી અર્જુને ઊંચેથી અવાજ કરતી પણછના અવાજ માત્રથી જણાતી બાણવર્ષાથી બાણો દ્વારા એવું કર્યું કે, ન આકાશ, ન સ્વામી, ન રથ, ન ધરણી, ન કુમાર, ન ધ્વજદંડ, ન સેના, ન સારથિ, ન અશ્વો, ન દિશા, ન વીરલોક – (કશું) દેખાતું ન હતું.

**દુર્યોધન** – (આશ્ચર્ય સાથે) ત્યાર પછી ?

**સુન્દરક** – ત્યાર પછી દેવ, થોડી જ વારમાં બાણવર્ષા પૂરી થઈ ત્યારે પાંડવસેના હર્ષ સાથે સિંહનાદ કરતી હતી અને કૌરવસેનાના દુઃખ સાથે બૂમો પાડતી હતી ત્યારે 'હાય, કુમાર વૃષસેન હણાયો !' એવો ભારે કોલાહલ થયો.

**દુર્યોધન** – (આંસુ રોકીને) ત્યાર પછી ?

**સુન્દરક** – દેવ, પછી હૃદયના મર્મને ભેદી નાખનારા એક જ બાણથી હણાયેલા

स्वर्गभ्रष्टमिव सुरकुमारमेकेनैव हृदयमर्मभेदिना शिलीमुखेन भिन्नदेहं रथमध्ये पर्यस्तम् ।

**दुर्योधनः** - (सास्रम्) अहह कुमार वृषसेन । अलमतः परं श्रुत्वा । हा वत्स हा मदङ्कदुर्ललित हा मदाज्ञाकर हा गदायुद्धप्रियशिष्य हा शौर्यसागर हा राधेयकुलप्ररोह हा प्रियदर्शन हा दुःशासननिर्विशेष हा सर्वगुरुवत्सल प्रयच्छ मे प्रतिवचनम् ।

**पर्याप्तनेत्रमचिरोदितचन्द्रकान्त-**
**मुद्भिद्यमाननवयौवनरम्यशोभम् ।**
**प्राणापहारपरिवर्तितदृष्टि दृष्टं**
**कर्णेन तत्कथमिवाननपङ्कजं ते ॥१०॥**

**सूतः** - आयुष्मन् अलमत्यन्तदुःखावेगेन ।

**दुर्योधनः** - सूत पुण्यवन्तो हि दुःखभाजो भवन्ति । अस्माकं पुनः ।

**प्रत्यक्षं हतबन्धूनामेतत्परिभवाग्निना ।**
**हृदयं दह्यतेऽत्यर्थं कुतो दुःखं कुतो व्यथा ॥ ११ ॥**

(इति मोहमुपगतः ।)

**सूतः** - समाश्वसितु समाश्वसितु महाराजः । (इति पटान्तेन वीजयति ।)

**दुर्योधनः** - (लब्धसंज्ञः) भद्र सुन्दरक ततो वयस्येन किं प्रतिपन्नमङ्गराजेन ।

**सुन्दरकः** - ततश्च देव तथाविधस्य पुत्रस्य दर्शनेन संगलितमश्रुजलमुज्झित्वा अनवेक्षितपरप्रहरणाभियोगेन स्वामिनाङ्गराजेनाभियुक्तो धनंजयः । तं च सुतवधामर्षोद्दीपितपराक्रमं विमुक्तजीविताशं तथा पराक्रमं प्रेक्ष्य भीमनकुलसहदेवपाञ्चालप्रमुखैरन्तरितो धनंजयस्य रथवरः ।

**दुर्योधनः** - ततस्ततः ।

**सुन्दरकः** - ततो देव शल्येन भणितम्, - अङ्गराज स्खलिततुरङ्गमो मथितचक्रनेमिकूबरस्ते रथः । तन्न युक्तं भीमार्जुनाभ्यां सहायोद्धुम् । इति भणित्वा निवर्तितो रथोऽवतारितः स्वामी स्यन्दनाद्बहुप्रकारं च समाश्वासितः ।

**दुर्योधनः** - ततस्ततः ।

**सुन्दरकः** - ततश्च स्वामिना सुचिरं विलप्य परिजनोपनीतमन्यं रथं प्रेक्ष्य दीर्घं निःश्वस्य

સારથિ અને અશ્વવાળા, કપાયેલાં છત્ર, ધનુષ્ય, ચામર અને ધ્વજદંડવાળા, વીંધાયેલા દેહવાળા, સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયેલા દેવકુમાર જેવા કુમાર (વૃષસેન)ને રથની વચ્ચે પડેલો (મેં) જોયો.

**દુર્યોધન** – (આંસુ સાથે) અરે રે કુમાર વૃષસેન ! આનાથી વધુ સાંભળી નહિ શકાય. અરે વત્સ, અરે મારા ખોળામાં મસ્તી કરનાર, અરે મારી આજ્ઞામાં રહેલા, અરે ગદાયુદ્ધમાં (મારા) પ્રિય શિષ્ય, અરે શૌર્યના સાગર, અરે રાધેયકુળના અંકુર, અરે પ્રિય દેખાવવાળા, અરે દુઃશાસન માટે અભિન્ન (મિત્ર), અરે બધા વડીલોના વત્સલ ! મને જવાબ આપ.

વિશાળ નેત્રોવાળું, તાજા ઊગેલા ચન્દ્ર જેવું આકર્ષક, ફૂટતા નવયૌવનને કારણે રમ્ય શોભાવાળું, પ્રાણના નીકળી જવાને કારણે ફરી ગયેલી આંખોવાળું તારું એ મુખકમળ કર્ણે શી રીતે જોયું હશે ? (૧૦)

**સારથિ** – આયુષ્મન્ ! અત્યંત દુઃખના આવેગને રોકો.

**દુર્યોધન** – સારથિ, પુણ્યશાળીઓ જ દુઃખ ભોગવે છે. અમારે (તો) વળી,

નજર સામે હણાયેલા સ્વજનોને કારણે (અનુભવાતા) અપમાનના આ અગ્નિથી હૃદય અત્યંત બળે છે. (હવે) દુઃખ કેવું (અને) વ્યથા કેવી ? (૧૧)

(મૂર્છા પામે છે.)

**સારથિ** – સ્વસ્થ થાવ, મહારાજ, સ્વસ્થ થાવ. (વસ્ત્રના છેડાથી પવન નાખે છે.)

**દુર્યોધન** – (ભાનમાં આવતાં) ભદ્ર સુન્દરક, ત્યાર પછી મિત્ર અંગરાજે શું કર્યું ?

**સુન્દરક** – અને પછી દેવ, એવા પ્રકારના પુત્રના દર્શનને કારણે, વહેતાં આંસુને રોકીને, શત્રુના શસ્ત્રપ્રહારને લક્ષમાં લીધા વિના સ્વામી અંગરાજે ધનંજય ઉપર આક્રમણ કર્યું. અને, પુત્રવધના રોષને લીધે ઉગ્ર પરાક્રમવાળા, જીવનની આશા છોડી બેઠેલા અને પરાક્રમ કરી રહેલા તેને જોઈને ભીમ, નકુળ, સહદેવ અને પાંચાલ– (આ) મુખ્ય (યોદ્ધાઓ)એ ધનંજયના ઉત્તમ રથને ઢાંકી દીધો.

**દુર્યોધન** – ત્યાર પછી ?

**સુન્દરક** – દેવ, પછી શલ્યે કહ્યું – 'અંગરાજ, તારા રથના અશ્વ થાકી ગયા છે; ચક્ર, ધરી અને (ધજાનો) દંડ તૂટી ગયો છે. તેથી ભીમ અને અર્જુન સામે લડવું (હવે) યોગ્ય નથી.' એમ કહીને રથને પાછો વાળ્યો, સ્વામીને રથેથી ઉતાર્યા અને અનેક રીતે આશ્વાસન આપ્યું.

**દુર્યોધન** – ત્યાર પછી ?

**સુન્દરક** – અને પછી સ્વામીએ લાંબો સમય વિલાપ કરીને, સેવકોએ આણેલા

मयि दृष्टिर्विनिक्षिप्ता । सुन्दरक एहीति भणितं च । ततोऽहमुपगतः स्वामिसमीपम् । ततोऽपनीय शीर्षस्थानात्पट्टिकां शरीरसंगलितैः शोणितबिन्दुभिर्लिप्तमुखं बाणं कृत्वाभिलिख्य प्रेषितो देवस्य सन्देशः । (इति पट्टिकामर्पयति ।)

(दुर्योधनो गृहीत्वा वाचयति यथा।)

स्वस्ति । महाराजदुर्योधनं समराङ्गणात्कर्ण एतदन्तं कण्ठो गाढमालिङ्ग्य विज्ञापयति ।

**अस्त्रग्रामविधौ कृती न समरेष्वस्यास्ति तुल्यः पुमान्**
**भ्रातृभ्योऽपि ममाधिकोऽयममुना जेयाः पृथासूनवः ।**
**त्वत्संभावित इत्यहं न च हतो दुःशासनारिर्मया**
**त्वं दुःखप्रतिकारमेहि भुजयोर्वीर्येण बाष्पेण वा ॥ १२ ॥**

**दुर्योधनः** - वयस्य कर्ण किमिदं भ्रातृशतवधदुःखितं मामपरेण वाक्शल्येन घट्टयसि । भद्र सुन्दरक अथेदानीं किमारम्भोऽङ्गराजः ।

**सुन्दरकः** - देव अपनीतशरीरावरण आत्मवधकृतनिश्चयः पुनरपि पार्थेन सह समरं मार्गयते ।

**दुर्योधनः** - (आवेगादासनादुत्तिष्ठन्) सूत रथमुपनय । सुन्दरक त्वमपि मद्वचनात्त्वरिततरं गत्वा वयस्यमङ्गराजं प्रतिबोधय । अलमतिसाहसेन । अभिन्न एवायमावयोः संकल्पः । न खलु भवानेको जीवितपरित्यागाकाङ्क्षी । किं तु -

**हत्वा पार्थान्सलिलमशिवं बन्धुवर्गाय दत्त्वा**
**मुक्त्वा बाष्पं सह कतिपयैर्मन्त्रिभिश्चारिभिश्च ।**
**कृत्वान्योन्यं सुचिरमपुनर्भावि गाढोपगूढं**
**संत्यक्ष्यावो हततनुमिमां दुःखितौ निर्वृतौ च ॥१३॥**

अथ च शोकं प्रति मया न किञ्चित्सन्देष्टव्यम् ।

**वृषसेनो न ते पुत्रो न मे दुःशासनोऽनुजः ।**
**त्वां बोधयामि किमहं त्वं मां संस्थापयिष्यसि ॥ १४ ॥**

**सुन्दरकः** - यद्देव आज्ञापयति । (इति निष्क्रान्तः ।)

**दुर्योधनः** - तूर्णमेव रथमुपस्थापय ।

**सूतः** - (कर्णं दत्वा) देव ह्रेषासंवलितो नेमिध्वनिः श्रूयते । तथा तर्कयामि नूनं परिजनोपनीतो रथः ।

**दुर्योधनः** - सूत, गच्छ त्वं सज्जीकुरु ।

બીજા રથને જોઈને, લાંબો નિસાસો નાખીને, મારા તરફ દૃષ્ટિ દોડાવી; અને 'સુન્દરક, આવ,' એમ કહ્યું. પછી હું સ્વામી પાસે ગયો. પછી માથેથી પાટો દૂર કરીને શરીરમાંથી વહેતા લોહીના ટીપામાં બાણની અણી રાખીને, લખીને, દેવને સંદેશ મોકલ્યો છે. (પાટો આપે છે.)

(દુર્યોધન લઈને આ પ્રમાણે વાંચે છે.)

'સ્વસ્તિ ! યુદ્ધભૂમિ પરથી મહારાજ દુર્યોધનને કંઠે છેલ્લું ગાઢ આલિંગન આપીને કર્ણ આ રીતે વિનંતી કરે છે –

'અસ્ત્રસમૂહના પ્રયોગમાં (આ) સફળ છે. યુદ્ધોમાં આના જેવો બીજો કોઈ પુરુષ નથી. ભાઈઓ કરતાં પણ મને (આ) વધુ (પ્રિય) છે. આનાથી કુંતીપુત્રોને જીતી શકાય.' આ રીતે તમે મારું સન્માન કરતા હતા અને દુઃશાસનના શત્રુને મેં માર્યો નહિ. (હવે) તમે બાહુઓના શૌર્યથી અથવા અશ્રુથી દુઃખનો પ્રતિકાર કરો. (૧૨)

**દુર્યોધન** – મિત્ર કર્ણ, આ સો ભાઈઓના વધથી દુઃખી થયેલા મને વાક્યબાણથી કેમ વધુ દુઃખ આપે છે ? ભદ્ર સુન્દરક, અંગરાજની હવે શી પ્રવૃત્તિ છે ?

**સુન્દરક** – દેવ, શરીર પરથી કવચ દૂર કરીને પોતાના વધનો નિર્ણય કરીને, અર્જુનની સાથે યુદ્ધની (તકની) શોધ કરી રહ્યા છે.

**દુર્યોધન** – (આવેગ સાથે આસનેથી ઊભો થઈને) સારથિ, રથ લાવ. સુન્દરક, તું પણ મારા વચનથી વધુ જલદીથી મિત્ર અંગરાજ પાસે જઈને જાણ કર. 'વધુ પડતું સાહસ રહેવા દે. આપણા બંનેનો સંકલ્પ એક જ છે. જીવન છોડવા માટે માત્ર તું જ ઉત્સુક નથી. પરંતુ –

પૃથાપુત્રોને હણીને, સ્વજનોના સમુદાયને અમંગળ જળ આપીને, (બાકી રહેલા) કેટલાક મંત્રીઓ અને શત્રુઓ સાથે આંસુ સારીને, એકબીજાને ફરીથી ન મળી શકાય' તેમ માનીને લાંબા સમય સુધી ગાઢ આલિંગન આપીને દુઃખી થયેલા અને સંતોષ પામેલા (આપણે બંને) આ અભાગી દેહને ત્યજી દઈશું. (૧૩)

અને શોકની બાબતમાં મારે કંઈપણ સંદેશો નથી આપવો.

વૃષસેન (માત્ર) તારો પુત્ર ન હતો. દુઃશાસન (માત્ર) મારો નાનો ભાઈ ન હતો. (હું) તને શું આશ્વાસન આપું ? (અથવા) તું મને શું ધીરજ આપવાનો હતો ? (૧૪)

**સુન્દરક** – દેવની જે આજ્ઞા. (જાય છે.)

**દુર્યોધન** – એકદમ રથ હાજર કર.

**સારથિ** – (સાંભળીને) દેવ, હણહણાટ સાથેનો પૈડાંનો અવાજ સંભળાય છે. તેથી મારું અનુમાન છે કે સેવકો રથ લાવે છે.

**દુર્યોધન** – સારથિ, તું જા, (એને) સજાવ.

सूतः - यदाज्ञापयति देवः । (इति निष्क्रम्य पुनः प्रविशति ।)

दुर्योधनः - (विलोक्य) किमिति नारूढोऽसि ।

सूतः - एष खलु तातोऽम्बा च संजयाधिष्ठितं रथमारुह्य देवस्य समीपमुपगतौ ।

दुर्योधनः - किं नाम तातोऽम्बा च संप्राप्तौ । कष्टमतिबीभत्समाचरितं दैवेन । सूत गच्छ त्वं स्यन्दनं तूर्णमुपहर । अहमपि तातदर्शनं परिहरन्नेकान्ते तिष्ठामि ।

सूतः - देव, त्वदेकशेषबान्धवावेतौ कथमिव न समाश्वासयसि ।

दुर्योधनः - सूत कथमिव समाश्वासयामि विमुखभागधेयः । पश्य ।

अद्यैवावां रणमुपगतौ तातमम्बां च दृष्ट्वा
घ्रातस्ताभ्यां शिरसि विनतोऽहं च दुःशासनश्च ।
तस्मिन्बाले प्रसभमरिणा प्रापिते तामवस्थां
पार्श्वं पित्रोरपगतघृणः किं नु वक्ष्यामि गत्वा ॥१५॥

तथाप्यवश्यं वन्दनीयौ गुरू ।

(इति निष्क्रान्तौ)

इति चतुर्थोऽङ्कः ।

**સારથિ** – જેવી દેવની આજ્ઞા. (જઈને ફરી પાછો પ્રવેશે છે.)

**દુર્યોધન** – (જોઈને) શું તું રથ ઉપર બેઠો નથી ?

**સારથિ** – ખરેખર, આ પિતા અને માતા સંજય દ્વારા અધિષ્ઠિત થયેલા રથમાં બેસીને દેવની પાસે આવે છે.

**દુર્યોધન** – શું પિતા અને માતા આવ્યાં છે ? કષ્ટ છે, દૈવે બહુ બીભત્સ કર્યું છે. સારથિ, તું જા, રથ જલ્દી લાવ. હું પણ પિતાનું દર્શન ટાળવા એકાન્તમાં રહું.

**સારથિ** – જેનાં સ્વજનમાં તમે એકલા બાકી રહ્યા છો તેવાં તેઓને આશ્વાસન કેમ આપતા નથી ?

**દુર્યોધન** - સારથિ, જેના ભાગ્યે મોં ફેરવી લીધું છે તેવો હું શું આશ્વાસન આપું ? જો.

આજે જ અમે બંને પિતા અને માતાને મળીને યુદ્ધમાં ગયા હતા. નમી રહેલા (એવા) મારું અને દુઃશાસનનું માથું તેમણે (બંનેએ) સૂંઘ્યું હતું. (હવે) શત્રુએ પરાણે તે બાળકની એવી અવદશા કરી નાખી ત્યારે દયા વગનો હું પિતાની પડખે જઈને ખરેખર શું કહું વારૂ ?

છતાંય (એ) બે વડીલો અવશ્ય વંદનીય છે.

(બંને જાય છે.)

**ચતુર્થ અંક સમાપ્ત**

# पञ्चमोऽङ्कः

(ततः प्रविशति रथयानेन गान्धारी संजयो धृतराष्ट्रश्च ।)

**धृतराष्ट्रः** - वत्स संजय, कथय कथय कस्मिन्नुद्देशे कुरुकुलकाननैकशेषप्रवालो वत्सो मे दुर्योधनस्तिष्ठति । कच्चिज्जीवति वा न वा ।

**गान्धारी** - जात यदि सत्यं जीवति मे वत्सस्तत्कथय कस्मिन्देशे वर्तते ।

**संजयः** - नन्वेष महाराज एक एव न्यग्रोधच्छायायामुपविष्टस्तिष्ठति ।

**गान्धारी** - (सकरुणम् ।) जात एकाकीति भणसि । किं नु खलु सांप्रतं भ्रातृशतमस्य पार्श्वे भविष्यति ।

**संजयः** - तात अम्ब अवतरतं स्वैरं रथात् ।

(उभाववतरणं नाटयतः ।)

(ततः प्रविशति सव्रीडमुपविष्टो दुर्योधनः ।)

**संजयः** - (उपसृत्य ।) विजयतां महाराजः । नन्वेष तातः अम्बया सह प्राप्तः । किं न पश्यति महाराजः ।

**दुर्योधनः** - (वैलक्ष्यं नाटयति ।)

**धृतराष्ट्रः** -

शल्यानि व्यपनीय कङ्कवदनैरुन्मोचिते कङ्कटे
बद्धेषुव्रणपट्टकेषु शनकैः कर्णे कृतापाश्रयः ।
दूरान्निर्जितसान्त्वितान्नरपतीनालोकयँल्लीलया
सह्या पुत्रक वेदनेति न मया पापेन पृष्टो भवान् ॥ १ ॥

(धृतराष्ट्रो गान्धारी च स्पर्शेनोपेत्यालिङ्गतः ।)

**गान्धारी** - वत्स अतिगाढप्रहारवेदनापर्याकुलस्यास्मासु सन्निहितेष्वपि न प्रसरति ते वाणी ।

**धृतराष्ट्रः** - वत्स दुर्योधन किमकृतपूर्वः संप्रति मय्यप्ययमव्याहारः ।

**गान्धारी** - वत्स यदि त्वमप्यस्मान्नालपसि तत्किं सांप्रतं वत्सो दुःशासन आलपतु दुर्मर्षणो वाथान्यो वा । (इति रोदिति ।)

## પાંચમો અંક

(રથમાં બેઠેલાં ગાંધારી, સંજય અને ધૃતરાષ્ટ્ર પ્રવેશે છે.)

**ધૃતરાષ્ટ્ર** – વત્સ સંજય, કહે કે કુરુવંશના વનનો બાકી રહેલો એક માત્ર અંકુર મારો દીકરો કઈ જગાએ છે ? એ જીવે તો છે ને, કે નહિ ?

**ગાન્ધારી** – દીકરા, જો મારો દીકરો સાચે જ જીવતો હોય, તો કહે કે એ કઈ જગાએ છે ?

**સંજય** – આ મહારાજ ખરેખર વડલાની છાયામાં એકલા બેઠેલા છે.

**ગાન્ધારી** – (કરુણતા સાથે) દીકરા, 'એકલા' એવું કહે છે ? હવે તો સો ભાઈઓ એની પડખે ક્યાંથી હોય ?

**સંજય** – પિતા, માતા, રથ ઉપરથી ધીમે ધીમે ઊતરો.

(બંને ઊતરવાનો અભિનય કરે છે.)

(લજ્જા સાથે બેઠેલો દુર્યોધન પ્રવેશે છે.)

**સંજય** – (પાસે આવીને) મહારાજનો જય હો ! ખરેખર આ પિતા, માતાની સાથે આવ્યા છે. મહારાજ શું જોતા નથી ?

**દુર્યોધન** – (સંકોચનો અભિનય કરે છે.)

**ધૃતરાષ્ટ્ર** – કવચ ઉતારીને પછી, કંકવદનથી બાણના અગ્રભાગો દૂર કરીને, ઘા ઉપર પાટા બાંધીને; કર્ણનો ધીમેથી આશ્રય લઈ રહેલા, પહેલાં જીતાયેલા અને પછી આશ્વાસન આપેલા (શત્રુપક્ષના) રાજાઓને દૂરથી હળવાશથી જોઈ રહેલા તને મેં પાપીએ પૂછ્યું પણ નહિ, 'વહાલા દીકરા, પીડા સહી શકાય તેવી છે ને ? (૧)

(ધૃતરાષ્ટ્ર અને ગાંધારી સ્પર્શ દ્વારા પાસે આવીને આલિંગે છે.)

**ગાન્ધારી** – વત્સ, ઘણા ઊંડા પ્રહારની વેદનાથી અકળાયેલો છે તેથી, અમે હાજર છીએ, છતાં તારી વાણી નીકળતી નથી !

**ધૃતરાષ્ટ્ર** – વત્સ દુર્યોધન, આ પહેલાં ન કર્યું હોય તેવું મૌન શું અત્યારે મારી સાથે પણ?

**ગાન્ધારી** – વત્સ, જો તું પણ અમારી સાથે ન બોલે, તો હવે શું વત્સ દુઃશાસન બોલવાનો છે કે દુર્મર્ષણ કે બીજો કોઈ બોલવાનો છે ? (રડે છે.)

दुर्योधनः -

पापोऽहमप्रतिकृतानुजनाशदर्शी
तातस्य बाष्पपयसां तव चाम्ब हेतुः ।
दुर्जातमत्र विमले भरतान्ववाये
किं मां सुतक्षयकरं सुत इत्यवैषि ॥ २ ॥

गान्धारी - जात अलं परिदेवितेन । त्वमपि तावदेकोऽस्यान्धयुगलस्य मार्गोपदेशकः । तच्चिरं जीव । किं मे राज्येन जयेन वा ।

दुर्योधनः -

मातः किमप्यसदृशं कृपणं वचस्ते
सुक्षत्रिया क्व भवती क्व च दीनतैषा ।
निर्वत्सले सुतशतस्य विपत्तिमेतां
त्वं नानुचिन्तयसि रक्षसि मामयोग्यम् ॥३॥

नूनं विचेष्टितमिदं सुतशोकस्य ।

संजयः - महाराज किं वायं लोकवादो वितथः न घटस्य कूपपाते रज्जुरपि तत्र प्रक्षेप्तव्या इति ।

दुर्योधनः - अपुष्कलमिदम् । उपक्रियमाणाभावे किमुपकरणेन । (इति रोदिति)

धृतराष्ट्रः - (दुर्योधनं परिष्वज्य) वत्स समाश्वसिहि । समाश्वासय चास्मानिमामतिदीनां मातरं च ।

दुर्योधनः - तात दुर्लभः समाश्वास इदानीं युष्माकम् । किन्तु,

कुन्त्या सह युवामद्य मया निहतपुत्रया ।
विराजमानौ शोकेऽपि तनयाननुशोचतम् ॥ ४ ॥

गान्धारी - जात एतदेव साम्प्रतं प्रभूतं यत्त्वमपि तावदेको जीवसि । तज्जात अकालस्ते समरस्य । प्रसीद । एष ते शीर्षाञ्जलिः । निवर्त्यतां समरव्यापारात् । अपश्चिमं कुरु मे वचनम् ।

धृतराष्ट्रः - वत्स शृणु वचनं तवाम्बाया मम च निहताशेषबन्धुवर्गस्य । पश्य ।

दायादा न ययोर्बलेन गणितास्तौ द्रोणभीष्मौ हतौ
कर्णस्यात्मजमग्रतः शमयतो भीतं जगत्फाल्गुनात् ।
वत्सानां निधनेन मे त्वयि रिपुः शेषप्रतिज्ञोऽधुना
मानं वैरिषु मुञ्च तात पितरावन्धाविमौ पालय ॥ ५ ॥

दुर्योधनः - समरात्प्रतिनिवृत्य किं मया कर्तव्यम् ।

**દુર્યોધન** – પાપી એવો હું, જેનો પ્રતિકાર ન કર્યો હોય તેવા નાના ભાઈઓના વિનાશનો જોનાર છું. હે મા, પિતાનાં અને તારાં આસુંનું કારણ હું છું. નિર્મળ ભરતવંશમાં હું કમજાત છું. પુત્રનાશક મને તમે શું પુત્ર સમજો છો ? (૨)

**ગાન્ધારી** – દીકરા, બહુ રડ નહિ. તું એકલો પણ આ અન્ધયુગલનો માર્ગદર્શક છે. તેથી લાંબુ જીવ. મારે રાજ્યનું શું કામ કે વિજયથી શું કામ છે ?

**દુર્યોધન** – માતા, તારું વચન કેમ અયોગ્ય અને દીન છે ? ક્યાં તું ગરવી ક્ષત્રિયાણી અને ક્યાં આવી દીનતા ? વાત્સલ્ય વગરની, સો ભાઈઓની આપત્તિ તું વિચારતી નથી અને નાલાયક એવા મને બચાવે છે ? (૩)

(તારું) આવું વર્તન ખરેખર પુત્રશોકને કારણે છે.

**સંજય** – મહારાજ, શું આ લોકોક્તિ ખોટી છે કે 'ઘડો કૂવામાં પડે ત્યારે દોરડું પણ તેમાં ન નંખાય ?'

**દુર્યોધન** – ખોટું છે આ. ઉપકાર કરવાને યોગ્ય (વ્યક્તિ)નો અભાવ હોય, તો (ઉપકારનાં) સાધનનો શો અર્થ ? (રડે છે.)

**ધૃતરાષ્ટ્ર** – (દુર્યોધનને ભેટીને) વત્સ, સ્વસ્થ થા. મને અને આ એકદમ લાચાર માતાને સ્વસ્થ કર.

**દુર્યોધન** – પિતા, હવે તમારે માટે સ્વસ્થતા દુર્લભ છે. પરંતુ –

જેના પુત્રોને મેં હણી નાંખ્યા છે એવી કુંતીની સાથે શોકમાં રહેલાં તમે (બંને) પણ (મારા સહિત બધા) પુત્રોનો શોક કરજો. (૪)

**ગાન્ધારી** – દીકરા, અત્યારે તો આટલું ઘણું છે કે તું એકલો ય જીવે છે. તેથી દીકરા, તારે માટે (હવે) યુદ્ધનો સમય નથી. પ્રસન્ન થા. આ તને હું હાથ જોડું છું. યુદ્ધકાર્ય અટકાવ. મારું વચન પાળ.

**ધૃતરાષ્ટ્ર** – વત્સ, તારી માતાનું અને હણાયેલા બધા સ્વજનોવાળા મારું વચન સાંભળ. જો,

જેના બળને કારણે તેં (યુધિષ્ઠિર વગેરે) ભાઈઓની પરવા ન કરી તે દ્રોણ અને ભીષ્મ હણાઈ ગયા છે. કર્ણની સામે જ (એના) પુત્રને ખતમ કરનાર અર્જુનથી (આખું) જગત ડરી રહ્યું છે. મારા (તારા સિવાયના) પુત્રોનાં મરણથી શત્રુની અત્યારે તારી બાબતમાં પ્રતિજ્ઞા અધૂરી છે. વહાલા પુત્ર, શત્રુઓ તરફ અભિમાન છોડ. આ આંધળાં માબાપનું પાલન કર. (૫)

**દુર્યોધન** – યુદ્ધથી પાછો વળીને હું શું કરું ?

**गान्धारी** - जात यत्पिता ते विदुरो वा भणति ।

**संजयः** - देव एवमिदम् ।

**दुर्योधनः** - संजय अद्याप्युपदेष्टव्यमस्ति ।

**संजयः** - देव यावत्प्राणिति तावदुपदेष्टव्यभूमिर्विजिगीषुः प्रज्ञावताम् ।

**दुर्योधनः** - (सक्रोधम् ।) शृणुमस्तावद्भवत एव प्रज्ञावतः संप्रत्यस्मदनुरूप-मुपदेशम् ।

**धृतराष्ट्रः** - वत्स युक्तवादिनि संजये किमत्र क्रोधेन । यदि प्रकृतिमापद्यसे तदहमेव भवन्तं ब्रवीमि । श्रूयताम् ।

**दुर्योधनः** - कथयतु तातः ।

**धृतराष्ट्रः** - वत्स किं विस्तरेण । सन्धत्तां भवानिदानीमपि युधिष्ठिरमीप्सितपणबन्धेन ।

**दुर्योधनः** - तात तनयस्नेहवैक्लव्यादम्बा बालिशत्वात्संजयश्च काममेवं ब्रवीतु । युष्माकमप्येवं व्यामोहः । अथ वा प्रभवति पुत्रनाशजन्मा हृदयज्वरः । अन्यच्च तात अस्खलितभ्रातृशतोऽहं यदा तदावधीरितवासुदेवसामोपन्यासः । संप्रति हि दृष्टपितामहाचार्यानुजराजचक्रविपत्तिः स्वशरीरमात्रस्नेहादुदात्तपुरुषव्रीडावहमसुखावसानं च कथमिव करिष्यति दुर्योधनः सह पाण्डवैः सन्धिम् । अन्यच्च । नयवेदिन्संजय,

**हीयमानाः किल रिपोर्नृपाः संदधते परान् ।**
**दुःशासने हतेऽहीनाः सानुजाः पाण्डवाः कथम् ॥ ६ ॥**

**धृतराष्ट्रः** - वत्स एवं गतेऽपि मत्प्रार्थनया न किंचिन्न करोति युधिष्ठिरः । अन्यच्च । सर्वदैवाप्रकृष्टमात्मानं मन्यते युधिष्ठिरः ।

**दुर्योधनः** - कथमिव ।

**धृतराष्ट्रः** - वत्स श्रूयतां प्रतिज्ञा युधिष्ठिरस्य । नाहमेकस्यापि भ्रातुर्विपत्तौ प्राणान्धारयामीति । बहुच्छलत्वात्सङ्ग्रामस्यानुजनाशमाशङ्कमानो यदैव भवते रोचते तदैवासौ सज्जः सन्धातुम् ।

**संजयः** - एवमिदम् ।

**गान्धारी** - जात उपपत्तियुक्तं प्रतिपद्यस्व पितुर्वचनम् ।

**दुर्योधनः** - तात अम्ब संजय-



**ગાન્ધારી** – દીકરા, તારા પિતા અને વિદુર કહે તે.

**સંજય** – દેવ, આ આવું (બરોબર) છે.

**દુર્યોધન** – સંજય, હજુ પણ કોઈ ઉપદેશ આપવાનો છે ?

**સંજય** – દેવ, પ્રાણ છે ત્યાં સુધી વિજયેચ્છુ (રાજા), ડાહ્યા (પુરુષો) માટે ઉપદેશને લાયક છે.

**દુર્યોધન** – (ક્રોધ સહિત) અત્યારે તમારા જેવા ડાહ્યા (પુરુષો) પાસેથી અમને અનુરૂપ ઉપદેશ સાંભળીએ.

**ધૃતરાષ્ટ્ર** – વત્સ, સંજય યોગ્ય કહે છે, ત્યારે આમાં ક્રોધ શા માટે ? જો સ્વસ્થ હોય તો હું જ તને કહું છું, સાંભળ.

**દુર્યોધન** – કહો, પિતાજી.

**ધૃતરાષ્ટ્ર** – વત્સ, વિસ્તારથી શું ? ઇચ્છિત શરત મુજબ હજુ પણ તું યુધિષ્ઠિર સાથે સંધિ કરી લે.

**દુર્યોધન** – પિતા, પુત્રસ્નેહની વ્યાકુળતાથી માતા અને બાલિશતાથી સંજય આવું ભલે બોલે. તમારી પણ આવી ઘેલછા છે ? અથવા, પુત્રનાશથી જન્મેલા હૃદયના જ્વરનો (આ) પ્રભાવ છે. અને વળી તાત, સો ભાઈઓ જીવતા બેઠા હતા, ત્યારે મેં વાસુદેવનો શાન્તિપ્રસ્તાવ તરછોડેલો. અત્યારે પિતામહ, આચાર્ય, નાના ભાઈઓ અને રાજસમૂહની આફત જોઈ ચૂકેલો દુર્યોધન માત્ર પોતાના શરીર પરના સ્નેહને કારણે ઉદાત્ત પુરુષોને માટે લજ્જાકારક, (અને) દુઃખમાં પરિણમનારી સંધિ પાંડવો સાથે શા માટે કરે ? અને વળી, હે નીતિજ્ઞ સંજય,

શત્રુથી નિર્બળ બનેલા રાજાઓ બીજાઓ સાથે સંધિ કરે છે. દુઃશાસન હણાયેલો છે ત્યારે મારી સાથે નાના ભાઈઓ સાથેના શક્તિશાળી પાંડવો કેમ કરતાં સંધિ કરે ? (૬)

**ધૃતરાષ્ટ્ર** – વત્સ, આવી પરિસ્થિતિમાં પણ મારી વિનંતીથી યુધિષ્ઠિર કંઈ ન કરે એવું નથી. અને વળી, યુધિષ્ઠિર હમેશાં પોતાને તુચ્છ જ માને છે. (કોઈ બાબતમાં અભિમાની નથી.)

**દુર્યોધન** – શાથી ?

**ધૃતરાષ્ટ્ર** – વત્સ, સાંભળ યુધિષ્ઠિરની પ્રતિજ્ઞા. 'કોઈપણ એક ભાઈ (ના પ્રાણ) આફતમાં આવી જશે, તો હું મારા પ્રાણ ધારણ કરીશ નહિ.' યુદ્ધમાં અનેક કપટ હોય છે તેથી નાના ભાઈઓના નાશની શંકાવાળો, જ્યારે પણ તને ગમશે ત્યારે સંધિ કરવા એ (યુધિષ્ઠિર) તૈયાર થઈ જશે.

**સંજય** – આ આમ (જ) છે.

**ગાન્ધારી** – દીકરા, પિતાનું તર્કસંગત વચન પાળ.

**દુર્યોધન** – પિતા, માતા, સંજય,

एकेनापि विनानुजेन मरणं पार्थः प्रतिज्ञातवा-
न्भ्रातृणां निहते शतेऽभिलषते दुर्योधनो जीवितुम् ।
तं दुःशासनशोणिताशनमरिं भिन्नं गदाकोटिभि-
र्भीमं दिक्षु न विक्षिपामि कृपणः संधिं विदध्यामहम् ॥ ७ ॥

**गान्धारी** – हा जात दुःशासन हा मदङ्कदुर्ललित हा युवराज, अश्रुतपूर्वा खलु कस्यापि लोक ईदृशी विपत्तिः । हा वीरशतप्रसविनि हतगान्धारि दुःखशतं प्रसूतासि । न पुनः सुतशतम् ।

(सर्वे रुदन्ति)

**संजयः** – (बाष्पमुत्सृज्य ।) तात अम्ब प्रतिबोधयितुं महाराजमिमां भूमिं युवामागतौ । तदात्मापि तावत्संस्तभ्यताम् ।

**धृतराष्ट्रः** – वत्स दुर्योधन, एवं विमुखेषु भागधेयेषु त्वयि चामुञ्चति सहजं मानमरिषु त्वदेकशेषजीवितालम्बनेयं तपस्विनी गान्धारी कमवलम्बतां शरणमहं च ।

**दुर्योधनः** – श्रूयतां यत्प्रतिपत्तुमिदानीं प्राप्तकालम् ।

कलितभुवना भुक्तैश्वर्यास्तिरस्कृतविद्विषः
प्रणतशिरसां राज्ञां चूडासहस्रकृतार्चनाः ।
अभिमुखमरीन्घ्नन्तः संख्ये हताः शतमात्मजा
वहतु सगरेणोढां तातो धुरं सहितोऽम्बया ॥ ८ ॥

विपर्यये त्वस्याधिपतेरुल्लङ्घितः क्षात्रधर्मः स्यात् ।

(नेपथ्ये महान्कलकलः)

**गान्धारी** – (आकर्ण्य । सभयम् ।) जात कुत्रैतत् हाहाकारमिश्रं तूर्यरसितं श्रूयते ।

**संजयः** – अम्ब भूमिरियमेवंविधानां भीरुजनत्रासनानां महानिनादानाम् ।

**धृतराष्ट्रः** – वत्स संजय, ज्ञायतामतिभैरवः खलु विस्तारी हाहारवः । कारणेनास्य महता भवितव्यम् ।

**दुर्योधनः** – तात प्रसीद । पराङ्मुखं खलु दैवमस्माकम् । यावदपरमपि किंचिदत्याहितं न श्रावयति तावदेवाज्ञापय मां सङ्ग्रामावतरणाय ।

**गान्धारी** – जात, मुहूर्तं तावन्मां मन्दभाग्यां समाश्वासय ।

પાર્થે એક પણ નાના ભાઈ વગર મરી જવાની પ્રતિજ્ઞા કરી છે. (અને) સો ભાઈઓ મર્યા છે ત્યારે દુર્યોધન જીવવાની ઇચ્છા રાખે ? તે દુઃશાસનના લોહીનું પાન કરનારા શત્રુ ભીમને ગદાની ધારથી છેદી નાખીને એને દિશાઓમાં ફેંકી ન દઉં ? લાચાર (બનીને) હું સંધિ કરું ? (૭)

**ગાન્ધારી** – અરે બેટા દુઃશાસન, અરે મારા ખોળામાં મસ્તી કરનાર, અરે યુવરાજ ! લોકમાં ખરેખર કોઈની ઉપર આવી આફત આવી હોય, એ પહેલાં સાંભળ્યું નથી. અરે અભાગણી ગાંધારી, સો વીરોની જનેતા ! તેં સો દુઃખ જન્માવ્યાં છે, નહિ કે સો પુત્રો.

(બધાં રડે છે.)

**સંજય** – (આંસુ સારીને) પિતા, માતા, મહારાજને સ્વસ્થ કરવા (જાગૃત કરવા) તમે બંને આ જગ્યાએ આવ્યાં છો. તો તમે પોતે પણ સ્વસ્થ થાવ.

**ધૃતરાષ્ટ્ર** – વત્સ દુર્યોધન, દૈવ આ રીતે વિમુખ થયું છે અને તું શત્રુ તરફનું સહજ અભિમાન છોડતો નથી, ત્યારે જીવનમાં બાકી રહેલા એક માત્ર તારા આધારવાળી આ બાપડી ગાન્ધારી અને હું કોને શરણે જઈએ ?

**દુર્યોધન** – હવે જે કરવા માટેનો સમય આવ્યો છે, તે સાંભળો.

ભુવનોને વશમાં રાખનારા, ઐશ્વર્યને ભોગવનારા, (પ્રણામ કરવા) ઝૂકેલાં માથાંવાળા રાજાઓનાં હજારો મસ્તકમણિથી પૂજન કરાયેલા, સામે રહેલા શત્રુઓને હણતા, યુદ્ધમાં હણાયેલા સો પુત્રોવાળા પિતા, માતાની સાથે, સગર દ્વારા ધારણ કરાયેલી (પૃથ્વી)ની ધુરાનું વહન કરે. (૮)

જો આનાથી અવળું થાય તો આ અધિપતિના ક્ષત્રિયધર્મનું ઉલ્લંઘન થાય.

(નેપથ્યમાં મોટો કોલાહલ થાય છે.)

**ગાન્ધારી** – (સાંભળીને, ભય સાથે) દીકરા, હાહાકારવાળો આ વાદ્યોનો અવાજ ક્યાંથી સંભળાય છે ?

**સંજય** – માતા, ડરપોકને ત્રાસ દેનારા આ પ્રકારના મહાન અવાજોની જ આ ભૂમિ છે.

**ધૃતરાષ્ટ્ર** – વત્સ સંજય, પ્રસરી રહેલા આ અતિ ભયાનક હાહાકાર વિશે જાણી લાવ. આનું કોઈ મોટું કારણ હોવું જોઈએ.

**દુર્યોધન** – પિતાજી, પ્રસન્ન થાવ. આપણું નસીબ ખરેખર મોં ફેરવી ગયું છે. કાંઈક બીજું પણ ભારે અનર્થ સાંભળવા ન મળે, ત્યાં સુધીમાં મને યુદ્ધમાં ઊતરવાની આજ્ઞા આપો.

**ગાન્ધારી** – દીકરા, થોડો સમય મને અભાગણીને ધીરજ આપ.

धृतराष्ट्रः - वत्स यद्यपि भवान्समराय कृतनिश्चयस्तथापि रहः परप्रतीघातोपायश्चिन्त्यताम् ।

दुर्योधनः -

**प्रत्यक्षं हतबान्धवा मम परे हन्तुं न योग्या रहः**
**किं वा तेन कृतेन तैरिव कृतं यत्र प्रकाशं रणे ।**

गान्धारी - जात एकाकी त्वम् । कस्ते साहाय्यं करिष्यति ।

दुर्योधनः -

**एकोऽहं भवतीसुतक्षयकरो मातः कियन्तोऽरयः**
**साम्यं केवलमेतु दैवमधुना निष्पाण्डवा मेदिनी ॥ ९ ॥**

(नेपथ्ये । कलकलानन्तरम् ।)

भो भो योधाः निवेदयन्तु भवन्तः कौरवेश्वराय इदं महत्कदनं प्रवृत्तम् । अलमप्रियश्रवणपराङ्मुखतया । यतः कालानुरूपं प्रतिविधातव्यमिदानीम् । तथा हि ।

**त्यक्तप्राजनरश्मिरङ्किततनुः पार्थाङ्कितैर्मार्गणै-**
**र्वाहैः स्यन्दनवर्त्मनां परिचयादाकृष्यमाणः शनैः ।**
**वार्तामङ्गपतेर्विलोचनजलैरावेदयन्पृच्छतां**
**शून्येनैव रथेन याति शिबिरं शल्यः कुरूञ्शल्ययन् ॥ १० ॥**

दुर्योधनः - (श्रुत्वा साशङ्कम् ।) आः केनेदमविस्पष्टमशनिपातदारुणमुद्घोषितम् । कः कोऽत्र भोः ।

(प्रविश्य संभ्रान्तः)

सूतः - हा हताः स्मः । (इत्यात्मानं पातयति ।)

दुर्योधनः - अयि कथय कथय ।

धृतराष्ट्रसंजयौ - कथ्यतां कथ्यताम् ।

सूतः - आयुष्मन् किमन्यत् ।

**शल्येन यथा शल्येन मूर्च्छितः प्रविशता जनौघोऽयम् ।**
**शून्यं कर्णस्य रथं मनोरथमिवाधिरूढेन ॥ ११ ॥**

दुर्योधनः - हा वयस्य कर्ण । (इति मोहमुपगतः ।)

गान्धारी - जात समाश्वसिहि समाश्वसिहि ।

संजयः - समाश्वसितु समाश्वसितु देवः ।

धृतराष्ट्रः - भो कष्टं कष्टम् ।

**ધૃતરાષ્ટ્ર** – વત્સ, તેં જો કે યુદ્ધ માટે નિર્ણય કર્યો જ છે, તો પણ છૂપી રીતે શત્રુને મારવાનો ઉપાય વિચારી રાખ.

**દુર્યોધન** – મારા ભાઈઓને પ્રત્યક્ષપણે માર્યા છે ત્યારે (તે) શત્રુઓને છૂપી રીતે મારવા યોગ્ય નથી. અથવા તો, તેમની જેમ યુદ્ધમાં પ્રત્યક્ષપણે કરવામાં આવ્યું ન હોય, તેવા કાર્યથી શું ?

**ગાન્ધારી** – દીકરા, તું એકલો છે. કોણ તને મદદ કરશે ?

**દુર્યોધન** – હું એકલો તારા પુત્રોનો નાશ કરનારો છું, માતા. (અને) શત્રુઓ છે કેટલા ? દૈવ (બંને પક્ષ તરફ) કેવળ સમતા ધારણ કરો (અને) ધરતી હવે પાંડવ વગરની બની જાય. (૯)

(નેપથ્યમાં કોલાહલ થયા પછી)

અરે, અરે સૈનિકો, તમારા કૌરવેશ્વરને જાણ કરો. આ ભારે અનર્થ થયો છે. અપ્રિયશ્રવણથી વિમુખ ન થાવ. હવે સમયને અનુરૂપ પ્રતિકાર કરવો જોઈએ. કેમકે,

ચાબુક અને લગામ છોડેલો, અર્જુન (ના નામ)થી અંકિત બાણથી શરીર ઉપર નિશાનીઓવાળો, રથના માર્ગની જાણકારીને લીધે ધીમે ધીમે અશ્વોથી ખેંચાતો, પૂછનારાઓને અંગરાજની (દશાના) સમાચાર આંખના આંસુથી કહી દેતો (અને) કુરુઓને કાંટાની જેમ પીડા આપતો શલ્ય ખાલી જ રથે છાવણી તરફ આવે છે. (૧૦)

**દુર્યોધન** – (સાંભળીને આશંકા સાથે) અરે, આ કોણે અસ્પષ્ટપણે વજ્રપતન જેવું કઠોર સંભળાવ્યું ? અરે, કોણ છે ? અહીં કોણ છે ?

(પ્રવેશીને ગભરાટ સાથે)

**સારથિ** – હાય, આપણે મરી ગયા ! (પોતે પડતું નાંખે છે.)

**દુર્યોધન** – અરે, કહે, કહે.

**ધૃતરાષ્ટ્ર-સંજય** – કહે, કહે.

**સારથિ** – આયુષ્માન્, બીજું શું હોય ?

શૂન્ય બનેલા મનોરથ જેવા કર્ણના રથ ઉપર બેઠેલા (અને છાવણીમાં) પ્રવેશતા શલ્યે શૂળની જેમ આ જનસમૂહને મૂર્છિત કર્યો છે. (૧૧)

**દુર્યોધન** – અરે, મિત્ર કર્ણ ! (મૂર્છા પામે છે.)

**ગાન્ધારી** – સ્વસ્થ થા, દીકરા, સ્વસ્થ થા.

**સંજય** – દેવ, સ્વસ્થ થાવ, સ્વસ્થ થાવ.

**ધૃતરાષ્ટ્ર** – અરે, કષ્ટ છે, કષ્ટ છે.

भीष्मे द्रोणे च निहते य आसीदवलम्बनम् ।
वत्सस्य मे सुहृच्छूरो राधेयः सोऽप्ययं हतः ॥ १२ ॥

वत्स समाश्वसिहि समाश्वसिहि । ननु भो हतविधे ।

अन्धोऽनुभूतशतपुत्रविपत्तिदुःखः
शोच्यां दशामुपगतः सह भार्ययाहम् ।
अस्मिन्नशेषितसुहृद्गुरुबन्धुवर्गे
दुर्योधनेऽपि हि कृतो भवता निराशः ॥ १३ ॥

वत्स दुर्योधन समाश्वसिहि समाश्वसिहि । समाश्वासय तपस्विनीं मातरं च ।

**दुर्योधनः** - (लब्धसंज्ञः ।)

अयि कर्ण कर्णसुखदां प्रयच्छ मे
गिरमुद्गिरन्निव मुदं मयि स्थिराम् ।
सततावियुक्तमकृताप्रियं प्रियं
वृषसेनवत्सल विहाय यासि माम् ॥१४॥

(पुनर्मोहमुपगतः ।)

(सर्वे समाश्वासयन्ति ।)

**दुर्योधनः** -

मम प्राणाधिके तस्मिन्नङ्गानामधिपे हते ।
उच्छ्वसन्नपि लज्जेऽहमाश्वासे तात का कथा ॥१५॥

अपि च ।

शोचामि शोच्यमपि शत्रुहतं न वत्सं
दुःशासनं तमधुना न च बन्धुवर्गम् ।
येनातिदुःश्रवमसाधु कृतं तु कर्णे
कर्तास्मि तस्य निधनं समरे कुलस्य ॥१६॥

**गान्धारी** - जात शिथिलय तावत्क्षणमात्रं बाष्पमोक्षम् ।

**धृतराष्ट्रः** - वत्स क्षणमात्रं परिमार्जयाश्रूणि ।

**दुर्योधनः** -

मामुद्दिश्य त्यजन्प्राणान्केनचिन्न निवारितः ।
तत्कृते त्यजतो बाष्पं किं मे दीनस्य वार्यते ॥ १७ ॥

सूत केनैतदसंभावनीयमस्मत्कुलान्तकरं कर्म कृतं स्यात् ।

ભીષ્મ અને દ્રોણ હણાયા પછી જે મારા વત્સને માટે આધાર હતો, તેવો (એનો) શૂરવીર મિત્ર આ રાધેય પણ હણાયો. (૧૨)

વત્સ, સ્વસ્થ થા, સ્વસ્થ થા. અરે નીચ નસીબ,

સો પુત્રોની આફતનું દુઃખ અનુભવી ચૂકેલો હું પત્ની સાથે શોકજનક સ્થિતિને પામેલો હતો. (હવે) નાશ પામેલા મિત્રો, વડીલો અને સ્વજનોના સમુદાયવાળા આ દુર્યોધનની બાબતમાં પણ તેં મને નિરાશ કર્યો છે. (૧૩)

વત્સ દુર્યોધન, સ્વસ્થ થા, સ્વસ્થ થા, અને બિચારી માતાને સ્વસ્થ કર.

**દુર્યોધન** – (ભાનમાં આવીને)

હે કર્ણ, કાનને જાણે કે સુખ આપનારી વાણી બોલ (અને) બોલીને મારામાં જાણે કે સ્થિર આનંદને પ્રગટાવ. હે વૃષસેન તરફ વાત્સલ્યવાળા, સતત સાથે રહેનારા, અપ્રિય ન કરનારા તને પ્રિય એવા મને છોડીને ચાલી જાય છે ? (૧૪)

(ફરી મૂર્છા પામે છે.)

(બધાં સ્વસ્થ કરે છે.)

**દુર્યોધન** –

મારે માટે પ્રાણ કરતાં અધિક (પ્યારો) તે અંગરાજ હણાયો છે ત્યારે (મને) શ્વાસ લેવામાં પણ સંકોચ થાય છે. હે પિતાજી, પછી સ્વસ્થતાની તો વાત જ શી ? (૧૫)

અને વળી,

શત્રુથી હણાયેલા વત્સ દુઃશાસન અને સ્વજન સમુદાય અત્યારે શોકને લાયક છે, છતાં હું તેનો શોક કરતો નથી. પરંતુ કર્ણની સાથે જેણે સાંભળવું એકદમ મુશ્કેલ એવું દુષ્ટ કર્મ કર્યું છે તેના કુળનો હું યુદ્ધમાં નાશ કરીશ. (૧૬)

**ગાન્ધારી** – દીકરા, તો પછી થોડો સમય આંસુ રોકી લે.

**ધૃતરાષ્ટ્ર** – વત્સ, થોડો સમય આંસુ લૂછી નાખ.

**દુર્યોધન** –

મારે માટે તેણે પ્રાણ છોડ્યા ત્યારે તેને કોઈએ અટકાવ્યો નહિ (અને) તેને માટે હું દીન (બનીને) આંસુ સારું છું, તો મને કેમ અટકાવો છો ? (૧૭)

સારથિ, આ અસંભવિત (અને) અમારા કુળનો નાશ કરનારું કર્મ કોણે કર્યું ?

सूतः - आयुष्मन् एवं किल जनः कथयति ।

**भूमौ निमग्नचक्रश्चक्रायुधसारथेः शरैस्तस्य ।**

**निहतः किलेन्द्रसूनोरस्मत्सेनाकृतान्तस्य ॥ १८ ॥**

दुर्योधनः -

**कर्णाननेन्दुस्मरणात्क्षुभितः शोकसागरः ।**

**वाडवेनेव शिखिना पीयते क्रोधजेन मे ॥ १९ ॥**

तात अम्ब प्रसीदतम् ।

**ज्वलनः शोकजन्मा मामयं दहति दुःसहः ।**

**समानायां विपत्तौ मे वरं संशयितो रणः ॥ २० ॥**

धृतराष्ट्रः - (दुर्योधनं परिष्वज्य रुदन् ।)

**भवति तनय सत्यं संशयः साहसेषु**

**द्रवति हृदयमेतद्भीममुत्प्रेक्ष्य भीमम् ।**

**अनिकृतिनिपुणं ते चेष्टितं मानशौण्ड**

**च्छलबहुलमरीणां सङ्गरं हा हतोऽस्मि ॥ २१ ॥**

गान्धारी - जात तेनैव सुतशतकृतान्तेन वृकोदरेण समं समरं मार्गयसे ।

दुर्योधनं - तिष्ठतु तावद् वृकोदरः ।

**पापेन येन हृदयस्थमनोरथो मे**

**सर्वाङ्गचन्दनरसो नयनामलेन्दुः ।**

**पुत्रस्तवाम्ब तव तात नयैकशिष्यः**

**कर्णो हतः सपदि तत्र शराः पतन्तु ॥ २२ ॥**

सूत अलमिदानीं कालातिपातेन । सज्जं मे रथमुपाहर । भयं चेत्पाण्डवेभ्यस्तिष्ठ । गदामात्रसहाय एव समरभुवमवतरामि ।

सूतः - अलमन्यथा संभावितेन । अयमहमागत एव । (इति निष्क्रान्तः ।)

धृतराष्ट्रः - वत्स दुर्योधन यदि स्थिर एवास्मान्दग्धुमयं ते व्यवसायस्तत्संनिहितेषु वीरेषु सेनापतिः कश्चिदभिषिच्यताम् ।

दुर्योधनः - नन्वभिषिक्त एव ।

गान्धारी - जात कतरः पुनः स यत्रेमां हताशामवलम्बिष्ये ।

धृतराष्ट्रः - किं वा शल्य उत वाश्वत्थामा ।

**સારથિ** – આયુષ્માન્, લોકો આ રીતે કહે છે,

જમીનમાં ખૂંપેલા પૈડાવાળા (કર્ણ)ને, કૃષ્ણ જેના સારથિ છે તેવા, આપણી સેનાના યમ ઇન્દ્રપુત્રે માર્યો. (૧૮)

**દુર્યોધન** –

કર્ણના મુખચન્દ્રના સ્મરણથી ખળભળી ઊઠેલા શોકસાગરને મારા ક્રોધથી જન્મેલો વડવાનલ પી રહ્યો છે. (૧૯)

પિતાજી, માતા, પ્રસન્ન થાવ.

શોકથી જન્મતો અને સહન કરવો મુશ્કેલ આ અગ્નિ મને બાળે છે. (એક બાજુ શોકદાહ અને બીજી બાજુ મૃત્યુ એ રીતે) આફત સરખી હોય ત્યારે મારે માટે સંશયગ્રસ્ત હોય તોય યુદ્ધ વધુ સારું છે. (૨૦)

**ધૃતરાષ્ટ્ર** – (દુર્યોધનને ભેટીને રડતાં)

દીકરા, સાહસમાં (પ્રાણ) સંકટમાં મુકાય છે એ સાચું છે. (તેમાં પણ) આ ભયંકર ભીમની કલ્પના આવતાં જ હૈયું પીગળી જાય છે. હે સ્વમાનીઓમાં ચતુર, તને યુદ્ધમાં છેતરપિંડી આવડતી નથી. (જ્યારે) શત્રુઓ પાસે કપટ ઘણું છે. અરે હું મરી ગયો. (૨૧)

**ગાન્ધારી** – દીકરા, તું સો પુત્રોના યમ તે વૃકોદર સાથે જ યુદ્ધ ઇચ્છે છે ?

**દુર્યોધન** – રહેવા દો ત્યારે વૃકોદરને.

મારા હૃદયના મનોરથ, (મારા) સર્વ અંગ માટે ચંદનરસ (સમાન), (મારાં) નેત્રો માટે નિર્મળચન્દ્ર, હે માતા, તારો પુત્ર, હે પિતાજી, તમારા રાજનીતિના મુખ્ય શિષ્ય કર્ણને જેણે હણ્યો છે તે (અર્જુન)ના તરફ તરત જ (મારાં) બાણો પડો. (૨૨)

સારથિ, હવે વિલંબ નહિ કર. મારો તૈયાર કરેલો રથ લઈ આવ. પાંડવોથી (તને) ભય હોય, તો રોકાઈ રહે. હું માત્ર ગદાની મદદથી યુદ્ધભૂમિમાં ઊતરું છું.

**સારથિ** – (મારા વિષે) અવળું માનશો નહિ. આ હું આવું જ છું. (જાય છે.)

**ધૃતરાષ્ટ્ર** – વત્સ દુર્યોધન, અમને બાળનારો તારો આ નિર્ણય દૃઢ જ હોય, તો ઉપસ્થિત વીરોમાંથી કોઈ એકનો સેનાપતિપદે અભિષેક કર.

**દુર્યોધન** – ખરેખર અભિષેક થયેલો જ છે.

**ગાન્ધારી** – દીકરા, એ કોણ છે જેને આધારે આ અટલી આશા (હું) ટકાવી રાખું ?

**ધૃતરાષ્ટ્ર** – શું શલ્ય કે અશ્વત્થામા ?

संजयः - हा कष्टम् ।

**गते भीष्मे हते द्रोणे कर्णे च विनिपातिते ।**
**आशा बलवती राजञ्शल्यो जेष्यति पाण्डवान् ॥ २३ ॥**

दुर्योधनः - किं वा शल्येनोत वाश्वत्थाम्ना ।

**कर्णालिङ्गनदायी वा पार्थप्राणहरोऽपि वा ।**
**अनिवारितसंपातैरयमात्माश्रुवारिभिः ॥ २४ ॥**

(नेपथ्ये कलकलानन्तरम् ।)

भो भोः कौरवबलप्रधानयोधाः अलमस्मानवलोक्य भयादितस्ततो गमनेन । कथयन्तु भवन्तः कस्मिन्नुद्देशे सुयोधनस्तिष्ठतीति ।

(सर्वे ससंभ्रममाकर्णयन्ति ।)

(प्रविश्य संभ्रान्तः ।)

सूतः - आयुष्मन् ।

**प्राप्तावेकरथारूढौ पृच्छन्तौ त्वामितस्ततः ।**

सर्वे - कथ्व कथ्व ।

सूतः -

**स कर्णारिः स च क्रूरो वृककर्मा वृकोदरः ॥२५॥**

गान्धारी - (सभयम् ।) जात किमत्र प्रतिपत्तव्यम् ।

दुर्योधनः - ननु संनिहितैवेयं गदा ।

गान्धारी - हा हस्तास्मि मन्दभागिनी ।

दुर्योधनः - अम्ब अलमिदानीं कार्पण्येन । संजय रथमारोप्य पितरौ शिबिरं प्रतिष्ठस्व । प्राप्तोऽस्मच्छोकापनोदप्रणयी जनः ।

धृतराष्ट्रः - वत्स क्षणमेकं प्रतीक्षस्व यावदनयोर्भावमुपलभे ।

दुर्योधनः - तात किमनेनोपलब्धेन ।

(ततः प्रविशतो रथारूढौ भीमार्जुनौ ।)

भीमः - भो भोः सुयोधनानुजीविनः किमिति संभ्रमादयथायथं चरन्ति भवन्तः । अलमावयोः शङ्कया ।

**कर्ता द्यूतच्छलानां जतुमयशरणोद्दीपनः सोऽतिमानी**
**कृष्णाकेशोत्तरीयव्यपनयनमरुत्पाण्डवा यस्य दासाः ।**
**राजा दुःशासनादेर्गुरुरनुजशतस्याङ्गराजस्य मित्रं**
**क्वास्ते दुर्योधनोऽसौ कथयत न रुषा द्रष्टुमभ्यागतौ स्वः ॥ २६ ॥**

**સંજય** – અરે, કષ્ટ છે !

ભીષ્મ ગયા, દ્રોણ મર્યા, કર્ણ પડ્યો. હે રાજન્, આશા બળવાન છે. શલ્ય પાંડવોને જીતી લેશે. (૨૩)

**દુર્યોધન** – શલ્યથી કે અશ્વત્થામાથી શું ?

અટક્યા વગર પડનારા અશ્રુજળવાળો આ માણસ (હું) કર્ણને ભેટશે અથવા તો અર્જુનના પ્રાણ લેશે. (૨૪)

(નેપથ્યમાં કોલાહલ પછી)

અરે, અરે, કૌરવસેનાના મુખ્ય સૈનિકો, અમને જોઈને ભયથી આમતેમ જતા ન રહો. કહો તમે કે 'સુયોધન કઈ જગ્યાએ છે'.

(બધા ગભરાટ સાથે સાંભળે છે.)

(પ્રવેશીને, ગભરાતો)

**સૂત** – આયુષ્મન્,

એક રથ ઉપર બેઠેલા આમતેમ તમારી પૂછપરછ કરતા આવ્યા છે.

**બધાં** – કોણ કોણ ?

પેલો કર્ણશત્રુ (અર્જુન) અને તે વરુ જેવા કર્મવાળો પેલો વૃકોદર (ભીમ). (૨૫)

**ગાન્ધારી** – (ભય સાથે) દીકરા, અહીં શું કરવું ?

**દુર્યોધન** – મારી આ ગદા તૈયાર જ છે.

**ગાન્ધારી** – હાય, હું અભાગણી મરી ગઈ !

**દુર્યોધન** – માતા, હવે આ લાચારી નહિ. સંજય, માતાપિતાને રથમાં બેસાડીને છાવણીમાં લઈ જા. અમારા શોકને દૂર કરવામાં આતુર માણસ આવી પહોંચ્યા !

**ધૃતરાષ્ટ્ર** – વત્સ, થોડીવાર થોભી જા. હું એ બંનેના મનોભાવને પારખી લઉં.

**દુર્યોધન** – તાત, એને પારખવાનો શો અર્થ ?

(પછી રથમાં બેઠેલા ભીમ અને અર્જુન પ્રવેશે છે.)

**ભીમ** – અરે, અરે, સુયોધનના આશ્રિતો, તમે ગભરાટથી આમતેમ કેમ ભાગો છો ? આમારા (બંને)થી ડરો નહિ.

જુગારમાં કપટ કરનારો, લાક્ષાગૃહમાં આગ પ્રગટાવનારો, અતિ અભિમાની, કૃષ્ણાના કેશ અને ઉત્તરીય ખેંચાવામાં પવન (જેવો), પાંડવો જેના દાસ (હતા) તેવો, દુઃશાસન વગેરે ૧૦૦ ભાઈઓનો વડીલ, અંગરાજનો મિત્ર આ પેલો રાજા દુર્યોધન ક્યાં રહેલો છે, તે કહો. અમે તેને રોષથી જોવા માટે નથી આવ્યા. (૨૬)

**धृतराष्ट्रः** - संजयः दारुणः खलूपक्षेपः पापस्य ।

**संजयः** - तात कर्मणा कृतनिःशेषविप्रियाः संप्रति वाचा व्यवस्यन्ति ।

**दुर्योधनः** - सूत कथय गत्वोभयोरयं तिष्ठतीति ।

**सूतः** - यथाज्ञापयति देवः । (तावुपसृत्य ।) भो वृकोदरार्जुनौ एष महाराजस्तातेनाम्बया च सह न्यग्रोधच्छायायामुपविष्टस्तिष्ठति ।

**अर्जुनः** - आर्य प्रसीद । न युक्तं पुत्रशोकपीडितौ पितरौ पुनरस्मद्दर्शनेनोद्वेजयितुम् । तद्गच्छावः ।

**भीमः** - मूढ अनुल्लङ्घनीयः सदाचारः । न युक्तमनभिवाद्य गुरून् गन्तुम् । (उपसृत्य ।) संजय पित्रोर्नमस्कृतिं श्रावय । अथ वा तिष्ठ । स्वयं विश्राव्य नामकर्मणी वन्दनीया गुरवः । (इति रथादवतरतः ।)

**अर्जुनः** - (उपगम्य ।) तात अम्ब ।

**सकलरिपुजयाशा यत्र बद्धा सुतैस्ते**
**तृणमिव परिभूतो यस्य गर्वेण लोकः ।**
**रणशिरसि निहन्ता तस्य राधासुतस्य**
**प्रणमति पितरौ वां मध्यमः पाण्डवोऽयम् ॥ २७ ॥**

**भीमः** -

**चूर्णिताशेषकौरव्यः क्षीबो दुःशासनासृजा ।**
**भङ्क्त्वा सुयोधनस्योर्वोर्भीमोऽयं शिरसाञ्चति ॥ २८ ॥**

**धृतराष्ट्रः** - दुरात्मन्वृकोदर न खल्विदं भवतैव केवलं सपत्नानामपकृतम् । यावत्क्षत्रं तावत्समरविजयिनो जिता हताश्च वीराः । तत्किमेवं विकत्थनाभिरस्मानुद्वेजयसि ।

**भीमः** - तात अलं मन्युना ।

**कृष्टा केशेषु कृष्णा तव सदसि पुरः पाण्डवानां नृपैर्यैः**
**सर्वे ते क्रोधवह्नौ कृतशलभकुलावज्ञया तेन दग्धाः ।**
**एतस्माच्छ्रावयेऽहं न खलु भुजबलश्लाघया नापि दर्पा-**
**त्पुत्रैः पौत्रैश्च कर्मण्यतिगुरुणि कृते तात साक्षी त्वमेव ॥ २९ ॥**

**दुर्योधनः** - अरे रे मरुत्तनय किमेवं वृद्धस्य राज्ञः पुरतो निन्दितव्यमात्मकर्म श्लाघसे । अपि च ।

**ધૃતરાષ્ટ્ર** – સંજય, આ પાપીનો કટાક્ષ કઠોર છે.

**સંજય** – તાત, કર્મ દ્વારા પૂરેપૂરું અપ્રિય કર્યા પછી હવે વાણીથી કરવા માગે છે.

**દુર્યોધન** – સારથિ, બંનેને જઈને કહે, 'આ રહ્યો.'

**સારથિ** – દેવની જેવી આજ્ઞા. (તેમની પાસે જઈને) અરે વૃકોદર અને અર્જુન, આ મહારાજ પિતા અને માતાની સાથે વડલાની છાયામાં બેઠા છે.

**અર્જુન** – આર્ય, પ્રસન્ન થાવ. પુત્રના શોકે પીડાતાં માતપિતાને આપણાં દર્શનથી વધુ વ્યાકુળ કરવાં ન જોઈએ. તો જતા રહીએ.

**ભીમ** – મૂર્ખ, સદાચાર ઓળંગવો ન જોઈએ. વડીલોને પ્રણામ કર્યા વગર જવું યોગ્ય નથી ! (પાસે જઈને) સંજય, માતાપિતાને નમસ્કાર કહે. અથવા રહે. જાતે જ નામ–કામ સંભળાવી વડીલોને વંદન કરવાં જોઈએ. (રથમાંથી ઊતરે છે.)

**અર્જુન** – (પાસે જઈને) તાત ! માતા !

સમગ્ર શત્રુને જીતી લેવાની આશા જેનામાં તમારા પુત્રોએ બાંધી હતી, જેણે ગર્વથી સંસારનો તણખલાની જેમ તિરસ્કાર કર્યો હતો, તેવા રાધાપુત્રને રણને મોખરે હણનારો આ મધ્યમ પાંડવ તમને માતાપિતાને પ્રણામ કરે છે. (૨૭)

**ભીમ** –

કૌરવોના ચૂરેચૂરા કરી નાખનારો, દુઃશાસનના લોહીથી મત્ત બનેલો, સુયોધનની સાથળને તોડનારો આ ભીમ માથું નમાવીને (તમને) પૂજે છે. (૨૮)

**ધૃતરાષ્ટ્ર** – દુષ્ટ વૃકોદર, ખરેખર (યુદ્ધમાં) શત્રુઓનું ખરાબ માત્ર આપે જ નથી કર્યું. જ્યાં સુધી (સંસારમાં) ક્ષત્રિય છે, ત્યાં સુધી (યુદ્ધમાં) વીરો જીતે, હારે અને હણાય. તો આ રીતે બડાઈ હાંકીને અમને વ્યાકુળ શું બનાવે છે ?

**ભીમ** – તાત, રોષ ના કરો.

તમારી સભામાં પાંડવોની સામે જે રાજાઓએ (સાક્ષી બનીને પરોક્ષ રીતે) કૃષ્ણા વાળ પકડીને ખેંચી હતી તે બધા (મારા) ક્રોધાગ્નિમાં પતંગિયાના સમૂહની જેમ જે કારણે અપમાન સાથે બળી ગયા, તેથી હું સંભળાવું છું; ખરેખર બાહુબળની પ્રશંસાથી કે અભિમાનથી નહિ. તાત, તમારા પુત્રો અને પૌત્રોએ જે અતિ મહાન કર્મ કર્યું છે, તેના (તો) તમે સાક્ષી છો જ. (૨૯)

**દુર્યોધન** – અરેરે વાયુપુત્ર, વડીલ રાજાની સામે આ રીતે પોતાના નિંદિત કર્મને શું કામ વખાણે છે ? અને વળી,

कृष्टा केशेसु भार्या तव तव च पशोस्तस्य राज्ञस्तयोर्वा
प्रत्यक्षं भूपतीनां मम भुवनपतेराज्ञया द्यूतदासी ।
अस्मिन्वैरानुबन्धे वद किमपकृतं तैर्हता ये नरेन्द्रा
बाह्वोर्वीर्यातिरेकद्रविणगुरुमदं मामजित्वैव दर्पः ॥ ३० ॥

आः दुरात्मन् एष न भवति । (इति सक्रोधमुत्थाय हन्तुमिच्छति ।)

धृतराष्ट्रः - (धृत्वा उपवेशयति ।)

भीमः - (क्रोधं नाटयति ।)

अर्जुनः - आर्य प्रसीद । किमत्र क्रोधेन ।

अप्रियाणि करोत्येष वाचा शक्तो न कर्मणा ।
हतभ्रातृशतो दुःखी प्रलापैरस्य का व्यथा ॥ ३१ ॥

भीमः - अरे रे भरतकुलकलङ्क ।

अत्रैव किं न विशसेयमहं भवन्तं
दुःशासनानुगमनाय कटुप्रलापिन् ।
विघ्नं गुरू न कुरुतो यदि मद्गदाग्र-
निर्भिद्यमानरणितास्थिनि ते शरीरे ॥ ३२ ॥

अन्यच्च मूढ,

शोकैः स्त्रीवन्नयनसलिलं यत्परित्याजितोऽसि
भ्रातुर्वक्षःस्थलविघटने यच्च साक्षीकृतोऽसि ।
आसीदेतत्तव कुनृपतेः कारणं जीवितस्य
क्रुद्धे युष्मत्कुलकमलिनीकुञ्जरे भीमसेने ॥ ३३ ॥

दुर्योधनः - दुरात्मन् भरतकुलापसद द्यूतदास पाण्डवपशो नाहं भवानिव विकत्थनाप्रगल्भः । किं तु

द्रक्ष्यन्ति न चिरात्सुप्तं बान्धवास्त्वां रणाङ्गणे ।
मद्गदाभिन्नवक्षोऽस्थिवेणिकाभीमभूषणम् ॥ ३४ ॥

भीमः - (विहस्य ।) यद्येवं नाश्रद्धेयो भवान् । तथापि प्रत्यासन्नमेव कथयामि ।

पीनाभ्यां मद्भुजाभ्यां भ्रमितगुरुगदाघातसंचूर्णितोरोः
क्रूरस्याधाय पादं तव शिरसि नृणां पश्यतां श्वः प्रभाते ।
त्वन्मुख्यभ्रातृचक्रोद्दलनगलदसृक्चन्दनेनानखाग्रं
स्त्यानेनार्द्रेण चाक्तः स्वयमनुभविता भूषणं भीममस्मि ॥३५॥

(नेपथ्ये)

પશુ એવા તારી, અને તારી (અર્જુનની), અને તે રાજાની, (અને) તે બંનેની પત્ની અને જુગારમાં જિતાયેલી દાસીને રાજાઓની સામે મારી આજ્ઞાથી વાળ પકડીને ખેંચવામાં આવી હતી. આ વૈરના પ્રસંગમાં તે રાજાઓએ તારું શું બગાડ્યું હતું કે (તેં) એમને હણી નાખ્યા ? બોલ, અતિશય બાહુબળરૂપી ભારે સંપત્તિવાળા મને જીત્યા સિવાય જ અભિમાન કરે છે ? (૩૦)

અરે દુષ્ટ, આ (હવે તું) નહિ રહે. (ક્રોધ સાથે ઊભો થઈને હણવા ઇચ્છે છે.)

**ધૃતરાષ્ટ્ર** – (પકડીને બેસાડે છે.)

**ભીમ** – (ક્રોધનો અભિનય કરે છે.)

**અર્જુન** – આર્ય, પ્રસન્ન થાવ. અહીં ક્રોધનો શો અર્થ ?

હણાયેલા સો ભાઈઓવાળો આ દુઃખી વાણીથી અપ્રિય કરે છે, કર્મથી કરી શકે તેમ નથી. આના બબડાટથી દુઃખ કેવું ? (૩૧)

**ભીમ** – અરેરે ભરતવંશના કલંક!

(હે) કટુભાષી, મારી ગદાની અણીથી તોડી નાખેલા (અને તેથી) અવાજ કરતાં હાડકાંવાળા તારા શરીરની બાબતમાં જો વડીલો વિઘ્ન ન નાખે તો, દુઃશાસનના અનુગમન માટે તારો જ હું નાશ ન કરી નાખું ? (૩૨)

અને વળી હે મૂર્ખ,

શોકથી સ્ત્રીની જેમ આંસુ વહાવ્યા. ભાઈની છાતી ચીરવામાં સાક્ષી બનાવ્યો. તારા કુળ રૂપી કમળલતાના વનમાં હાથી રૂપી ભીમસેન વીફર્યો હોય ત્યારે તારા (જેવા) હલકટ રાજાને જીવતો રાખવામાં આ (બે) કારણ હતાં. (૩૩)

**દુર્યોધન** – દુષ્ટ, ભરતવંશમાં નીચ, જુગારથી ખરીદાયેલા નોકર, પાંડવપશુ ! હું તારી જેમ બડાઈખોર નથી. પરંતુ,

યુદ્ધભૂમિમાં મારી ગદાથી તૂટેલી છાતીમાં હાડકાંની વેણીના ભયંકર આભૂષણવાળા તને તારા ભાઈઓ થોડા સમયમાં સૂતેલો જોશે. (૩૪)

**ભીમ** – (હસીને) જો આમ હોય તો તારામાં વિશ્વાસ ન મુકાય એવું નથી. તો પણ થોડા સમયમાં જે બનવાનું છે, તે જ કહું છું.

આવતી કાલે સવારે, મારા પુષ્ટ હાથોથી ઘુમાવેલી ભારે ગદાના પ્રહારથી (તારી) સાથળનો ચૂરો કરનારો ઘાતકી (ભીમ), લોકોના દેખતાં (જ), તારા મસ્તક ઉપર પગ રાખીને, તું જેમાં મુખ્ય છે તેવા ભાઈઓના સમૂહને કચડવાથી નીકળેલા ઘાટા અને ચીકણા ચંદન જેવા લોહીથી નખના અગ્રભાગ સુધી લેપાયેલો (ભીમ) ભયંકર આભૂષણનો અનુભવ કરશે. (૩૫)

(નેપથ્યમાં)

भो भो भीमसेनार्जुनौ एष खलु निहताशेषारातिचक्र आक्रान्तपरशुरामाभिरामयशाः प्रतापतापितादिङ्मण्डलस्थापितस्वजनः श्रीमानजातशत्रुर्देवो युधिष्ठिरः समाज्ञापयति ।

**उभौ** - किमाज्ञापयत्यार्यः ।

(पुनर्नेपथ्ये)

**कुर्वन्त्वाप्ता हतानां रणशिरसि जना वह्निसाद्देहभारा-**
**नश्रून्मिश्रं कथंच्चिद्ददतु जलममी बान्धवा बान्धवेभ्यः ।**
**मार्गन्तां ज्ञातिदेहान्हतनरगहने खण्डितान्गृध्रकङ्कै-**
**रस्तं भास्वान्प्रयातः सहरिपुभिरयं संह्रियन्तां बलानि ॥ ३६ ॥**

**उभौ** - यदाज्ञापयत्यार्यः । (इति निष्क्रान्तौ ।)

(नेपथ्ये)

अरे रे गाण्डीवाकर्षणबाहुशालिन् अर्जुन अर्जुन क्वेदानीं गम्यते ।

**कर्णक्रोधेन युष्मद्विजयि धनुरिदं त्यक्तमेतान्यहानि**
**प्रौढं विक्रान्तमासीद्वन इव भवतां शूरशून्ये रणेऽस्मिन् ।**
**स्पर्शं स्मृत्वोत्तमाङ्गे पितुरनवजितन्यस्तहेतेरुपेतः**
**कल्पाग्निः पाण्डवानां द्रुपदसुतचमूघस्मरो द्रौणिरस्मि ॥ ३७ ॥**

**धृतराष्ट्रः** - (आकर्ण्य सहर्षम् ।) वत्स दुर्योधन द्रोणवधपरिभवोद्दीपितक्रोधपावकः पितुरपि समधिकबलः शिक्षावानमरोपमश्चायमश्वत्थामा प्राप्तः । तत्प्रत्युपगमनेन तावदयं संभाव्यतां वीरः ।

**गान्धारी** - जात प्रत्युद्गच्छैनं महाभागम् ।

**दुर्योधनः** - तात अम्ब किमनेनाङ्गराजवधाशंसिना वृथायौवनशस्त्रबलभरेण ।

**धृतराष्ट्रः** - वत्स न खल्वस्मिन्काले पराक्रमवतामेवंविधानां वाङ्मात्रेणापि विरागमुत्पादयितुमर्हसि ।

(प्रविश्य)

**अश्वत्थामा** - विजयतां कौरवाधिपतिः ।

**दुर्योधनः** - (उत्थाय ।) गुरुपुत्र इत आस्यताम् । (इत्युपवेशयति ।)

**अश्वत्थामा** - राजन्दुर्योधन

**कर्णेन कर्णसुभग बहु यत्तदुक्त्वा**
**यत्सङ्गरेषु विहितं विदितं त्वया तत् ।**
**द्रौणिस्त्वधिज्यधनुरापतितोऽभ्यमित्र-**
**मेषोऽधुना त्यज नृप प्रतिकारचिन्ताम् ॥ ३८ ॥**

અરે, અરે, ભીમસેન અને અર્જુન ! શત્રુસમૂહનો સંપૂર્ણપણે નાશ કરનારા, પરશુરામની રમણીય કીર્તિને પ્રાપ્ત કરનારા, પ્રતાપથી તપતી દિશાઓના સમૂહમાં સ્વજનોને સ્થાપનારા, શ્રીમાન્ અજાતશત્રુ દેવ યુધિષ્ઠિર આજ્ઞા આપે છે.

બંને – આર્ય શી આજ્ઞા આપે છે ?

(ફરી નેપથ્યમાં)

રણમોખરે હણાયેલાનાં શબના સમૂહને (તેમના) આપ્તજનો ભસ્મસાત્ કરે (અગ્નિદાહ દે). સ્વજનો (પોતાના) ભાઈઓને કોઈ ને કોઈ રીતે આંસુ સાથે ભળેલું જળ આપે. હણાયેલા માણસોના ઢગલામાંથી ગીધડાં અને સમડીઓએ કાપી નાખેલા જ્ઞાતિજનોના દેહોને શોધે. શત્રુઓની સાથે આ સૂર્ય (પણ) અસ્ત પામ્યો છે. સેનાઓ પાછી ખેંચી લો. (૩૬)

**બંને** – જેવી આર્યની આજ્ઞા. (જાય છે.)

(નેપથ્યમાં)

અરેરે ગાંડીવને ખેંચવામાં શોભતા હાથવાળા અર્જુન, અત્યારે ક્યાં જાય છે ?

આટલા દિવસ કર્ણ ઉપરના ક્રોધને લીધે તને જીતી લેનારું આ ધનુષ્ય (મેં) ત્યજી દીધું હતું. (આથી) વનની જેવા શૂરવીર વગરના આ રણમેદાનમાં તમારું પરાક્રમ વધેલું હતું. અપરાજિત (અને છતાં) હથિયાર હેઠે મૂકેલા પિતાના મસ્તકે (થયેલા) સ્પર્શને યાદ કરીને પાંડવો માટે પ્રલયાગ્નિ (સમો) અને દ્રુપદપુત્રની સેનાનો કાળ અશ્વત્થામા આવી પહોંચ્યો છે. (૩૭)

**ધૃતરાષ્ટ્ર** – (સાંભળીને આનંદપૂર્વક) વત્સ દુર્યોધન, દ્રોણના વધથી ઉગ્ર બનેલા ક્રોધાગ્નિવાળો, પિતાથી પણ વધુ બળવાન, ભણેલો અને દેવ જેવો આ અશ્વત્થામા આવ્યો છે. તો એની સામે જઈને આ વીરનો સત્કાર કર.

**ગાન્ધારી** – દીકરા, એ મહાનુભાવની સામે જા.

**દુર્યોધન** – પિતાજી, માતા ! અંગરાજના વધનું કથન કરનારા, યૌવન, શસ્ત્ર અને શક્તિના વ્યર્થ ભારવાળા આની (મારે) શી જરૂર ?

**ધૃતરાષ્ટ્ર** – વત્સ, ખરેખર આ સમયે આ પ્રકારના પરાક્રમીઓ તરફ માત્ર (એના) બોલવાને આધારે અણગમો પ્રગટાવવો યોગ્ય નથી.

(પ્રવેશીને)

**અશ્વત્થામા** – કૌરવેશ્વરનો જય હો !

**દુર્યોધન** – (ઊભો થઈને) ગુરુપુત્ર, બેસો અહીં. (બેસાડે છે.)

**અશ્વત્થામા** – રાજા દુર્યોધન,

કાનને ગમે તેવું જે કાંઈ બોલીને કર્ણે યુદ્ધમાં જે કર્યું, તે તેં જાણી લીધું. હવે ધનુષ્ય ઉપર પણછ ચડાવેલો આ દ્રોણપુત્ર શત્રુની સામે આવી ગયો છે. હવે રાજન્, પ્રતિકારની ચિંતા છોડ. (૩૮)

दुर्योधनः - (साभ्यसूयम् ।) आचार्यपुत्र

**अवसानेऽङ्गराजस्य योद्धव्यं भवता किल ।**
**ममाप्यन्तं प्रतीक्षस्व कः कर्णः कः सुयोधनः ॥ ३९ ॥**

**अश्वत्थामा** - (स्वगतम्) कथमद्यापि स एव कर्णपक्षपातः अस्मासु च परिभवः । (प्रकाशम्) राजन्कौरवेश्वर एव भवतु । (इति निष्क्रान्तः ।)

**धृतराष्ट्रः** - वत्स क एष ते व्यामोहो यदस्मिन्नपि काले एवंविधस्य महाभागस्याश्वत्थाम्नो वाक्पारुष्येणापरागमुत्पादयसि ।

दुर्योधनः - किमस्याप्रियमनृतं च मयोक्तम् । किं वा नेदं क्रोधस्थानम् । पश्य ।

**अकलितमहिमानं क्षत्रियैरात्तचापैः**
**समरशिरसि युष्मद्भाग्यदोषाद्विपन्नम् ।**
**परिवदति समक्षं मित्रमङ्गाधिराजं**
**मम खलु कथयास्मिन्को विशेषोऽर्जुने वा ॥ ४० ॥**

धृतराष्ट्रः - वत्स तवापि कोऽत्र दोषः । अवसानमिदानीं भरतकुलस्य । संजय किमिदानीं करोमि मन्दभाग्यः । (विचिन्त्य ।) भवत्वेवं तावत् । संजय मद्वचनाद् ब्रूहि भारद्वाजमश्वत्थामानम् ।

**स्मरति न भवान्पीतं स्तन्यं विभज्य सहामुना**
**मम च मृदितं क्षौमं बाल्ये त्वदङ्गविवर्तनैः ।**
**अनुजनिधनस्फीताच्छोकादतिप्रणयाच्च य-**
**द्वचनविकृतिष्वस्य क्रोधो मुधा क्रियते त्वया ॥ ४१ ॥**

**संजयः** - यदाज्ञापयति तातः । (इत्युत्तिष्ठति ।)

**धृतराष्ट्रः** - अपि चेदमन्यत्त्वया वक्तव्यम् ।

**यन्मोचितस्तव पिता वितथेन शस्त्रं**
**यत्तादृशः परिभवः स तथाविधोऽभूत् ।**
**एतद्विचिन्त्य बलमात्मनि पौरुषं च**
**दुर्योधनोक्तमपहाय विधास्यसीति ॥ ४२ ॥**

**संजयः** - यदाज्ञापयति तातः । (इति निष्क्रान्तः ।)

**दुर्योधनः** - सूत साङ्ग्रामिकं मे रथमुपकल्पय ।

**सूतः** - यदाज्ञापयत्यायुष्मान् । (इति निक्रान्तः ।)

**धृतराष्ट्रः** - गान्धारि इतो वयं मद्राधिपतेः शल्यस्य शिबिरमेव गच्छावः । वत्स त्वमप्येवं कुरु ।

(इति परिक्रम्य निष्क्रान्ताः सर्वे ।)

**इति पञ्चमोऽङ्कः ।**

**દુર્યોધન** – (અણગમા સાથે) આચાર્યપુત્ર,

અંગરાજના અવસાન પછી તમારે લડવું હતું. હવે મારા અંતની રાહ જુઓ. કોણ કર્ણ અને કોણ સુયોધન ? (બંને વચ્ચે કોઈ ભેદ નથી.) (૩૯)

**અશ્વત્થામા** – (સ્વગત) શું હજુ પણ કર્ણ માટે એ જ પક્ષપાત અને મારું અપમાન ! (પ્રગટ રીતે) રાજા કૌરવેશ્વર, આમ થાવ. (જાય છે.)

**ધૃતરાષ્ટ્ર** – વત્સ, આ તારો કેવો મોહ છે કે આવે વખતે પણ આ પ્રકારના મહાનુભાવ અશ્વત્થામા તરફ કઠોર વચનોથી અણગમો પ્રગટાવે છે ?

**દુર્યોધન** – મેં એને શું અપ્રિય કે અસત્ય કહ્યું ? શું આમાં રોષ થાય, તેવું ન હતું ? જુઓ.

ધનુર્ધારી ક્ષત્રિયોએ જેનો મહિમા ન ગણ્યો તેવા તમારા ભાગ્યદોષે રણમોખરે મરાયેલા (મારા) મિત્ર અંગરાજ વિષે મારી સામે હલકું બોલે છે. ખરેખર કહો, એનામાં અને અર્જુનમાં શો તફાવત ? (૪૦)

**ધૃતરાષ્ટ્ર** – વત્સ, તારો પણ આમાં કોઈ દોષ નથી. ભરતકુળનો હવે અંત આવ્યો છે. સંજય, હવે કમભાગી હું શું કરું ? (વિચારીને) ભલે. ત્યારે આમ (કરું). સંજય, મારા વચનથી ભારદ્વાજ અશ્વત્થામાને કહે.

'તેં બાળપણમાં આ (દુર્યોધન)ની સાથે (ગાંધારીનું) ધાવણ (શું) વહેંચીને પીધું નથી ? ખોળામાં આળોટીને મારું રેશમી વસ્ત્ર ચોળી નાખ્યું નથી ? નાના ભાઈઓના મૃત્યુને કારણે વધી ગયેલા શોકથી અને (કર્ણ તરફના) પ્રેમને લીધે એનાં વિકૃત (થયેલાં) વચનો તરફ તું નકામો રોષ રાખે છે.' (૪૧)

**સંજય** – તાતની જેવી આજ્ઞા. (ઊભો થાય છે.)

**ધૃતરાષ્ટ્ર** – અને આ બીજું પણ તારે કહેવું,

'તારા પિતા પાસે અસત્ય દ્વારા શસ્ત્રનો ત્યાગ કરાવ્યો (અને પછી) તેમનું એ પ્રકારનું તેવું અપમાન થયું. આનો અને પોતાનામાં રહેલા બળ અને પૌરુષનો વિચાર કરીને, દુર્યોધનનું બોલેલું જતું કરીને નિર્ણય લેજે.'

**સંજય** – તાતની જેવી આજ્ઞા. (જાય છે.)

**દુર્યોધન** – સારથિ, મારો સાંગ્રામિક રથ તૈયાર કર.

**સારથિ** – આયુષ્માનની જે આજ્ઞા. (જાય છે.)

**ધૃતરાષ્ટ્ર** – ગાન્ધારી, આપણે અહીંથી મદ્રરાજ શલ્યની છાવણીમાં જઈએ. વત્સ, તું પણ આમ કર.

(ફરીને બધાં જાય છે.)

**પાંચમો અંક સમાપ્ત**

# षष्ठोऽङ्कः ।

(तत प्रविशत्यासनस्थो युधिष्ठिरो द्रौपदी चेटी पुरुषश्च ।)

**युधिष्ठिरः** – (विचिन्त्य निःश्वस्य च ।)

**तीर्णे भीष्ममहोदधौ कथमपि द्रोणानले निर्वृते**
**कर्णाशीविषभोगिनि प्रशमिते शल्ये च याते दिवम् ।**
**भीमेन प्रियसाहसेन रभसात्स्वल्पावशेषे जये**
**सर्वे जीवितसंशयं वयममी वाचा समारोपिताः ॥ १ ॥**

**द्रौपदी** – (सबाष्पम् ।) महाराज पाञ्चाल्येति किं न भणितम् ।

**युधिष्ठिरः** – कृष्णे ननु मया । (पुरुषमवलोक्य ।) बुधक ।

**पुरुषः** – देव आज्ञापय ।

**युधिष्ठिरः** – उच्यतां सहदेवः – क्रुद्धस्य वृकोदरस्यापर्युषितदारुणां प्रतिज्ञामुपलभ्य प्रनष्टस्य मानिनः कौरवराजस्य पदवीमन्वेष्टुमतिनिपुणमतयस्तेषु तेषु स्थानेषु परमार्थाभिज्ञाश्चराः सुसचिवाश्च भक्तिमन्तः पटुपटहरवव्यक्तघोषणाः सुयोधनसंचारवेदिनः प्रतिश्रुतधनपूजाप्रत्युपक्रियाश्चरन्तु समन्तात्समन्तपञ्चकम् । अपि च ।

**पङ्के वा सैकते वा सुनिभृतपदवीवेदिनो यान्तु दाशाः**
**कुञ्जेषु क्षुण्णवीरुन्निचयपरिचया बल्लवाः संचरन्तु ।**
**व्याधा व्याघ्राटवीषु स्वपरपदविदो ये च रन्ध्रेष्वभिज्ञा**
**ये सिद्धव्यञ्जना वा प्रतिमुनिनिलयं ते च चाराश्चरन्तु ॥ २ ॥**

**पुरुषः** – यथाज्ञापयति देवः ।

**युधिष्ठिरः** – तिष्ठ । एवं च वक्तव्यः सहदेवः ।

**ज्ञेया रहः शङ्कितमालपन्तः सुप्ता रुगार्ता मदिराविधेयाः ।**
**त्रासो मृगाणां वयसां विरावो नृपाङ्कपादप्रतिमाश्च यत्र ॥ ३ ॥**

**पुरुषः** – यदाज्ञापयति देवः । (इति निष्क्रम्य पुनः प्रविश्य सहर्षम् ।) देव पाञ्चालकः प्राप्तः ।

**युधिष्ठिरः** – त्वरितं प्रवेशय ।

**पुरुषः** – (निष्क्रम्य पाञ्चालकेन सह प्रविश्य ।) एष देवः । उपसर्पतु पाञ्चालकः ।

# છઠ્ઠો અંક

(આસન ઉપર બેઠેલા યુધિષ્ઠિર, દ્રૌપદી, ચેટી અને પુરુષ પ્રવેશે છે.)

**યુધિષ્ઠિર** – (વિચારીને અને નિસાસો નાખીને)

ભીષ્મરૂપી મહાસાગર તરી ગયા પછી, મહાપરાણે દ્રોણરૂપી અગ્નિ શમી ગયો ત્યારે, કર્ણરૂપી ઝેરી સાપ વિનાશ પામ્યો ત્યારે, શલ્ય સ્વર્ગે ગયો ત્યારે, વિજય સહેજ બાકી રહ્યો છે ત્યારે, સાહસપ્રિય ભીમે આવેશને કારણે (પ્રતિજ્ઞાની) વાણી દ્વારા આ અમારાં બધાંનાં જીવન સંશયમાં મૂકી દીધાં છે. (૧)

**દ્રૌપદી** – (આંસુ સાથે) મહારાજ, 'પાંચાલીએ (સંશયમાં મૂકી દીધાં છે)' એમ કેમ ન કહ્યું ?

**યુધિષ્ઠિર** – કૃષ્ણા, ખરેખર મેં (સંશયમાં મૂકી દીધાં છે). (પુરુષને જોઈને) બુધક !

**પુરુષ** – દેવ, આજ્ઞા આપો.

**યુધિષ્ઠિર** – સહદેવને કહો 'ગુસ્સે થયેલા ભીમની આજે પૂરી થનારી કઠોર પ્રતિજ્ઞા વિષે જાણીને સંતાઈ ગયેલા સ્વમાની કૌરવરાજનાં પગલાંને શોધવા માટે એકદમ બુદ્ધિશાળી, તે તે સ્થાનોની બાબતમાં પૂરેપૂરા જાણનારા, (આપણા તરફ) ભક્તિભાવવાળા, નગારાંને કુશળતાથી વગાડી જાણનારા, સુયોધનની ગતિને જાણનારા, ધન, સન્માન વગેરે બદલાનું વચન પામેલા, ગુપ્તચરો અને પ્રધાનો કુરુક્ષેત્રમાં ચારે બાજુ ફરતા રહે.' અને વળી,

કાદવ અને રેતીના ગુપ્તમાર્ગને જાણવાવાળા માછીમારો જાય. કચડાયેલી લતાઓના સમૂહને ઓળખનારા ગોવાળો કુંજોમાં ફરે. પોતાનાં અને બીજાનાં પગલાં જાણનારા અને ગુફાઓને ઓળખનારા શિકારીઓ વાઘવનોમાં (ફરે). સિદ્ધવેશમાં રહેલા ગુપ્તચરો દરેક મુનિના સ્થાનમાં ફરે. (૨)

**પુરુષ** – દેવની જે આજ્ઞા.

**યુધિષ્ઠિર** – ઊભો રહે. સહદેવને આમ પણ કહેવું.

એકાન્તમાં શંકાપૂર્વક વાતચીત કરતા, સૂતેલા, રોગથી પીડાયેલા (અને) મદિરાને વશ થયેલાઓને, પશુઓ અને પક્ષીના અવાજોને (અને) રાજાનાં પગલાંની છાપને (બરોબર) જાણી લેવાં. (૩)

**પુરુષ** – દેવની જે આજ્ઞા. (જઈને, ફરીથી પ્રવેશીને આનંદ સાથે) દેવ, પાંચાલક આવ્યો છે.

**યુધિષ્ઠિર** – જલદીથી પ્રવેશ કરાવ.

**પુરુષ** – (જઈને પાંચાલક સાથે પ્રવેશીને) આ (રહ્યા) દેવ. પાંચાલક, પાસે જા.

**पाञ्चालकः** - जयतु जयतु देवः । प्रियमावेदयामि महाराजाय देव्यै च ।

**युधिष्ठिरः** - भद्र पाञ्चालक कच्चिदासादिता तस्य दुरात्मनः कौरवाधमस्य पदवी ।

**पाञ्चालकः** - देव न केवलं पदवी । स एव दुरात्मा देवीकेशाम्बराकर्षणमहापातक-प्रधानहेतुरुपलब्धः ।

**युधिष्ठिरः** - साधु । भद्र प्रियमावेदितं । अथ दर्शनगोचरं गतः ।

**पाञ्चालकः** - देव समरगोचरं पृच्छ ।

**द्रौपदी** - (सभयम् ।) कथं समरगोचरो वर्तते मे नाथः ।

**युधिष्ठिरः** - (साशङ्कम्) सत्यं समरगोचरो मे वत्सः ।

**पाञ्चालकः** - सत्यम् । किमन्यथा वक्ष्यते महाराजाय ।

**युधिष्ठिरः** -

**त्रस्तं विनापि विषयादुरुविक्रमस्य**
**चेतो विवेकपरिमन्थरतां प्रयाति ।**
**जानामि चोद्यतगदस्य वृकोदरस्य**
**सारं रणेषु भुजयोः परिशङ्कितश्च ॥ ४ ॥**

(द्रौपदीमवलोक्य ।) अयि सुक्षत्रिये

**गुरूणां बन्धूनां क्षितिपतिसहस्रस्य च पुरः**
**पुराभूदस्माकं नृपसदसि योऽयं परिभवः ।**
**प्रिये प्रायस्तस्य द्वितयमपि पारं गमयति**
**क्षयः प्राणानां नः कुरुपतिपशोर्वाद्य निधनम् ॥५॥**

अथवा कृतं संदेहेन ।

**नूनं तेनाद्य वीरेण प्रतिज्ञाभङ्गभीरुणा ।**
**बध्यते केशपाशस्ते स चास्याकर्षणक्षमः ॥ ६ ॥**

पाञ्चालक कथय कथय कथमुपलब्धः स दुरात्मा कस्मिन्नुद्देशे किं वाधुना प्रवृत्तमिति ।

**द्रौपदी** - भद्र कथय कथय ।

**पाञ्चालकः** - शृणोतु देवो देवी च । अस्तीह देवेन हते मद्राधिपतौ शल्ये, गान्धारराजकुलशलभे सहदेवशस्त्रानलं प्रविष्टे, सेनापतिनिधननिराक्रन्दविरलयोधोज्झितासु समरभूमिषु, रिपुबलपराजयोद्धतवल्गितविचित्रपराक्रमासादितविमुखारातिचक्रासु, धृष्टद्युम्नाधिष्ठितासु च युष्मत्सेनासु प्रनष्टेषु कृपकृतवर्माश्वत्थामसु तथा दारुणामपर्युषितां प्रतिज्ञामुपलभ्य कुमारवृकोदरस्य न ज्ञायते क्वापि प्रलीनः स दुरात्मा कौरवाधमः ।

**પાંચાલક** – દેવનો જય હો, જય હો ! મહારાજને અને દેવીને ખુશખબર આપું.

**યુધિષ્ઠિર** – ભદ્ર પાંચાલક, તે દુષ્ટ અધમ કૌરવનું પગેરું હાથ લાગ્યું ?

**પાંચાલક** – દેવ, માત્ર પગેરું નહિ. દેવીનાં કેશ અને વસ્ત્ર ખેંચવાના મહાપાપમાં મુખ્ય કારણરૂપે એ પાપી જ મળી ગયો.

**યુધિષ્ઠિર** – વાહ. ભદ્ર, તેં પ્રિય કહ્યું. (તે) નજરે પડ્યો છે, એમ ?

**પાંચાલક** – દેવ, (તે) યુદ્ધનો વિષય (બન્યો છે કે નહિ તે) પૂછો.

**દ્રૌપદી** – (ભય સાથે) શું મારા નાથ યુદ્ધનો વિષય બન્યા છે ?

**યુધિષ્ઠિર** – (આશંકા સાથે) ખરેખર મારો વત્સ યુદ્ધનો વિષય બન્યો છે ?

**પાંચાલક** – હા. મહારાજને ઊલટું શું કહેવું ?

**યુધિષ્ઠિર** –

કારણ વિના પીડા અનુભવતું (મારું) મન વિવેકમાં જડ બની ગયું છે. ઉઠાવેલી ગદાવાળા વૃકોદરનું યુદ્ધમાં બાહુબળ જાણું છું, છતાં શંકા અનુભવું છું. (૪)

(દ્રૌપદીને જોઈને) અરે સારી ક્ષત્રિયાણી !

હે પ્રિયા, વડીલો, સ્વજનો અને હજારો રાજાઓની સામે રાજસભામાં આપણું જે અપમાન આ પહેલાં થયું હતું તેનો પાર આજે સામાન્યતયા બે રીતે પડશે; (એક તો) આપણા પ્રાણોનો નાશ અથવા (બીજું) કુરુરાજરૂપી પશુનું મોત. (૫)

અથવા, (આમાં) સંદેહની જરૂર નથી.

પ્રતિજ્ઞા ભાંગી જશે, એ ભયથી ખરેખર તે વીર તારા કેશપાશને બાંધશે અને તે (વાળ) ખેંચનારને મારશે. (૬)

પાંચાલક, કહે કહે, તે પાપી કઈ રીતે નજરે પડ્યો ? ક્યાં નજરે પડ્યો ? અત્યારે શું ચાલી રહ્યું છે ?

**દ્રૌપદી** – ભદ્ર, કહે, કહે.

**પાંચાલક** – દેવ અને દેવી, સાંભળો. દેવ દ્વારા મદ્રરાજ શલ્ય હણાયો ત્યારે, ગાંધારના રાજકુળનું પતંગિયું સહદેવની શસ્ત્રરૂપી આગમાં પ્રવેશી ગયું ત્યારે, સેનાપતિના મૃત્યુથી રડતા બાકી રહેલા થોડા સૈનિકો યુદ્ધભૂમિ છોડી ગયા ત્યારે, શત્રુસેનાથી થયેલા પરાજયને કારણે વિચિત્ર પરાક્રમવાળી શત્રુસેના અવિવેકપૂર્વક પાછળ ફરીને નાસી ગઈ ત્યારે, તેમજ ધૃષ્ટદ્યુમ્ન તમારો સેનાપતિ હતો ત્યારે, કૃપ, કૃતવર્મા અને અશ્વત્થામા નાસી ગયા ત્યારે, આજે પૂરી થનારી કઠોર પ્રતિજ્ઞા વિષે જાણીને તે દુષ્ટ અધમ કૌરવ ક્યાં સંતાઈ ગયો, તેની ખબર ન પડી.

**युधिष्ठिरः** - ततस्ततः ।

**द्रौपदी** - अयि परतः कथय ।

**पाञ्चालकः** - अवधत्तां देवो देवी च । ततश्च भगवता वासुदेवेनाधिष्ठितमेकरथमारूढौ कुमारभीमार्जुनौ समन्तात्समन्तपञ्चकं पर्यटितुमारब्धौ तमनासादितवन्तौ च । अनन्तरं दैवमनुशोचति मादृशे भृत्यवर्गे, दीर्घमुष्णं च निःश्वसति कुमारे बीभत्सौ, जलधरसमयनिशासंचारितडित्प्रकरपिङ्गलैः कटाक्षैर्दीपयति गदां वृकोदरे, यत्किंचनकारितामधिक्षि-पति विधेर्भगवति नारायणे, कश्चित्संविदितः कुमारस्य मांसतेस्सृज्झितमांसभारः प्रत्यग्रविशसितमृगलोहितचरणनिवसनस्त्वरमाणोऽन्तिकमुपेत्य पुरुषः परुषश्वासग्रस्तार्धश्रुत-वर्णानुमेयपदया वाचा कथितवान् - देव कुमार अस्मिन्महतोऽस्य सरसस्तीरे द्वे पदपद्धती समवतीर्णप्रतिबिम्बे । तयोरेका स्थलमुत्तीर्णा न द्वितीया । परत्र कुमारः प्रमाणम् इति । ततः ससंभ्रमं प्रस्थिताः सर्वे वयं तमेव पुरस्कृत्य । गत्वा च सरस्तीरं परिज्ञायमानसुयोधनपदलाञ्छनां पदवीमासाद्य भगवता वासुदेवेनोक्तम् - भो वीर वृकोदर जानाति किल सुयोधनः सलिल-स्तम्भनीं विद्याम् । तन्नूनं तेन त्वद्भयात्सरसीमेनामधिशयितेन भवितव्यम् । एतच्च वचनमुपश्रुत्य रामानुजस्य सकलदिङ्निकुञ्जपूरितातिरिक्तमुद्भ्रान्तसलिलचरशकुन्तकुलं त्रासोद्धतनक्रग्राहमालोड्य सरःसलिलं भैरवं च गर्जित्वा कुमारवृकोदरेणाभिहितम् - अरे रे वृथाप्रख्यापितालीकपौरुषाभिमानिन् पाञ्चालराजतनयाकेशाम्बराकर्षणमहापातकिन् धार्तराष्ट्रापसद,

जन्मेन्दोरमले कुले व्यपदिशस्यद्यापि धत्से गदां
मां दुःशासनकोष्णशोणितमधुक्षीबं रिपुं मन्यसे ।
दर्पान्धो मधुकैटभद्विषि हरावप्युद्धतं चेष्टसे
मत्त्रासान्नृपशो विहाय समरं पङ्केऽधुना लीयसे ॥७॥

अपि च । भो मानान्ध

पाञ्चाल्या मन्युवह्निः स्फुटमुपशमितप्राय एव प्रसह्य
व्यासक्तैः केशपाशैर्हतपतिषु मया कौरवान्तःपुरेषु ।
भ्रातुर्दुःशासनस्य स्रवदसृगुरसः पीयमानं निरीक्ष्य
क्रोधात्किं भीमसेने विहितमसमये यत्त्वयास्तोऽभिमानः ॥ ८ ॥

**યુધિષ્ઠિર** – ત્યાર પછી ?

**દ્રૌપદી** – અરે, આગળ કહે.

**પાંચાલક** – દેવ અને દેવી સાંભળો. ત્યાર પછી ભગવાન વાસુદેવથી દોરવાયેલા એક (જ) રથમાં બેઠેલા કુમાર ભીમ અને અર્જુને ચારેય બાજુથી કુરુક્ષેત્રમાં ફરવાનું શરૂ કર્યું પરંતુ તે હાથ લાગ્યો નહીં. ત્યાર પછી મારા જેવો સેવકવર્ગ દેવ ઉપર શોક કરતો હતો ત્યારે, કુમાર અર્જુન લાંબો અને ગરમ નિસાસો મૂકતો હતો ત્યારે, વરસાદની રાતે ફરતી વીજળીના સમૂહ જેવા બદામી રંગના કટાક્ષોથી ભીમ ગદાને ચમકાવતો હતો ત્યારે, ભગવાન નારાયણ વિધિ ઉપર વક્રતાનો આક્ષેપ કરતા હતા ત્યારે પવનપુત્રનો કોઈ એક પરિચિત, માંસનો ભાર નીચે મૂકેલો, તાજા મારેલા મૃગના લોહીથી લાલ ચરણ અને વસ્ત્રવાળો, ઉતાવળ કરતો પુરુષ, કઠોર શ્વાસથી ગળી જવાતા (અને તેથી) અર્ધા સંભળાતા, અક્ષરોથી જેમાં શબ્દોનું અનુમાન થાય તેવી વાણીથી (ભીમને) કહેવા લાગ્યો – 'દેવકુમાર, આ સરોવરને કાંઠે પગલાંની બે હારની નિશાનીઓ ઊતરતી (દેખાય) છે. તેમાંથી એક ભૂમિ ઉપર પાછી ફરતી છે, બીજી નહિ. હવે અહીં આગળ કુમાર (ભીમ) જ પ્રમાણ છે. (જાતે ખાતરી કરી લે.)' પછી અમે બધા તેને આગળ કરીને સંદેહ સાથે ઊપડ્યા. તળાવને કિનારે જઈને જાણીતી સુયોધનની પગલાંની છાપવાળો માર્ગ જોઈને ભગવાન વાસુદેવે કહ્યું – 'અરે વીર વૃકોદર, સુયોધન સલિલસ્તંભની વિદ્યા જાણે છે. તો ચોક્કસ તે તારા ભયથી આ સરોરવમાં (તેની મદદથી) રહેલો હશે.' કૃષ્ણનું આ વચન સાંભળીને, બધી દિશાઓની ગુફાઓને ભરી દઈને પણ વધે તેવી, (જેનું શ્રવણ) જળચર અને જળપક્ષીઓને ગભરાવી મૂકે તેવી, મોટાં માછલાં અને મગરને ત્રાસ પહોંચાડે તેવી ગંભીર ગર્જના સાથે જળાશયના જળને ડહોળી નાંખીને કુમાર વૃકોદરે કહ્યું – 'અરેરે, ફોગટ રીતે પ્રગટ કરેલા ખોટા પૌરુષનું અભિમાન કરનારા, પાંચાલની રાજકન્યાનાં કેશ અને વસ્ત્ર ખેંચવાનું મહાપાપ કરનારા, ધૃતરાષ્ટ્રના નીચ પુત્ર !

ચન્દ્રના નિર્મળ વંશમાં જન્મ (છે એમ) કહે છે અને હજુ પણ ગદા ધારણ કરે છે. દુઃશાસનના હૂંફાળા લોહીનો આસવ પીવાથી મત્ત બનેલા મને શત્રુ માને છે. દર્પથી આંધળો તું મધુ અને કૈટભના શત્રુ હરિ સાથે ઉદ્ધત વર્તન કરે છે. હે નરપશુ ! મારા ત્રાસથી યુદ્ધ છોડીને હવે કાદવમાં છુપાયો છે ! (૭)

અને વળી, હે ગર્વાન્ધ !

મેં બળપૂર્વક કૌરવના અંતઃપુરની રાણીઓના પતિ હણી નાખ્યા ત્યારે તેઓના છૂટી ગયેલા કેશના બંધનથી પાંચાલીના રોષનો અગ્નિ મોટે ભાગે સ્પષ્ટપણે શમી જ ગયો છે. (પણ) ભાઈ દુઃશાસનની છાતીમાંથી વહેતા લોહીનો રસ પી રહેલો જોઈને (પણ) ક્રોધથી તેં ભીમસેનને શું કર્યું ? જે તારું અભિમાન હતું, તે અકાળે (જ) આથમી ગયું ? (૮)

द्रौपदी - नाथ अपनीतो मे मन्युर्यदि पुनरपि सुलभं दर्शनं भविष्यति ।

युधिष्ठिरः - कृष्णे नामङ्गलानि व्याहर्तुमर्हस्यस्मिन्काले । भद्र ततस्ततः ।

पाञ्चालकः - देव ततश्चैवं भाषमाणेन वृकोदरेणावतीर्य क्रोधोद्धतभ्रमितभीषणगदापाणिना सहसैवोल्लङ्घिततीरमुत्सन्ननलिनीवनमपविद्धमूर्च्छितग्राहमुद्भ्रान्तमत्स्यशकुन्तमतिभैरवारवभ्रमितवारि-संचयमायतमपि तत्सरः समन्तादालोडितम् ।

युधिष्ठिरः - भद्र तथापि किं नोत्थितः ।

पाञ्चालकः - देव कथं नोत्थितः ।

त्यक्त्वोत्थितः सरभसं सरसः स मूल-
मुद्भूतकोपदहनोग्रविषस्फुलिङ्गः ।
आयस्तभीमभुजमन्दरवेल्लनाभीः
क्षीरोदधेः सुमथितादिव कालकूटः ॥९॥

युधिष्ठिरः - साधु सुक्षत्रिय साधु ।

द्रौपदी - प्रतिपन्नः समरो न वा ।

पाञ्चालकः - उत्थाय च तस्मात्सलिलाशयात्करयुगलोत्तम्भिततोरणीकृतभीमगदः कथयति स्म - अरे रे मारुते किं भयेन प्रलीनं दुर्योधनं मन्यते भवान् । मूढ अनिहतपाण्डुपुत्रः प्रकाशं लज्जमानो विश्रमितुमध्यवसितवानस्मि पातालम् । एवं चोक्ते वासुदेवकिरीटिभ्यां द्वावप्यन्तःसलिलं निषिद्धसमरसमारम्भौ स्थलमुत्तारितौ भीमसुयोधनौ । आसीनश्च कौरवराजः क्षितितले गदां निक्षिप्य विशीर्णरथसहस्रं निहतकुरुशतगजवाजिनरसहस्रकलेवरसंमर्दसंपतद्-गृध्रकङ्कजम्बूकमुत्सन्नसुयोधनमस्मद्वीरमुक्तसिंहनादमपमित्रबान्धवम कौरवं रणस्थानमवलोक्या-यतमुष्णं च निश्वसितवान् । ततश्च वृकोदरेणाभिहितम् - अयि भोः कौरवराज कृतं बन्धुनाश-दर्शनमन्युना । मैवं विषादं कृथाः पर्याप्ताः पाण्डवाः समरायाहमसहाय इति ।

पञ्चानां मन्यसेऽस्माकं यं युयोधं सुयोधन ।
दंशितस्यात्तशस्त्रस्य तेन तेऽस्तु रणोत्सवः ॥ १० ॥

इत्थं च श्रुत्वासूयान्वितां दृष्टिं कुमारयोर्निक्षिप्योक्तवान्धार्तराष्ट्रः ।

Scanned with CamScanner

**દ્રૌપદી** – નાથ, મારો ગુસ્સો દૂર થઈ ગયો જો હવે ફરીથી તમારાં દર્શન સુલભ થઈ જાય !

**યુધિષ્ઠિર** – કૃષ્ણા, આ સમયે અશુભ બોલવું બરાબર નહિ. ભદ્ર, ત્યાર પછી ?

**પાંચાલક** – દેવ, ત્યાર પછી આ પ્રમાણે બોલતા (અને) હાથમાં ક્રોધથી ઉઠાવેલી ઘૂમતી ગદાવાળા ભીમે એકાએક (અંદર) ઊતરીને (પાણી) જેનો કિનારો ઓળંગી ગયું છે તેવા, ઊખાડી નંખાયેલા કમલિનીના વનવાળા, પ્રહારથી મૂર્છા પામેલા મગરવાળા, ગભરાયેલાં માછલાં અને પક્ષીઓવાળા, અતિ ભયંકર અવાજ સાથે ગોળ ગોળ ફરતા જળસંગ્રહવાળા વિશાળ તળાવને ચારે બાજુથી ડહોળી નાખ્યું.

**યુધિષ્ઠિર** – ભદ્ર, તો પણ એ બહાર કેમ ન નીકળ્યો ?

**પાંચાલક** – દેવ, ન કેમ નીકળે ?

સરખી રીતના મંથનથી ક્ષીરસમુદ્રમાંથી નીકળતા કાલકૂટ(વિષ)ની જેમ, ભીમના લંબાયેલા બાહુરૂપી મંદરાચલના હાલવાને લીધે વેગપૂર્વક સરોવરનું તળિયું છોડીને પ્રગટેલા ક્રોધાગ્નિરૂપી ઉગ્ર વિષના તણખાવાળો તે (દુર્યોધન) બહાર આવ્યો. (૯)

**યુધિષ્ઠિર** – વાહ, વીર ક્ષત્રિય, વાહ!

**દ્રૌપદી** – યુદ્ધ શરૂ થયું કે નહિ !

એ જળાશયમાંથી બહાર નીકળીને, બે હાથમાં ઉઠાવેલી અને (તેથી) બહિર્દ્વાર જેવી લાગતી ભયંકર ગદાવાળો (દુર્યોધન) કહેવા લાગ્યો – 'અરેરે મરુત્પુત્ર, શું તું દુર્યોધનને ભયને કારણે છુપાયેલો માને છે ? મુરખ, પાંડુપુત્રો મર્યા નહિ તેથી પ્રકટપણે લજ્જા અનુભવવાથી આરામ માટે પાતાળમાં જવાનું મેં નક્કી કર્યું હતું.' આમ બોલીને તે બંનેએ પાણીમાં યુદ્ધની શરૂઆત કરી ત્યારે, અટકાવીને વાસુદેવ અને અર્જુન (તે) ભીમ અને સુયોધનને ભૂમિ ઉપર લઈ આવ્યા. કૌરવરાજ ગદા જમીન ઉપર ફેંકીને બેઠો અને નાશ પામેલા હજારો રથો, હણાયેલા સો કૌરવો, હાથી, અશ્વ તથા મનુષ્યોનાં હજારો શરીરોના ઢગલા ઉપર ઝપટ મારતાં ગીધ, સમડી અને શિયાળવાળી, મરેલા સારા સૈનિકોવાળી, આપણા વીરોએ છોડેલા સિંહનાદવાળી, મિત્રો અને સ્વજનો વગરની, (અને) કૌરવ વગરની રણભૂમિને જોઈને તેણે લાંબો અને ગરમ નિસાસો નાખ્યો. અને પછી ભીમે કહ્યું – 'અરે હે કૌરવરાજ, સ્વજનનાશના દર્શનથી થતો શોક રહેવા દે ! એવું દુઃખ નહિ લગાડ, કે પાંડવો પૂરતા છે અને યુદ્ધમાં હું અસહાય છું.

સુયોધન, અમારા પાંચમાંથી તું જેને સરળતાથી લડી શકાય તેવો માનતો હોય, તેની સાથે કવચ પહેરીને શસ્ત્ર લઈને યુદ્ધનો ઉત્સવ થઈ જાય.' (૧૦)

અને આ સાંભળીને રોષભરી દૃષ્ટિ (બંને) કુમારો તરફ નાંખીને દુર્યોધન બોલ્યો.

**कर्णदु:शासनवधात्तुल्यावेव युवां मम ।**
**अप्रियोऽपि प्रियो योद्धुं त्वमेव प्रियसाहसः ॥ ११ ॥**

इत्युत्थाय परस्परक्रोधाधिक्षेपपरुषवाक्कलहप्रस्तावितघोरसङ्ग्रामौ विचित्रविभ्रमभ्रमितगदा-परिभासुरभुजदण्डौ मण्डलैर्विचरितुमारब्धौ भीमदुर्योधनौ । अहं च देवेन चक्रपाणिना देवसकाशमनुप्रेषितः । आह च देवो देवकीनन्दनः । अपर्युषितप्रतिज्ञे च मारुतौ प्रनष्टे कौरवराजे महानासीन्नो विषादः । संप्रति पुनर्भीमसेनेनासादिते सुयोधने निष्कण्टकीभूतं भुवनतलं परिकल्पयतु भवान् । अभ्युदयोचिताश्चानवरतं प्रवर्त्यन्तां मङ्गलसमारम्भाः । कृतं सन्देहेन ।

**पूर्यन्तां सलिलेन रत्नकलशा राज्याभिषेकाय ते**
**कृष्णात्यन्तचिरोज्झिते च कबरीबन्धे करोतु क्षणम् ।**
**रामे शातकुठारभासुरकरे क्षत्रद्रुमोच्छेदिनि**
**क्रोधान्धे च वृकोदरे परिपतत्याजौ कुतः संशयः ॥ १२ ॥**

**द्रौपदी** – (सबाष्पम् ।) यद्देवस्त्रिभुवननाथो भणति तत्कथमन्यथा भविष्यति ।

**पाञ्चालकः** – न केवलमियमाशीः । असुरनिषूदनस्यादेशोऽपि ।

**युधिष्ठिरः** – को हि नाम भगवता संदिष्टं विकल्पयति । कः कोऽत्र भोः ।

(प्रविश्य)

**कञ्चुकी** – आज्ञापयतु देवः ।

**युधिष्ठिरः** – देवस्य देवकीनन्दनस्य बहुमानाद्वत्सस्य मे विजयमङ्गलायप्रवर्त्यन्तां तदुचिताः समारम्भाः ।

**कञ्चुकी** – यथाज्ञापयति देवः । (सोत्साहं परिक्रम्य ।) भो भोः संविधातृणां पुरःसराः यथाप्रधानमन्तर्वेश्मिका दौवारिकाश्च एष खलु भुजबलपरिक्षेपोत्तीर्णकौरवपरिभवसागरस्य निर्व्यूढदुर्वहप्रतिज्ञाभारस्य सुयोधनानुजशतोन्मूलनप्रभञ्जनस्य दु:शासनोरःस्थलविदलननारसिंहस्य दुर्योधनोरुस्तम्भभङ्गविनिश्चितविजयस्य बलिनः प्राभञ्जनेर्वृकोदरस्य स्नेहपक्षपातिना मनसा मङ्गलानि कर्तुमाज्ञापयति देवो युधिष्ठिरः । (आकाशे ।) किं ब्रूथ-सर्वतोऽधिकतरमपि प्रवृत्तं किं नालोकयसि इति । साधु पुत्रकाः साधु । अनुक्तहितकारिता हि प्रकाशयति मनोगतां स्वामिभक्तिम् ।

'કર્ણ અને દુઃશાસનના વધથી તમે બંને મારે માટે સરખા છો, પરંતુ અપ્રિય હોવા છતાં તું સાહસપ્રિય જ મને લડવા માટે પ્રિય છે.' (૧૧)

ઊભા થઈને, એકબીજાને ક્રોધભર્યા આક્ષેપો અને કઠોર વાક્કલહથી શરૂ કરાયેલા ભયંકર સંગ્રામવાળા, વિચિત્ર (અને તેથી) સુંદર ગત્તિ સાથે ઘુમાવેલી ગદાને કારણે ચમકતા ભુજદંડવાળા ભીમ તથા દુર્યોધને વર્તુળાકારમાં ફરવાનું શરૂ કર્યું. મને ભગવાન ચક્રપાણિએ આપ મહારાજની પાસે મોકલ્યો છે. ભગવાન દેવકીનંદને કહ્યું છે – 'પવનપુત્રે આજે પૂરી થનારી પ્રતિજ્ઞા લીધી હતી (અને) કૌરવરાજ નાસી ગયો હતો, તેથી અમને ભારે ચિંતા હતી. હવે સુયોધન ભીમસેનને મળી ગયો છે ત્યારે આપ પૃથ્વીને નિષ્કંટક થયેલી માની લો. અભ્યુદયને અનુરૂપ સતત મંગલકર્મ શરૂ કરો. શંકા છોડી દો.

તમારા રાજ્યાભિષેક માટે રત્નકળશો જળથી ભરી દો. કૃષ્ણા ઘણા લાંબા સમયથી છોડી નાખેલો અંબોડો બાંધવાનો ઉત્સવ ઊજવે. તીક્ષ્ણ પરશુથી ચમકતા હાથવાળા પરશુરામ, ક્ષત્રિયરૂપી વૃક્ષને છેદી નાખતા હોય અને ક્રોધથી અંધ બનેલ વૃકોદર યુદ્ધમાં ઝંપલાવે, પછી શંકા કેવી ?' (૧૨)

**દ્રૌપદી** – (અશ્રુ સાથે) ભગવાન ત્રિભુવનનાથ જે કહે છે તેનાથી ઊલટું કેમ બને ?

**પાંચાલક** – માત્ર આ આશિષ નથી, (પણ) અસુરોનો નાશ કરનાર (કૃષ્ણ)નો આદેશ પણ છે.

**યુધિષ્ઠિર** – ભગવાનનો સંદેશ હોય, તેમાં વિકલ્પ વિશે કોણ વિચારે ? કોણ છે, અરે અહીં કોણ છે ?

(પ્રવેશીને)

**કંચુકી** – આજ્ઞા આપો દેવ.

**યુધિષ્ઠિર** – ભગવાન દેવકીનંદન તરફના બહુમાનને કારણે મારા વત્સના શુભ વિજય માટે યોગ્ય પ્રવૃત્તિ શરૂ કરો.

**કંચુકી** – દેવની જેવી આજ્ઞા (ઉત્સાહ સાથે ફરીને) અરે, અરે, અગ્રણી આયોજકો, શ્રેષ્ઠતાના ક્રમમાં રહેલા અંતઃપુરના કર્મચારીઓ અને દ્વારપાળો ! આ દેવ યુધિષ્ઠિરે ખરેખર, બાહુબળના પ્રયોગથી તરી ગયેલા કૌરવોના અપમાનરૂપી સાગરવાળા, વહન કરવા મુશ્કેલ પ્રતિજ્ઞાભારને પાર કરી ગયેલા સુયોધનના સો નાના ભાઈઓને ઉખેડી નાખનાર વાવાઝોડા (સમા), દુઃશાસનની છાતીને ચીરવામાં નરસિંહ (અવતાર) (સમા), દુર્યોધનના સાથળરૂપી થાંભલાને તોડીને વિજયને નિશ્ચિત કરનારા, શક્તિશાળી, પવનપુત્ર વૃકોદર પ્રત્યે સ્નેહનો પક્ષપાત રાખતા મનથી મંગળ કરવાની આજ્ઞા આપી છે. (આકાશમાં) શું કહો છો ? 'બધી રીતે ખાસ સારી શરૂઆત થઈ છે, શું જોતા નથી ?' એમ ? વાહ, દીકરાઓ વાહ ! વગર કહ્યે હિત કરતા રહેવું તે મનમાં રહેલી સ્વામિભક્તિને પ્રગટ કરે છે.

**युधिष्ठिरः** - आर्य जयंधर ।

**कञ्चुकी** - आज्ञापयतु देवः ।

**युधिष्ठिरः** - गच्छ प्रियख्यापकं पाञ्चालकं पारितोषिकेण परितोषय ।

**कञ्चुकी** - यदाज्ञापयति देवः । (इति पाञ्चालकेन सह निष्क्रान्तः ।)

**द्रौपदी** - महाराज किंनिमित्तं पुनर्नाथभीमसेनेन स दुराचारो भणितः - पञ्चानामप्यस्माकं मध्ये येन ते रोचते तेन सह ते सङ्ग्रामो भवतु इति । यदि माद्रीसुतयोरेकतरेण सह सङ्ग्रामस्तेन प्रार्थितो भवेत्ततोऽत्याहितं भवेत् ।

**युधिष्ठिरः** - कृष्णे एवं मन्यते जरासंधघाती । हतसकलसुहृद्बन्धुवीरानुजराजन्यासु कृपकृतवर्माश्वत्थामशेषास्वेकादशस्वक्षौहिणीष्वबान्धवः शरीरमात्रविभवः कदाचिदुत्सृष्टनिजाभिमानो धार्तराष्ट्रः परित्यजेदायुधं तपोवनं वा व्रजेत्सन्धिं वा पितृमुखेन याचेत । एवं सति सुदूरमतिक्रान्तः प्रतिज्ञाभारो भवेत्सकलरिपुजयस्येति । समरं प्रतिपत्तुं पञ्चानामपि पाण्डवानामेकस्यापि नैव क्षमः सुयोधनः । शङ्के चाहं गदायुद्धं वृकोदरस्यैवानेन । अयि सुक्षत्रिये पश्य ।

**क्रोधोद्गूर्णगदस्य नास्ति सदृशः सत्यं रणे मारुतेः**
**कौरव्ये कृतहस्तता पुनरियं देवे यथा सीरिणि ।**
**स्वस्त्यस्तूद्धतधार्तराष्ट्रनलिनीनागाय वत्साय मे**
**शङ्के तस्य सुयोधनेन समरं नैवेतरेषामहम् ॥ १३ ॥**

(नेपथ्ये)

तृषितोऽस्मि भोस्तृषितोऽस्मि । संभावयतु कश्चित्सलिलच्छायासंप्रदानेन माम् ।

**युधिष्ठिरः** - (आकर्ण्य) कः कोऽत्र भोः ।

(प्रविश्य)

**कञ्चुकी** - आज्ञापयतु देवः ।

**युधिष्ठिरः** - ज्ञायतां किमेतत् ।

**कञ्चुकी** - यदाज्ञापयति देवः । (इति निष्क्रम्य पुनः प्रविश्य ।) देव क्षुन्मानतिथिरुपस्थितः ।

**युधिष्ठिरः** - शीघ्रं प्रवेशय ।

**कञ्चुकी** - यदाज्ञापयति देवः । (इति निष्क्रान्तः ।)

(ततः प्रविशति मुनिवेषधारी चार्वाको नाम राक्षसः ।)

**राक्षसः** - (आत्मगतम्) एषोऽस्मि चार्वाको नाम राक्षसः सुयोधनस्य मित्रं

**યુધિષ્ઠિર** – આર્ય જયંધર !

**કંચુકી** – આજ્ઞા આપો દેવ.

**યુધિષ્ઠિર** – જા, પ્રિય કહેનાર પાંચાલકને પારિતોષિકથી સંતુષ્ટ કર.

**કંચુકી** – દેવની જેવી આજ્ઞા. (પાંચાલકની સાથે જાય છે.)

**દ્રૌપદી** – મહારાજ, નાથ ભીમસેને – 'અમારા પાંચમાંથી તને જે ગમે તેની સાથે યુદ્ધ કર, એવું તે પાપીને શા કારણે કહ્યું ? જો માદ્રીપુત્રમાંથી એકની સાથે તેણે યુદ્ધ માગ્યું હોત તો ભારે થઈ જાત.

**યુધિષ્ઠિર** – કૃષ્ણા, જરાસંધને હણનાર આમ માનતો હશે – 'અગિયાર અક્ષૌહિણી (સેના)માંથી બધા મિત્ર, ભાઈ, વીર, નાનાભાઈ, ક્ષત્રિયો હણાઈ ગયા અને કૃપ, કૃતવર્મા તથા અશ્વત્થામા બાકી રહ્યા ત્યારે સ્વજનો વગરનો માત્ર શરીરરૂપી વૈભવવાળો ધૃતરાષ્ટ્રપુત્ર કદાચ આત્મસમ્માન છોડીને શસ્ત્ર ત્યજે, તપોવનમાં જાય, કે પિતાની મારફતે સંધિ માંગે. આમ થાય તો પ્રતિજ્ઞાની પૂર્તિ અને શત્રુ ઉપરનો સંપૂર્ણ વિજય દૂર રહી જાય. સુયોધન પાંચ પાંડવોમાંથી એકની સાથે પણ યુદ્ધ કરવા સમર્થ નથી. મને શંકા છે કે આનું ગદાયુદ્ધ વૃકોદર સાથે જ થશે. અરે ક્ષત્રિયાણી, જો.

ક્રોધથી ઉઠાવેલી ગદાવાળા પવનપુત્ર જેવો યુદ્ધમાં સાચે જ (બીજો) કોઈ નથી. (તો પણ) દેવ બળરામમાં છે, તેવી (ગદાયુદ્ધની) કુશળતા (આ) કુરુપુત્રમાં છે. ઉદ્ધત ધૃતરાષ્ટ્રપુત્ર રૂપી કમળવેલ માટે હાથી રૂપી મારા વત્સનું કલ્યાણ થાવ ! મને શંકા છે કે તે (ભીમ)નું યુદ્ધ સુયોધન સાથે હશે, બીજાનું નહિ જ. (૧૩)

(નેપથ્યમાં)

તરસ્યો છું. અરે (હું) તરસ્યો છું. કોઈ જળ અને છાંયો આપીને મારા ઉપર ઉપકાર કરો.

**યુધિષ્ઠિર** – અરે, કોણ છે, અહીં કોણ છે ?

(પ્રવેશીને)

**કંચુકી** – આજ્ઞા આપો, દેવ.

**યુધિષ્ઠિર** – આ શું છે, તે જાણી લાવ.

**કંચુકી** – જેવી દેવની આજ્ઞા. (જઈને ફરીથી આવીને) ભૂખ્યો અતિથિ આવ્યો છે.

**યુધિષ્ઠિર** – જલ્દી પ્રવેશ કરાવ.

**કંચુકી** – જેવી દેવની આજ્ઞા. (જાય છે.)

(મુનિના વેશમાં ચાર્વાક નામે રાક્ષસ પ્રવેશે છે.)

**રાક્ષસ** – (મનમાં) આ હું ચાર્વાક નામે રાક્ષસ સુયોધનનો મિત્ર, પાંડવોને

पाण्डवान्वञ्चयितुं भ्रमामि । (प्रकाशम्) तृषितोऽस्मि । संभावयतु मां कश्चिज्जलच्छाया-प्रदानेन । (इति राज्ञः समीपमुपसर्पति ।)

(सर्व उत्तिष्ठन्ति ।)

**युधिष्ठिरः** - मुने अभिवादये ।

**राक्षसः** - अकालोऽयं समुदाचारस्य । जलप्रदानेन संभावयतु माम् ।

**युधिष्ठिरः** - मुने इदमासनम् । उपविश्यताम् ।

**राक्षसः** - (उपविश्य) ननु भवतापि क्रियतामासनपरिग्रहः ।

**युधिष्ठिरः** - (उपविश्य) कः कोऽत्र भोः । सलिलमुपनय ।

(प्रविश्य गृहीतभृङ्गारः ।)

**कञ्चुकी** - (उपसृत्य) महाराज शिशिरसुरभिसलिलसंपूर्णोऽयं भृङ्गारः पानभाजनं चेदम् ।

**युधिष्ठिरः** - मुने निर्वर्त्यतामुदन्याप्रतिकारः ।

**राक्षसः** - (पादौ प्रक्षल्योपस्पृशन्विचिन्त्य) भोः क्षत्रियस्त्वमिति मन्ये ।

**युधिष्ठिरः** - सम्यग्वेदी भवान् । क्षत्रिय एवास्मि ।

**राक्षसः** - सुलभश्च स्वजनविनाशः सङ्ग्रामेषु प्रतिदिनमतो नादेयं भवद्भ्यो जलादिकम् । भवतु । छाययैवानया सरस्वतीशिशिरतरङ्गस्पृशा मरुता चानेन विगतक्लमो भविष्यामि ।

**द्रौपदी** - बुद्धिमतिके वीजय महर्षिमनेन तालवृन्तेन ।

(चेटी तथा करोति ।)

**राक्षसः** - भवति अनुचितोऽयमस्मासु समुदाचारः ।

**युधिष्ठिरः** - मुने कथय कथमेवं भवान्परिश्रान्तः ।

**राक्षसः** - मुनिजनसुलभेन कौतूहलेन तत्रभवतां महाक्षत्रियाणां द्वन्द्वयुद्धमवलोकयितुं पर्यटामि समन्तपञ्चकम् । अद्य तु बलवत्तया शरदातपस्यापर्याप्तमेवावलोक्य गदायुद्धमर्जुन-सुयोधनयोरागतोऽस्मि ।

(सर्वे विषादं नाटयन्ति)

**कञ्चुकी** - मुने न खल्वेवम् । भीमसुयोधनयोरिति कथय ।

**राक्षसः** - आ अविदितवृत्तान्त एव कथं मामाक्षिपसि ।

**युधिष्ठिरः** - महर्षे कथय कथय ।

છેતરવા માટે ભમું છું. (પ્રગટ રીતે) તરસ્યો છું. કોઈ જળ અને છાંયો આપીને મારા ઉપર ઉપકાર કરો. (રાજાની પાસે જાય છે.)

(બધાં ઊભાં થઈ જાય છે.)

**યુધિષ્ઠિર** – મુનિ, પ્રણામ કરું છું.

**રાક્ષસ** – શિષ્ટાચારનો આ સમય નથી. પાણી આપીને મારા ઉપર ઉપકાર કરો.

**યુધિષ્ઠિર** – મુનિ, આ આસન. બેસો.

**રાક્ષસ** – (બેસીને) ખરેખર આપ પણ આસન સ્વીકારો.

**યુધિષ્ઠિર** – કોણ છે, અરે અહીં કોણ છે ? પાણી લાવો.

(ઝારી લઈને પ્રવેશીને)

**કંચુકી** – (પાસે આવીને) મહારાજ, શીતળ અને સુવાસિત પાણી ભરેલી આ ઝારી અને આ પ્યાલો છે.

**યુધિષ્ઠિર** – મુનિ તરસ છીપાવો.

**રાક્ષસ** – (પગ ધોઈને, આચમન લઈને, વિચારીને) અરે, તું ક્ષત્રિય હોય એમ માનું છું.

**યુધિષ્ઠિર** – આપ સાચું જાણો છો. ક્ષત્રિય જ છું.

**રાક્ષસ** – સંગ્રામમાં સ્વજનવિનાશ રોજેરોજ સહેલાઈથી થાય છે. આથી તમારે પાણી વગેરે ન આપવું. ભલે. આ છાયાથી અને સરસ્વતી નદીના શીતળ તરંગોના સ્પર્શવાળા આ પવનથી મારો થાક દૂર થઈ જશે.

**દ્રૌપદી** – બુદ્ધિમતિકા, આ મહર્ષિને પંખો નાખ.

(ચેટી તેમ કરે છે.)

**રાક્ષસ** – બહેન, અમારા (સંન્યાસીઓ) તરફ આવો (સ્ત્રીઓ દ્વારા થતો) શિષ્ટાચાર અયોગ્ય છે.

**યુધિષ્ઠિર** – મુનિ, કહો. આપ આટલા થાકેલા કેમ છો ?

**રાક્ષસ** – મુનિઓ માટે સાહજિક કુતૂહલથી (પ્રેરાઈને) સન્માન્ય મહાક્ષત્રિયોનું દ્વન્દ્વયુદ્ધ જોવા (હું) કુરુક્ષેત્રમાં ફરતો હતો. પરંતુ હવે શરદ્ઋતુનો તાપ ભારે હતો; તેથી અર્જુન અને સુયોધનનું ગદાયુદ્ધ અધૂરું જોઈને જ આવી ગયો.

(બધાં વિષાદનો અભિનય કરે છે.)

**કંચુકી** – મુનિ, ખરેખર આમ નથી. 'ભીમ અને સુયોધનનું' એમ કહો.

**રાક્ષસ** – આહ, પૂરી વિગત જાણતો જ નથી અને મને શેનો ખોટો ઠરાવે છે ?

**યુધિષ્ઠિર** – મહર્ષિ. કહો, કહો.

**राक्षसः** - क्षणमात्रं विश्रम्य सर्वं कथयामि भवतो न पुनरस्य वृद्धस्य ।

**युधिष्ठिरः** - कथय किमर्जुनसुयोधनयोरिति ।

**राक्षसः** - ननु पूर्वमेव कथितं मया प्रवृत्तं गदायुद्धमिति ।

**युधिष्ठिरः** - न भीमसुयोधनयोरिति ।

**राक्षसः** - वृत्तं तत् ।

(युधिष्ठिरो द्रौपदी च मोहमुपगतौ ।)

**कञ्चुकी** - (सलिलेनासिच्य ।) समाश्वसितु देवो देवी च ।

**चेटी** - समाश्वसितु समाश्वसितु देवी ।

(उभौ संज्ञां लभेते ।)

**युधिष्ठिरः** - किं कथयसि मुने वृत्तं भीमसुयोधनयोर्गदायुद्धमिति ।

**द्रौपदी** - भगवन् कथय कथय किं वृत्तमिति ।

**राक्षसः** - कञ्चुकिन् कौ पुनरेतौ ।

**कञ्चुकी** - ब्रह्मन् एष देवो युधिष्ठिर इयमपि पाञ्चालराजतनया ।

**राक्षसः** - आः दारुणमुपक्रान्तं मया नृशंसेन ।

**द्रौपदी** - हा नाथ भीमसेन । (इति मोहमुपगता ।)

**कञ्चुकी** - किं नाम कथितम् ।

**चेटी** - समाश्वसितु समाश्वसितु देवी ।

**युधिष्ठिरः** - (सास्रम्) ब्रह्मन्

**पदे संदिग्ध एवास्मिन्दुःखमास्ते युधिष्ठिरः ।**
**वत्सस्य निश्चिते तत्त्वे प्राणत्यागादयं सुखी ॥ १४ ॥**

**राक्षसः** - (सानन्दमात्मगतम् ।) अत्रैव मे यत्नः । (प्रकाशम्) यदि त्ववश्यं कथनीयं तदा संक्षेपतः कथयामि । न युक्तं बन्धुव्यसनं विस्तरेणावेदयितुम् ।

**युधिष्ठिरः** - (अश्रूणि मुञ्चन् ।)

**सर्वथा कथय ब्रह्मन्संक्षेपाद्विस्तरेण वा ।**
**वत्सस्य किमपि श्रोतुमेष दत्तः क्षणो मया ॥ १५ ॥**

**राक्षसः** - श्रूयताम् ।

**રાક્ષસ** – થોડીવાર આરામ કરીને બધું કહું છું; પરંતુ તમને, આ ડોસાને નહિ.

**યુધિષ્ઠિર** – કહો, શું અર્જુન-સુયોધનનું, એમ ?

**રાક્ષસ** – મેં ખરેખર પહેલાં જ કહી દીધું કે ગદાયુદ્ધ શરૂ થયું છે.

**યુધિષ્ઠિર** – ભીમ-સુયોધનનું નહિ, એમ ?

**રાક્ષસ** – તે પૂરું થઈ ગયું.

(યુધિષ્ઠિર અને દ્રૌપદી મૂર્છા પામે છે.)

**કંચુકી** – (પાણી છાંટીને) દેવ ને દેવી સ્વસ્થ થાવ.

**ચેટી** – સ્વસ્થ થાવ, દેવી, સ્વસ્થ થાવ.

(બંને ભાનમાં આવે છે.)

**યુધિષ્ઠિર** – મુનિ, શું કહો છો, 'ભીમ – સુયોધનનું ગદાયુદ્ધ પૂરું થઈ ગયું', એમ ?

**દ્રૌપદી** – ભગવાન, કહો. શું થયું છે, એ કહો.

**રાક્ષસ** – કંચુકી, આ બંને કોણ છે ?

**કંચુકી** – તપસ્વી, આ દેવ યુધિષ્ઠિર છે અને આ પાંચાલની રાજકન્યા છે.

**રાક્ષસ** – આહ, મેં ઘાતકીએ કઠોર (વાત) શરૂ કરી !

**દ્રૌપદી** – અરે, નાથ ભીમસેન ! (મૂર્છા પામે છે.)

**કંચુકી** – (આપે) શું કહી દીધું ?

**ચેટી** – સ્વસ્થ થાવ, દેવી, સ્વસ્થ થાવ.

**યુધિષ્ઠિર** – (આંસુ સાથે) તપસ્વી,

આ શબ્દો સંદિગ્ધ છે, ત્યારે યુધિષ્ઠિરને દુઃખ છે. વત્સની બાબતમાં (મૃત્યુ થયું હોવાની) નિશ્ચિતતા હોય, તો પ્રાણનો ત્યાગ કરવાથી આ (યુધિષ્ઠિર) સુખી થાય તેમ છે. (૧૪)

**રાક્ષસ** – (આનંદ સાથે મનમાં) આ બાબતમાં જ મારો પ્રયત્ન છે. (પ્રગટ રીતે) જો (મારે) ચોક્કસપણે કહેવાનું જ હોય, તો ટૂંકમાં કહું. સ્વજન ઉપરની આપત્તિ વિસ્તારથી જણાવવી યોગ્ય નથી.

**યુધિષ્ઠિર** – (આંસુ સારીને)

તપસ્વી, સંક્ષેપથી કે વિસ્તારથી કોઈપણ રીતે કહો. વત્સનું જે કાંઈ હોય, એ સાંભળવા હું સમય આપું છું. (૧૫)

**રાક્ષસ** – સાંભળો.

तस्मिन् कौरवभीमयोर्गुरुगदाघोरध्वनौ संयुगे

**द्रौपदी** - (सहसोत्थाय) ततस्ततः ।

**राक्षसः** - (स्वगतम्) कथं पुनरनयोर्लब्धसंज्ञतामपनयामि ।

सीरी सत्वरमागतश्चिरमभूत्तस्याग्रतः सङ्गरः ।
आलम्ब्य प्रियशिष्यतां तु हलिना संज्ञा रहस्याहिता
यामासाद्य कुरूत्तमः प्रतिकृतिं दुःशासनारौ गतः ॥ १६ ॥

**युधिष्ठिरः** - हा वत्स वृकोदर । (इति मोहमुपगतः ।)

**द्रौपदी** - हा नाथ भीमसेन हा मम परिभवप्रतीकारपरित्यक्तजीवित जटासुरबकहिडिम्ब-किर्मीरकीचकजरासन्धनिषूदन सौगन्धिकाहरणचाटुकार, देहि मे प्रतिवचनम् । (इति मोहमुपगता ।)

**कञ्चुकी** - (सास्रम्) हा कुमार भीमसेन धार्तराष्ट्रकुलकमलिनीप्रालेयवर्ष । (ससंभ्रमम्) समाश्वसितु महाराजः । भद्रे समाश्वासय स्वामिनीम् । महर्षे त्वमपि तावदाश्वासय महाराजम् ।

**राक्षसः** - (स्वगतम्) आश्वासयामि प्राणान्परित्याजयितुम् । (प्रकाशम्) भो भीमाग्रज क्षणमेकमाधीयतां समाश्वासः । कथाशेषोऽस्ति ।

**युधिष्ठिरः** - (समाश्वस्य) महर्षे किमस्ति कथाशेषः ।

**द्रौपदी** - (प्रतिबुद्ध्वा) भगवन् कथय कीदृशः कथाशेष इति ।

**कञ्चुकी** - कथय कथय ।

**राक्षसः** - ततश्च हते तस्मिन्सुक्षत्रिये वीरसुलभां गतिमुपगते समग्रसंगलितं भ्रातृवधशोकजं बाष्पं प्रमृज्य भ्रातृवधशोकादपहाय गाण्डीवं प्रत्यग्रक्षतजच्छटाचर्चितां तामेवं गदां भ्रातृहस्तादाकृष्य निवार्यमाणोऽपि सन्धित्सुना वासुदेवेन आगच्छागच्छेति सोपहासं भ्रमितगदाझङ्कारमूर्च्छितगम्भीरवचनध्वनिनाहूयमानः कौरवराजेन तृतीयोऽनुजस्ते किरीटी योद्धुमारब्धः । अकृतिनस्तस्य गदाघातान्निधनमुत्प्रेक्षमाणेन घामपालेनार्जुनपक्षपाती देवकीसूनुरतिप्रयत्नात्स्वरथमारोप्य द्वारकां नीतः ।

**युधिष्ठिरः** - साधु भो अर्जुन तदैव प्रतिपन्ना वृकोदरपदवी गाण्डीवं परित्यजता । अहं पुनः केनोपायेन प्राणापगममहोत्सवमुत्सहिष्ये ।

**द्रौपदी** - हा नाथ भीमसेन न युक्तमिदानीं ते कनीयांसं भ्रातरमशिक्षितं गदायां दारुणस्य शत्रोरभिमुखं गच्छन्तमुपेक्षितुम् । (मोहमुपगता ।)

તે કૌરવ અને ભીમની ભારે ગદાના ભયંકર અવાજવાળા યુદ્ધમાં –

**દ્રૌપદી** – (એકદમ ઊભી થઈને) ત્યાર પછી ?

**રાક્ષસ** – (મનમાં) ફરીથી કઈ રીતે આ બંનેને બેભાન કરું ?

– બળરામ તરત આવી ગયા. તેમની સામે લાંબો સમય યુદ્ધ ચાલ્યું. બલરામે (દુર્યોધનની તરફના) શિષ્યપ્રેમનો ખ્યાલ કરીને એકાન્તમાં નિશાની કરી, જે જાણી લઈને કુરુશ્રેષ્ઠે દુઃશાસનના શત્રુનો બદલો લીધો. (૧૬)

**યુધિષ્ઠિર** – અરે વત્સ વૃકોદર ! (મૂર્છા પામે છે.)

**દ્રૌપદી** – અરે નાથ ભીમસેન, અરે મારા અપમાનના બદલામાં જીવનને છોડનાર, જટાસુર, બક, હિડિમ્બ, કિર્મીર, કીચક અને જરાસંધના સંહર્તા, સુગંધી શ્વેત કમળ લાવીને પ્રસન્ન કરનાર, મને જવાબ આપો. (મૂર્છા પામે છે.)

**કંચુકી** – (આંસુ સાથે) હાય ધૃતરાષ્ટ્રોના વંશરૂપી કમલિની માટે હિમ વરસાવનાર કુમાર ભીમસેન ! (ગભરાટ સાથે) મહારાજ, સ્વસ્થ થાવ. કલ્યાણી, સ્વામિનીને સ્વસ્થ કર. મહર્ષિ, તમે પણ મહારાજને સ્વસ્થ કરો.

**રાક્ષસ** – (મનમાં) (હું તો એને) પ્રાણ છોડવા માટે સ્વસ્થ કરું છું. (પ્રગટ રીતે) અરે ભીમના મોટાભાઈ, થોડો સમય સ્વસ્થ રહો. વાત (હજુ) બાકી છે.

**યુધિષ્ઠિર** – (સ્વસ્થ થઈને) મહર્ષિ, શું (હજુ) વાત બાકી છે ?

**દ્રૌપદી** – (જાગૃત થઈને) ભગવાન, કહો બાકીની વાત કઈ છે ?

**કંચુકી** – કહો, કહો.

**રાક્ષસ** – અને પછી તે સુક્ષત્રિય હણાયો અને વીરને સુલભ ગતિ પામ્યો, ત્યારે ભાઈની હત્યાના શોકથી જન્મેલાં પૂરેપૂરાં વહી જતાં આંસુ સાફ કરીને, બન્ધુહત્યાના શોકના કારણે ગાંડીવ છોડીને, તાજા લોહીથી છવાયેલી એ જ ગદાને ભાઈના હાથમાંથી ખેંચીને, સંધિ ઇચ્છતા કૃષ્ણ દ્વારા અટકાવવા છતાં, ‘આવી જા, આવી જા’ એ રીતે ઉપહાસ સાથે ઘુમાવેલી ગદાના ઝંકારથી વધેલા ગંભીર વચનોના ધ્વનિથી કૌરવરાજ દ્વારા પડકારાયેલા તમારા ત્રીજા અનુજ અર્જુને લડવા માંડ્યું. (ગદાયુદ્ધમાં) અકુશળ (અર્જુન)ના ગદાપ્રહારને લીધે (થતા) મૃત્યુની કલ્પના કરતા બળરામ, અર્જુનના પક્ષપાતી દેવકીપુત્રને અતિશય પ્રયત્ન પછી પોતાના રથમાં બેસાડીને દ્વારકા લઈ ગયા.

**યુધિષ્ઠિર** – અરે વાહ અર્જુન, ગાંડીવને છોડીને (તેં) એ વૃકોદરનો જ માર્ગ અપનાવ્યો ! હવે હું કયા ઉપાયે પ્રાણત્યાગનો મોટો ઉત્સવ ઊજવું ?

**દ્રૌપદી** – અરે નાથ ભીમસેન, ગદામાં અકુશળ તમારો નાનો ભાઈ ખતરનાક શત્રુની સામે જતો હોય, તેની ઉપેક્ષા કરવી (તમારા માટે) યોગ્ય નથી ! (મૂર્છા પામે છે.)

**राक्षसः** - ततश्चाहं-

**युधिष्ठिर** - भवतु मुने किमतः परं श्रुतेन । हा तात भीमसेन कान्तारव्यसनबान्धव हा मच्छरीरस्थितिविच्छेदकातर जतुगृहविपत्समुद्रतरणयानपात्र हा किर्मीरहिडिम्बासुरजरासन्ध-विजयैकमल्लहा कीचकसुयोधनानुजकमलिनीकुञ्जर हा द्यूतपणप्रणयिन् हा मदाज्ञासम्पादक हा कौरववनदावानल

निर्लज्जस्य दुरोदरव्यसनिनो वत्स त्वया सा तदा
भक्त्या मे समदद्विपायुतबलेनाङ्गीकृता दासता ।
किं नामापकृतं मयाऽधिकमतस्त्वय्यद्य यद्गम्यते
त्वक्त्वा नाथ सबान्धवं सपदि मां प्रीतिः क्व ते साऽधुना ॥१७॥

**द्रौपदी** - (संज्ञामुपलभ्योत्थाय च) महाराज किमेतद्वर्तते ।

**युधिष्ठिर** - कृष्णे किमन्यत् ।

स कीचकनिषूदनो बकहिडिम्बकिर्मीरहा
मदान्धमगधाधिपद्विरदसन्धिभेदाशनिः ।
गदापरिघशोभिना भुजयुगेन तेनान्वितः
प्रियस्तव ममानुजोऽर्जुनगुरुर्गतोऽस्तं किल ॥ १८ ॥

**द्रौपदी** - नाथ भीमसेन त्वया किल मे केशाः संयमितव्याः । न युक्तं वीरस्य क्षत्रियस्य प्रतिज्ञातं शिथिलयितुम् । तत्प्रतिपालय मां यावदुपसर्पामि । (पुनर्मोहमुपगता ।)

**युधिष्ठिरः** - (आकाशे) अम्ब पृथे श्रुतोऽयं तव पुत्रस्य समुदाचारः मामेकमनाथं विलपन्तमुत्सृज्य क्वापि गतः । तात जरासन्धशत्रो किं नाम वैपरीत्यमेतावता कालेनाल्पायुषि त्वयि समालोकितं, जनेन । अथवा मयैव बहूपलब्धम् ।

दत्वा मे करदीकृताखिलनृपां यन्मेदिनीं लज्जसे
द्यूते यच्च पणीकृतोऽपि हि मया न क्रुध्यसि प्रीयसे ।
स्थित्यर्थं मम मत्स्यराजभवने प्राप्तोऽसि यत्सूदतां
वत्सैतानि विनश्वरस्य सहसा दृष्टानि चिह्नानि ते ॥ १९ ॥

मुने किं कथयसि । (तस्मिन्कौरवभीमयोः ६।१६ इत्यादि पठति ।)

**राक्षसः** - एवमेतत् ।

**રાક્ષસ** – અને પછી હું–

**યુધિષ્ઠિર** – રહેવા દો, મુનિ. આનાથી વધુ સાંભળવાનું શું હોય ? અરે વત્સ ભીમસેન, વનમાં આપત્તિ વખતે સ્વજન, અરે મારા (સંભવિત) મૃત્યુના ભયવાળા, લાક્ષાગૃહની આપત્તિના સમુદ્રને તરી જવામાં નૌકા (સમાન), અરે કિર્મીર, હિડિમ્બાસુર, જરાસંધને જીતવામાં અજોડ યોદ્ધા, અરે કીચક અને સુયોધનના અનુજોની કમલિની માટે હાથી (સમાન), અરે જુગારમાં (મારી) શરતને માની લેનાર, અરે આજ્ઞામાં રહેલા, અરે કૌરવવનના દાવાનળ !

વત્સ ! નિર્લજ્જ, જુગારના વ્યસનવાળા મારા તરફથી ભક્તિને કારણે મદવાળા દશ હજાર હાથી જેટલી તાકાતવાળા તેં દાસત્વ સ્વીકારી લીધું. આના કરતાં વધુ અપકાર મેં તારી ઉપર શું કર્યો છે કે આજે, હે નાથ, ભાઈઓ સહિતના મને છોડીને તું એકદમ જતો રહ્યો છે ? હવે ક્યાં ગઈ તારી પ્રીતિ ? (૧૭)

**દ્રૌપદી** – (ભાનમાં આવીને અને ઊભી થઈને) મહારાજ, શું છે આ (બધું) ?

**યુધિષ્ઠિર** – કૃષ્ણા, શું હોય બીજું ?

તે કીચકને મારનારો, બક–હિડિમ્બ–કિર્મીરનો હન્તા, મદથી આંધળા મગધરાજરૂપી હાથીના સાંધાઓને તોડી નાંખવામાં વજ્ર (સમાન), ગદા અને મુદ્ગરથી શોભતા બે હાથવાળો, તારો પ્રિય, મારો અનુજ, (અને) અર્જુનનો મોટો ભાઈ આથમી જ ગયો. (૧૮)

**દ્રૌપદી** – નાથ ભીમસેન, તમારે તો મારા વાળ બાંધવાના છે. વીર ક્ષત્રિયે પોતાની પ્રતિજ્ઞાને શિથિલ કરવી ન જોઈએ. તો મારી રાહ જુઓ. હું આવું છું. (ફરીથી મૂર્છા પામે છે.)

**યુધિષ્ઠિર** – (આકાશમાં) માતા કુન્તી, તારા પુત્રનો આ શિષ્ટાચાર સાંભળ્યો ? વિલાપ કરતા અનાથ મને એકલાને છોડીને ક્યાંય જતો રહ્યો. વત્સ, જરાસંધના શત્રુ ! આટલા સમયમાં અલ્પાયુ તારામાં લોકોએ (એવું) શું ખરાબ જોયું ? અથવા મેં જ ઘણું જોયેલું.

જેમાં તમામ રાજાઓને કર આપનારા બનાવ્યા છે એવી પૃથ્વી મને આપીને (તને) સંકોચ થતો હતો (ઉદ્ધતાઈ ન હતી). જુગારમાં બાજી મેં લગાવેલી છતાં મારા ઉપર ક્રોધ ન કર્યો, પણ પ્રેમ કર્યો. મારું (વચન) રાખવા માટે મત્સ્યરાજના ભવનમાં તું રસોઈયો બન્યો. વત્સ, આ (બધાં) નાશ પામી રહેલાં એવાં તારાં લક્ષણો મેં અણધાર્યાં જોયેલાં. (૧૯)

મુનિ, શું કહો છો ? ('તે કૌરવ અને ભીમની – (૬:૧૬)' બોલે છે.)

**રાક્ષસ** – આ આવું છે.

**युधिष्ठिरः** - धिगस्मद्भागधेयानि । भगवन्कामपाल कृष्णाग्रज सुभद्राभ्रातः

**ज्ञातिप्रीतिर्मनसि न कृता क्षत्रियाणां न धर्मो**
**रूढं सख्यं तदपि गणितं नानुजस्यार्जुनेन ।**
**तुल्यः कामं भवतु भवतः शिष्ययोः स्नेहबन्धः**
**कोऽयं पन्था यदसि विमुखो मन्दभाग्ये मयीत्थम् ॥ २० ॥**

(द्रौपदीमुपगम्य) अयि पाञ्चालि उत्तिष्ठ । समानदुःखावेवावां भवावः । मूर्छया किं मामेवमतिसन्धत्से ।

**द्रौपदी** - (लब्धसंज्ञा) बध्नातु नाथो दुर्योधनरुधिरार्द्रेण हस्तेन दुःशासनविमुक्तं मे केशहस्तम् । हञ्जे बुद्धिमतिके तव प्रत्यक्षमेव नाथेन प्रतिज्ञातम् । (कञ्चुकिनमुपेत्य) आर्य किं संदिष्टं तावन्मे देवेन देवकीनन्दनेन पुनरपि केशरचनारभ्यतामिति । तदुपनय मे पुष्पदामानि । विरचय तावत्कबरीम् । कुरु भगवतो नारायणस्य वचनम् । न खलु सोऽलीकं सन्दिशति । अथवा किं मया सन्तप्तया भणितम् । अचिरगतमार्यपुत्रमनुगमिष्यामि । (युधिष्ठिरमुपगम्य) महाराज आदीपय मे चिताम् । त्वमपि क्षत्रधर्ममनुवर्तमान एव नाथस्य जीवितहरस्याभिमुखो भव । अथवा यत्ते रोचते ।

**युधिष्ठिरः** - युक्तमाह पाञ्चाली । कञ्चुकिन् क्रियतामियं तपस्विनी चितासंविभागेन सह्यवेदना । ममापि सज्जं धनुरुपनय । अलमथवा धनुषा ।

**तस्यैव देहरुधिरोक्षितपाटलाङ्गी-**
**मादाय संयति गदामपविध्य चापम् ।**
**भ्रातृप्रियेण कृतमद्य यदर्जुनेन**
**श्रेयो ममापि हि तदेव कृतं जयेन ॥२१॥**

**राक्षसः** - राजन् रिपुजयविमुखं ते यदि चेतस्तदा यत्र तत्र वा प्राणत्यागं कुरु । वृथा तत्र गमनम् ।

**कञ्चुकी** - धिङ् मुने राक्षससदृशं हृदयं भवतः ।

**राक्षसः** - (सभयं स्वगतम्) किं ज्ञातोऽहमनेन । (प्रकाशम्) भोः कञ्चुकिन् तयोर्गदया खलु युद्धं प्रवृत्तमर्जुनदुर्योधनयोः । जानामि च तयोर्गदायां भुजसारम् । दुःखितस्य पुनरस्य राजर्षेरपरमनिष्टश्रवणं परिहरन्नेवं ब्रवीमि ।

**युधिष्ठिरः** - (बाष्पं विसृजन्) साधु महर्षे साधु । सुस्निग्धमभिहितम् ।

**कञ्चुकी** - महाराज किं नाम शोकान्धतया देवेन देवकल्पेनापि प्राकृतेनेव त्यज्यते क्षात्रधर्मः ।

**યુધિષ્ઠિર** – અમારા ભાગ્યને ધિક્કાર છે. ભગવાન કામપાલ, કૃષ્ણના મોટા ભાઈ, સુભદ્રાના ભાઈ (બળરામ),

જ્ઞાતિજનનો પ્રેમ મનમાં ન રાખ્યો, ન ક્ષત્રિયોનો ધર્મ રાખ્યો, નાના ભાઈની અર્જુન સાથેની ગાઢ મૈત્રી પણ લક્ષમાં ન રાખી. તમારો (બંને) શિષ્યો તરફનો સ્નેહસંબંધ એકસરખો ભલે રહ્યો. અભાગી એવા મારા તરફ આવી કેવી (આપના વર્તનની) રીત છે કે મારાથી વિમુખ છો ? (૨૦)

(દ્રૌપદી પાસે જઈને) અરે પાંચાલી, ઊભી થા. આપણે (બંને) સમદુ:ખિયાં થઈએ. મૂર્છાથી મને આ રીતે શેની છેતરે છે ?

**દ્રૌપદી** – (ભાનમાં આવીને) નાથ, દુ:શાસને છોડેલો કેશપાશ દુર્યોધનના લોહીથી ભીંજાયેલા હાથે બાંધો. અલી બુદ્ધિમતિકા, તારી સામે જ નાથે પ્રતિજ્ઞા કરી હતી. (કંચુકી પાસે જઈને) આર્ય, ત્યારે મને દેવ દેવકીનંદને શું સંદેશો આપ્યો હતો ? 'ફરીથી કેશરચના શરૂ કરો' એમ ? તો મારી ફૂલમાળા લાવો. મારો અંબોડો બાંધો. ભગવાન નારાયણનું વચન પાળો. એ ખોટો સંદેશો આપે જ નહિ. અથવા વ્યાકુળ થયેલી મેં શું કહ્યું ? હમણાં જ ગયેલા આર્યપુત્રની પાછળ જઈશ. (યુધિષ્ઠિર પાસે જઈને) મહારાજ, સળગાવો મારી ચિતા. પણ ક્ષત્રિયધર્મમાં રહેલા તમે નાથના જીવન હરનારની સામે જાવ. અથવા જે તમને ગમે તે.

**યુધિષ્ઠિર** – પાંચાલી સાચું કહે છે. કંચુકી, આ બાપડીની વેદના ચિતાના સેવનથી સહ્ય બનાવો. મારું ધનુષ્ય પણ સજ્જ કરીને લાવો. અથવા ધનુષ્યનું શું કામ છે ?

તેના જ દેહના લોહીથી ભીંજાયેલી (અને તેથી) લાલ અંગવાળી ગદાને લઈને, ધનુષ્ય છોડીને, યુદ્ધમાં ભ્રાતૃપ્રેમી અર્જુને જે કર્યું, તે જ હવે મારે માટે શ્રેય છે. વિજયની વાત જવા દો. (૨૧)

**રાક્ષસ** – રાજા, તમારું મન શત્રુવિજયથી વિમુખ હોય, તો ગમે ત્યાં પ્રાણનો ત્યાગ કરો. ત્યાં જવું નકામું છે.

**કંચુકી** – ધિક્કાર છે મુનિ, આપનું દિલ રાક્ષસ જેવું છે.

**રાક્ષસ** – (ભય સાથે મનમાં) શું આણે મને ઓળખી લીધો ? (પ્રગટ રીતે) અરે કંચુકી, પેલા અર્જુન–દુર્યોધનનું ગદાથી ખરેખર યુદ્ધ શરૂ થયેલું છે. તે (બંને)નું ગદામાં બાહુનું શૌર્ય હું જાણું છું. (તેથી) દુ:ખી થયેલા આ રાજર્ષિને લગતા બીજા અનિષ્ટનું શ્રવણ અટકાવવા આમ કહું છું.

**યુધિષ્ઠિર** – (આંસુ સારીને) વાહ, મહર્ષિ, વાહ. તમે બહુ સ્નેહભર્યું બોલ્યા.

**કંચુકી** – મહારાજ, દેવ જેવા હોવા છતાં, શોકથી અન્ધ બનવાને લીધે સામાન્ય (માણસ)ની જેમ શું દેવ ક્ષાત્રધર્મ છોડવાના છે ?

**युधिष्ठिरः** – आर्य जयन्धर,

**शक्ष्यामि नो परिघपीवरबाहुदण्डौ**
**वित्तेशशक्रपुरदर्शितवीर्यसारौ ।**
**भीमार्जुनौ क्षितितले प्रविचेष्टमानौ**
**द्रष्टुं तयोश्च निधनेन रिपुं कृतार्थम् ॥ २२ ॥**

अयि पाञ्चालराजतनये मद्दुर्नयप्राप्तशोयदशे यथा संदीप्यते पावकस्तथा सहितावेव बन्धुजनं संभावयावः ।

**द्रौपदी** – आर्य कुरु दारुसंचयम् । प्रज्वाल्यतां चिता । त्वरते मे हृदयं नाथं प्रेक्षितुम् । (सर्वतोऽवलोक्य) कथं न कोऽपि महाराजस्य वचनं करोति । हा नाथ भीमसेन तदेवेदं राजकुलं त्वया विरहितं परिजनोऽपि सांप्रतं परिहरति ।

**युधिष्ठिरः** – महर्षे न कश्चिच्छृणोति तावदावयोर्वचनम् तदिन्धनप्रदानेन प्रसादः क्रियताम् ।

**राक्षसः** – मुनिजनविरुद्धमिदम् । (स्वगतम्) पूर्णो मे मनोरथः । यावदनुपलक्षितः समिन्धयामि वह्निम् । (प्रकाशम्) राजन् न शक्नुमो वयमिह स्थातुम् । (इति निष्क्रान्तः ।)

**युधिष्ठिरः** – कृष्णे न कश्चिदस्मद्वचनं करोति । भवतु । स्वयमेवाहं दारुसंचयं कृत्वा चितां दीपयामि ।

**द्रौपदी** – त्वरतां त्वरतां महाराजः ।

(नेपथ्ये कलकलः ।)

**द्रौपदी** – (सभयमाकर्ण्य) महाराज कस्याप्येष बलदर्पितस्य विषमः शङ्खनिर्घोषः श्रूयते । अपरमप्यप्रियं श्रोतुमस्ति निर्बन्धस्ततो विलम्ब्यते ।

**युधिष्ठिरः** – न खलु विलम्ब्यते । उत्तिष्ठ ।

(इति सर्वे परिक्रामन्ति ।)

**युधिष्ठिरः** – अयि पाञ्चालि अम्बायाः सपत्नीजनस्य च किंचित्संदिश्य निवर्तय परिजनम् ।

**द्रौपदी** – महाराज अम्बायै एवं संदेक्ष्यामि – यः स बकहिडिम्बकिर्मीरजटासुरजरासंध-विजयमल्लस्ते मध्यमपुत्रः स मम हताशायाः पक्षपातेन परलोकं गत इति ।

**युधिष्ठिरः** – भद्रे बुद्धिमतिके उच्यतामस्मद्वचनादम्बा ।

**યુધિષ્ઠિર** – આર્ય જયન્ધર.

મુદ્‌ગર જેવા મજબૂત બાહુદંડવાળા, કુબેર અને ઇન્દ્રની નગરીમાં પરાક્રમનું સત્ત્વ બતાવી ચૂકેલા, (અત્યારે) જમીન પર તરફડતા ભીમ તથા અર્જુનને અને તે (બંને)ના મૃત્યુથી કૃતાર્થ માનતા શત્રુને (હું) જોઈ શકીશ નહિ. (૨૨)

અરે પાંચાલની રાજકન્યા, મારી ખોટી નીતિને કારણે દુઃખી દશાને પામેલી, જેવો અગ્નિ પ્રગટે કે તરત જ (આપણે બંને) સાથે (અનુગમન કરીને) ભાઈઓનું સન્માન કરીએ.

**દ્રૌપદી** – આર્ય, લાકડાં ભેગાં કરો. ચિતા પ્રગટાવો. મારું હૃદય નાથને જોવા ઉતાવળ કરે છે. (બધી બાજુએ જોઈને) મહારાજનું વચન કેમ કોઈ પણ પાળતું નથી ? હાય નાથ ભીમસેન ! આ એ જ રાજકુળ છે, (પણ) તમારા વગર સેવકજનો પણ અત્યારે અવગણે છે.

**યુધિષ્ઠિર** – મહર્ષિ, અમારું બંનેનું વચન કોઈ પણ સાંભળતું નથી, તો લાકડાં આપીને કૃપા કરો.

**રાક્ષસ** – મુનિલોકથી આ વિરુદ્ધ છે. (મનમાં) મારો મનોરથ પૂરો થયો. તો પછી અદશ્ય રહીને અગ્નિ પ્રગટાવું. (પ્રગટ રીતે) રાજા, હું અહીં ઊભો નહિ રહી શકું. (જાય છે.)

**યુધિષ્ઠિર** – કૃષ્ણા, આપણું કહ્યું કોઈ કરતું નથી. ભલે હું પોતે જ લાકડાં ભેગાં કરીને ચિતા સળગાવું.

**દ્રૌપદી** – જલદી કરો, મહારાજ, જલદી કરો.

(નેપથ્યમાં કોલાહલ થાય છે.)

**દ્રૌપદી** – (ભય સાથે સાંભળીને) મહારાજ, આ બળથી ઉદ્ધત બનેલા કોઈકનો શંખધ્વનિ સંભળાય છે. હજુ પણ અપ્રિય સાંભળવાનો આગ્રહ હોય, તો વાર લગાડો.

**યુધિષ્ઠિર** – ખરેખર વાર નથી કરતો. ઊભી થા.

(બધાં ફરે છે.)

**યુધિષ્ઠિર** – અરે પાંચાલી, માતાને અને સપત્નીઓને કંઈક સંદેશો આપીને સેવકોને વિદાય કર.

**દ્રૌપદી** – મહારાજ, માતાને આમ સંદેશો આપીશ – 'બક, હિડિમ્બ, કિર્મીર, જટાસુર, જરાસંધને જીતી લેનાર યોદ્ધો એવો તમારો જે મધ્યમપુત્ર હતો, તે મુજ અભાગણીના પક્ષપાતને કારણે પરલોક ગયો છે'.

**યુધિષ્ઠિર** – કલ્યાણી બુદ્ધિમતિકા, અમારાં વચન માતાને કહેજે.

येनासि तत्र जतुवेश्मनि दीप्यमाने
निर्वाहिता सह सुतैर्भुजयोर्बलेन ।
तस्य प्रियस्य बलिनस्तनयस्य पाप-
माख्यामि तेऽम्ब कथयेत्कथमीदृगन्यः ॥ २३ ॥

आर्य जयंधर त्वयापि सहदेवसकाशं गन्तव्यम् । वक्तव्यश्च तत्रभवान्पाण्डुकुलबृहस्पतिमाद्रेयः कनीयानस्माकं सकलकुरुकुलकमलाकरदावानलो युधिष्ठिरः परलोकमभिप्रस्थितः प्रियानुजमप्रतिकूलं सततमाशंसनीयमसंमूढं व्यसनेऽभ्युदये च धृतिमन्तं भवन्तमविरलमालिङ्ग्य शिरसि चाघ्रायेदं प्रार्थयते -

मम हि वयसा दूरेणाल्पः श्रुतेन समो भवा-
न्सहजकृतया बुद्ध्या ज्येष्ठो मनीषितया गुरुः ।
शिरसि मुकुलौ पाणी कृत्वा भवन्तमतोऽर्थये
मयि विरलतां नेयः स्नेहः पितर्भव वारिदः ॥ २४ ॥

अपि च । बाल्ये संवर्धितस्य नित्याभिमानिनोऽस्मत्सदृशहृदयसारस्यापि नकुलस्य ममाज्ञया वचने स्थातव्यम् । तदुच्यतां नकुलः । नानुगन्तव्यास्मत्पदवी । त्वया हि वत्स,

विस्मृत्यास्मान्श्रुतिविशदया प्रज्ञया सानुजेन
पिण्डान्पाण्डोरुदकपृषतानश्रुगर्भान्प्रदातुम् ।
दायादानामपि तु भवने यादवानां कुले वा
कान्तारे वा कृतवसतिना रक्षणीयं शरीरम् ॥ २५ ॥

गच्छ जयंधर अस्मच्छरीरस्पृष्टिकया शापितेन भवताऽकालहीनमिदमवश्यमावेदनीयम् ।

**द्रौपदी** - हला बुद्धिमतिके भण मम वचनेन प्रियसखीं सुभद्राम् । अद्य वत्साया उत्तरायाश्चतुर्थो मासः प्रतिपन्नस्य गर्भस्य त्वमेवैतं कुलप्रतिष्ठापकं सावधानं रक्ष कदापीतः परलोकगतस्य श्वशुरकुलस्यास्माकमपि सलिलबिन्दुदो भविष्यति इति ।

**युधिष्ठिरः** - (सास्रम्) भोः कष्टम् ।

शाखारोधस्थगितवसुधामण्डले मण्डिताशे
पीनस्कन्धे सुसदृशमहामूलपर्यन्तबन्धे ।
दग्धे दैवात्सुमहति तरौ तस्य सूक्ष्माङ्कुरेऽस्मि-
न्नाशाबन्धं किमपि कुरुते छाययार्थी जनोऽयम् ॥ २६ ॥

લાક્ષાગૃહ સળગ્યું ત્યારે જેણે (પોતાના) બાહુબળથી (તને) પુત્રો સાથે ત્યાં બચાવી, તે શક્તિશાળી પ્રિય પુત્રને લગતું (મેં તેને મરાવી નાખ્યો એવું મારું) પાપ તને (હું જ) કહું છું; હે માતા. કહે, આવો બીજો કોઈ હશે ?' (૨૩)

આર્ય જંયન્ધર, તારે પણ સહદેવ પાસે જવું અને પાંડુકુળમાં બૃહસ્પતિરૂપ, અમારામાં નાના માનનીય માદ્રીપુત્રને કહેવું– 'સમગ્ર કુરુકુળરૂપી કમળસમૂહ માટે દાવાનળ અને પરલોક માટે પ્રસ્થાન કરી રહેલો યુધિષ્ઠિર, પ્રિય અનુજ, સતત અનુકૂળ રહેનાર, આશીર્વાદને યોગ્ય, આપત્તિમાં સાવધ અને અભ્યુદયમાં ધીરજવાળા એવા તને ગાઢ આલિંગન આપીને, મસ્તક સૂંઘીને આ પ્રાર્થના કરે છે –

વયમાં તું મારાથી ઘણો નાનો છે. પણ જ્ઞાનમાં મારા જેવો છે, સાહજિક બુદ્ધિમાં મોટો છે, ડહાપણમાં વડીલ છે. આથી મસ્તકે હાથ જોડીને તને વિનંતી કરું છું, કે (તારે) મારા તરફનો સ્નેહ ઘટાડી દેવો. પિતાને અંજલિ આપતો રહેજે. (૨૪)

અને વળી, બાળપણથી ઉછેરેલા, નિત્યસ્વમાની, અમારી જેમ હૃદયતત્ત્વવાળા નકુળની આજ્ઞામાં મારા વચનથી રહેવું.' તે નકુળને કહેજે– 'અમારો માર્ગ ન લેવો. વત્સ, તારે તો–

વિદ્યામાં અને નિર્મળ બુદ્ધિમાં નાના ભાઈઓ સાથેના અમને ભુલાવી દેનારા (તારે), પાંડુને પિંડો અને આંસુ ભળેલાં જળબિંદુઓ આપવા માટે ભાંડુઓના ભવનમાં, યાદવોના કુળના નિવાસસ્થાનમાં અથવા વનમાં વાસ કરીને શરીર સાચવવું.' (૨૫)

જા, જયન્ધર, અમારા શરીરના સ્પર્શ સાથેના સોગંદથી તારે સમય બગાડ્યા સિવાય ચોક્કસપણે આમ જણાવવું.

**દ્રૌપદી** – અલી બુદ્ધિમતિકા, મારાં વચનથી પ્રિયસખી સુભદ્રાને કહેજે. 'અત્યારે લાડકી ઉત્તરાના ચોથા માસના થયેલા, કુળની પ્રતિષ્ઠા કરનારા ગર્ભને સાવધાનીથી સાચવજે. કદાચ અહીંથી પરલોક ગયેલા આપણા શ્વશુરકુળને એ જળબિન્દુ આપનારો બને.'

**યુધિષ્ઠિર** – (આંસુ સાથે) અરે, કષ્ટ છે !

ડાળીઓ ફેલાવાને લીધે પૃથ્વીના વિસ્તારને છાઈ દેતું, દિશાઓને શોભાવતું, જાડા થડવાળું, વિશાળ મૂળને એકદમ અનુરૂપ ચારે બાજુ ક્યારાવાળું ઘણું મોટું વૃક્ષ દૈવને કારણે બળી જાય ત્યારે તેના આ સૂક્ષ્મ અંકુર ઉપરની છાયાની ઈચ્છા કરતો આ માણસ અવર્ણનીય આશા બાંધે છે. (૨૬)

साधु । इदानीमध्यवसितं करणीयम् । (कञ्चुकिनमवलोक्य) आर्य जयन्धर स्वशरीरेण शापितोऽसि तथापि न गम्यते ।

**कञ्चुकी** - (साक्रन्दम्) हा देव पाण्डो तव सुतानामजातशत्रुभीमार्जुननकुलसहदेवानामयं दारुणः परिणामः । हा देवि कुन्ति भोजराजभवनपताके,

भ्रातुस्ते तनयेन शौरिगुरुणा श्यालेन गाण्डीविन-
स्तस्यैवाखिलधार्तराष्ट्रनलिनीव्यालोलने दन्तिनः ।
आचार्येण वृकोदरस्य हलिनोन्मत्तेन मत्तेन वा
दग्धं त्वत्सुतकाननं ननु मही यस्याश्रयाच्छीतला ॥ २७ ॥

(इति रुदन्निष्क्रान्तः ।)

**युधिष्ठिरः** - जयंधर जयंधर ।

(प्रविश्य)

**कञ्चुकी** - आज्ञापयतु देवः ।

**युधिष्ठिरः** - वक्तव्यमिति ब्रवीमि । न पुनरेतावन्ति भागधेयानि नः । यदि कदाचिद्विजयी स्याद्वत्सोऽर्जुनस्तद्वक्तव्योऽस्मद्वचनाद्भवता -

हली हेतुः सत्यं भवति मम वत्सस्य निधने
तथाप्येष भ्राता सहजसुहृदस्ते मधुरिपोः ।
अतः क्रोधः कार्यो न खलु यदि च प्राणिषि ततो
वनं गच्छेर्मा गाः पुनरकरुणां क्षात्रपदवीम् ॥२८॥

**कञ्चुकी** - यथाज्ञापयति देवः । (इति निष्क्रान्तः ।)

**युधिष्ठिरः** - (अग्निं दृष्ट्वा सहर्षम् ।) कृष्णे ननूद्धतशिखाहस्ताहूतास्मद्विधव्यसनिजनः समिद्धो भगवान्हुताशनस्तत्रेन्धनीकरोम्यात्मानम् ।

**द्रौपदी** - प्रसीदतु प्रसीदतु महाराजो ममानेनापश्चिमेन प्रणयेन । अहं तावदग्रतः प्रविशामि ।

**युधिष्ठिरः** - यद्येवं सहितावेवाभ्युदयमुपभोक्ष्यावहे ।

**चेटी** - हा भगवन्तो लोकपालाः परित्रायध्वं परित्रायध्वम् । एष खलु सोमवंशराजर्षी राजसूयसंतर्पितहव्यवाहः खाण्डवसंतर्पितहुतवहस्य किरीटिनो ज्येष्ठो भ्राता सुगृहीतनामधेयो महाराजयुधिष्ठिरः । एषापि पाञ्चालराजतनया देवी यज्ञवेदिमध्यसंभवा याज्ञसेनी । द्वावपि निष्करुणज्वलनस्य प्रवेशेनेन्धनीभवतः । तत्परित्रायध्वमार्याः परित्रायध्वम् । कथं न कोऽपि

ભલે. હવે નક્કી કરેલું કરવું જોઈએ. (કંચુકીને જોઈને) આર્ય જયન્ધર, પોતાના શરીરના સોગંદ આપ્યા છે, તો પણ જતો નથી ?

**કંચુકી** – (રુદન સાથે) હાય દેવ પાંડુ ! તમારા પુત્રો–અજાતશત્રુ, ભીમ, અર્જુન, નકુળ, સહદેવ–નું આ દારુણ પરિણામ ! ભોજરાજના ભવનની પતાકા (રૂપ) હાય દેવી કુન્તી !

તારા ભાઈના પુત્ર, કૃષ્ણના મોટાભાઈ, અર્જુનના સાળા, તે સમગ્ર ધૃતરાષ્ટ્રના પુત્રરૂપી કમલિનીને હલાવવામાં ગજરૂપી ભીમના આચાર્ય બળરામે ઉન્મત્ત થઈને કે મત્ત થઈને તારા (એ) પુત્રરૂપી વનને બાળી નાખ્યું કે જેના આશ્રયમાં ખરેખર પૃથ્વી શીતળ હતી. (૨૭)

(રડતો રડતો જાય છે.)

**યુધિષ્ઠિર** – જયંધર, જયંધર.

(પ્રવેશીને)

**કંચુકી** – દેવ, આજ્ઞા આપો.

**યુધિષ્ઠિર** – 'કહેવાનું છે', એમ કહું છું. અમારા એવા તો ભાગ્ય નથી પણ જો કદાચ તે વત્સ અર્જુન વિજેતા બને તો તારે અમારું વચન કહેવું–

'મારા વત્સ (ભીમ)ના મૃત્યુમાં બળરામ કારણ છે, તે સાચું છે. તો પણ આ (બળરામ) તારા સાહજિક મિત્ર કૃષ્ણના ભાઈ છે. તેથી જો તું જીવતો રહે તો વનમાં જજે, પણ (બદલો લેવાના) ઘાતકી ક્ષાત્રમાર્ગે ન જતો.' (૨૮)

**કંચુકી** – જેવી દેવની આજ્ઞા. (જાય છે.)

**યુધિષ્ઠિર** – (અગ્નિને નિહાળી સહર્ષ) કૃષ્ણા, ખરેખર ઊંચે ગયેલી શિખાઓ રૂપી હાથથી આપણા જેવા આફતમાં સપડાયેલાઓને બોલાવી રહેલા ભગવાન હુતાશન પ્રગટ્યા છે. તેમાં (મારી) જાતને ઈંધણ બનાવું.

**દ્રૌપદી** – પ્રસન્ન થાવ, પ્રસન્ન થાવ મહારાજ, મારી આ છેલ્લી માગણીથી. પહેલી હું પ્રવેશું છું.

**યુધિષ્ઠિર** – જો એમ હોય, તો સાથે જ અભ્યુદયને ભોગવીશું.

**ચેટી** – અરે ભગવાન લોકપાલો ! બચાવો, બચાવો ! આ ખરેખર ચન્દ્રવંશના રાજર્ષિ, રાજસૂયમાં અગ્નિને સંતુષ્ટ કરનારા, ખાંડવમાં અગ્નિને સંતોષ આપનારા, અર્જુનના મોટાભાઈ પ્રાતઃસ્મરણીય મહારાજ યુધિષ્ઠિર છે. આ પણ પાંચાલની રાજકન્યા યજ્ઞવેદી વચ્ચેથી જન્મેલી દેવી યાજ્ઞસેની છે. બંને નિર્દય અગ્નિમાં પ્રવેશીને

परित्रायते । (तयोरग्रतः पतित्वा) किं व्यवसितं देव्या देवेन च ।

युधिष्ठिरः - अयि बुद्धिमतिके यद्वत्सलेन प्रियानुजेन विना सदृशं तत् । उत्तिष्ठोत्तिष्ठ भद्रे उदकमुपनय ।

चेटी - यद्देव आज्ञापयति । (इति निष्क्रम्य पुनः प्रविश्य च) जयतु जयतु महाराजः ।

युधिष्ठिरः - पाञ्चालि त्वमपि तावत्स्वपक्षपातिनो वृकोदरस्य प्रियस्यार्जुनस्योदकक्रियां कुरु ।

द्रौपदी - महाराज एवं करोतु । अहं पुनर्ज्वलनं प्रवेक्ष्यामि ।

युधिष्ठिरः - अनतिक्रमणीयं लोकवृत्तम् । भद्रे उदकमुपनय ।

चेटी - (तथा करोति ।)

युधिष्ठिरः - (पादौ प्रक्षाल्योपस्पृश्य च ।) एष तावत्सलिलाञ्जलिर्गाङ्गेयाय भीष्माय गुरवे । अयं प्रपितामहाय शान्तनवे । अयमपि पितामहाय विचित्रवीर्याय । (सास्रम्) तातस्याधुनावसरः । अयमपि तत्रभवते सुगृहीतनाम्ने पित्रे पाण्डवे ।

अद्यप्रभृति वारीदमस्मत्तो दुर्लभं पुनः ।
तात माद्रयम्बया सार्धं मया दत्तं निपीयताम् ॥ २९ ॥

एतज्जलं जलजनीलविलोचनाय
भीमाय तस्य मम चाप्यविभक्तमस्तु ।
एकं क्षणं विरम वत्स पिपासितोऽपि
पातुं त्वया सह जवादयमागतोऽस्मि ॥३०॥

अथवा सुक्षत्रियाणां गतिमुपगतं वत्समहमुपगतोऽप्यकृती द्रष्टुम् । वत्स भीमसेन,

मया पीतं पीतं तदनु भवताम्बास्तनयुगं
मदुच्छिष्टैर्वृत्तिं जनयसि रसैर्वत्सलतया ।
वितानेष्वप्येवं तव मम च सोमे विधिरभू-
न्निवापाम्भः पूर्वं पिबसि कथमेवं त्वमधुना ॥३१॥

कृष्णे त्वमपि देहि सलिलाञ्जलिम् ।

द्रौपदी - हञ्जे बुद्धिमतिके उपनय मे सलिलम् ।

(चेटी तथा करोति ।)

द्रौपदी - (उपसृत्य जलाञ्जलिं पूरयित्वा) महाराज कस्मै सलिलं ददामि ।

ઇંધણ બને છે. તો આર્યો, બચાવો, બચાવો. કેમ કોઈ પણ બચાવતું નથી ? (તે બંનેની આગળ પડતું મૂકીને) દેવી અને દેવે (આ) શું ધાર્યું છે ?

**યુધિષ્ઠિર** – અરે બુદ્ધિમતિકા, પ્રિય વત્સલ નાના ભાઈ વિના જે કરવું જોઈએ તે. ઊભી થા, કલ્યાણી ઊભી થા. પાણી લાવ.

**ચેટી** – દેવની જે આજ્ઞા. (જઈને પાછી આવીને) જય હો, મહારાજનો જય હો !

**યુધિષ્ઠિર** – પાંચાલી, તું પણ ત્યારે તારી ઉપર પ્રેમ ધરાવતા વૃકોદરને અને પ્રિય અર્જુનને જળની અંજલિ આપ.

**દ્રૌપદી** – મહારાજ આમ કરે. હું તો અગ્નિમાં પ્રવેશ કરીશ.

**યુધિષ્ઠિર** – સંસારની પરંપરાને ઓળંગવી મુશ્કેલ છે. કલ્યાણી, પાણી લાવ.

**ચેટી** – (તેમ કરે છે.)

**યુધિષ્ઠિર** – (પગ પખાળીને આચમન લઈને) આ જળની અંજલિ વડીલ ગંગાપુત્ર ભીષ્મને. આ પ્રપિતામહ શાન્તનુને. આ પણ પિતામહ વિચિત્રવીર્યને. (આંસુ સાથે) પિતાનો હવે વારો છે. આ પણ સન્માન્ય અને આદરપૂર્વક નામ લેવા લાયક પિતા પાંડવને.

આજથી માંડીને મારી પાસેથી આ જળ મળવું હવે મુશ્કેલ છે. હે પિતા, મેં આપેલું (આ જળ) માતા માદ્રી સાથે પીઓ. (૨૯)

કમળ જેવી ભૂરી આંખોવાળો તે ભીમ આ જળ મારાથી છૂટા પડ્યા સિવાય પીએ. વત્સ, (તું) તરસ્યો હોય, તો પણ એક ક્ષણ અટકી જા. તારી સાથે પીવા માટે આ હું વેગથી આવી પહોંચું છું. (૩૦)

અથવા સારા ક્ષત્રિયોની ગતિને પામેલા વત્સની પાસે જાઉં તો પણ (તેને) જોવા નહિ પામું. (તારી વીરગતિ છે અને મારી તો આત્મહત્યા છે.) વત્સ ભીમસેન,

માતાનાં બંને સ્તનો(નું દૂધ) પહેલાં મેં પીધું, પછી તેં. મારા એઠા ભોજન –રસોથી તું પ્રેમપૂર્વક નિર્વાહ કરતો હતો. યજ્ઞોમાં સોમની બાબતમાં પણ તારી અને મારી આ રીત હતી. હવે નિવાપાંજલિ આ રીતે મારી પહેલાં કેમ પીએ છે ? (૩૧)

કૃષ્ણા, તું પણ જલાંજલિ આપ.

**દ્રૌપદી** – અલી બુદ્ધિમતિકા, મને પાણી આપ.

(ચેટી તેમ કરે છે.)

**દ્રૌપદી** – (પાસે આવીને જળથી ખોબો ભરીને) મહારાજ, કોને પાણી આપું ?

**युधिष्ठिरः** -

**तस्मै देहि जलं कृष्णे सहसा गच्छते दिवम् ।**

**अम्बापि येन गान्धार्या रुदितेन सखी कृता ॥ ३२ ॥**

**द्रौपदी** - नाथ भीमसेन परिजनोपनीतमुदकं स्वर्गगतस्य ते पादोदकं भवतु ।

**युधिष्ठिरः** - फाल्गुनाग्रज,

**असमाप्तप्रतिज्ञेऽस्तं याते त्वयि महाभुजे ।**

**मुक्तकेश्यैव दत्तस्ते प्रियया सलिलाञ्जलिः ॥ ३३ ॥**

**द्रौपदी** - उत्तिष्ठ महाराज दूरं गच्छति ते भ्राता ।

**युधिष्ठिरः** - (दक्षिणाक्षिस्पन्दनं सूचयित्वा) पाञ्चालि निमित्तानि मे कथयन्ति संभावयिष्यसि वृकोदरमिति ।

**द्रौपदी** - महाराज सुनिमित्तं भवतु ।

(नेपथ्ये कलकलः ।)

(प्रविश्य संभ्रान्तः ।)

**कञ्चुकी** - परित्रायतां परित्रायतां महाराजः । एष खलु दुरात्मा कौरवापसदः क्षतजाभिषेकपाटलिताम्बरशरीरः समुच्छ्रितदिग्धभीषणगदापाणिरुद्यतकालदण्ड इव कृतान्तोऽत्रभवतीं पाञ्चालराजतनयामितस्ततः परिमार्गमाण इत एवाभिवर्तते ।

**युधिष्ठिरः** - हा दैव ते निर्णयो जातः । हा गाण्डीवधन्वन् ।

(इति मुह्यति ।)

**द्रौपदी** - हा आर्यपुत्र हा मम स्वयंवरस्वयंग्राहदुर्ललित प्रियं भ्रातरमनुगतोऽसि न पुनर्महाराजमिमं दासजनं च । (इति मोहमुपगता ।)

**युधिष्ठिरः** - हा वत्स सव्यसाचिन् हा त्रिलोचनाङ्गनिष्पेषमल्ल हा निवातकवचोद्धरण-निष्कण्टकीकृतामरलोक हा बदर्याश्रममुनिद्वितीयतापस हा द्रौणाचार्यप्रियशिष्य हा अस्त्रशिक्षाबलपरितोषित-गाङ्गेय हा राधेयकुलकमलिनीप्रालेयवर्ष हा गन्धर्वनिर्वासितदुर्योधन हा पाण्डवकुलकमलिनीराजहंस,

**तां वत्सलामनभिवाद्य विनीतमम्बां**
**गाढं च मामनुपगुह्य मयाप्यनुक्तः ।**
**एतां स्वयंवरवधूं दयितामदृष्ट्वा**
**दीर्घप्रवासमयि तात कथं गतोऽसि ॥ ३४ ॥**

**યુધિષ્ઠિર –**

કૃષ્ણા, જેણે રુદનમાં માતાને પણ ગાંધારીની સખી બનાવી દીધી છે (માતા ગાંધારી જેટલું જ રડે છે) તેને જળ આપ. તે એકાએક સ્વર્ગે જતો રહ્યો છે. (૩૨)

**દ્રૌપદી –** નાથ ભીમસેન, સેવક દ્વારા લવાયેલું જળ સ્વર્ગમાં ગયેલાં તમારા માટે ચરણોદક બની રહો.

**યુધિષ્ઠિર –** અર્જુનના મોટાભાઈ,

દીર્ઘબાહુ એવો તું અધૂરી પ્રતિજ્ઞાએ આથમી ગયો ત્યારે ખુલ્લા વાળવાળી પ્રિયા તને જલાંજલિ આપે છે. (૩૩)

**દ્રૌપદી –** ઊભા થાવ, મહારાજ. તમારા ભાઈ દૂર જતા રહે છે.

**યુધિષ્ઠિર –** (જમણી આંખ ફરકતી હોય તે સૂચવીને) પાંચાલી, શકુનો મને કહે છે કે ભીમસેન જીવતો હોય.

**દ્રૌપદી –** મહારાજ, શુભ શુકન બની રહો !

(નેપથ્યમાં કોલાહલ થાય છે.)

(ગભરાતો પ્રવેશીને)

**કંચુકી –** બચાવો, મહારાજ, બચાવો. ખરેખર દુષ્ટ, લોહીના છંટકાવથી લાલ બનેલા વસ્ત્ર અને શરીરવાળો, હાથમાં ઉઠાવેલી (અને લોહીથી) ખરડાયેલી ભયંકર ગદાવાળો (અને તેથી) કાળદંડ ઉઠાવેલા યમ જેવો, માનનીય પાંચાલ રાજકન્યાને આમતેમ શોધતો આ નીચ કૌરવ આ બાજુ જ આવે છે.

**યુધિષ્ઠિર –** અરે દૈવ, તેં (આવો) નિર્ણય કર્યો ? હાય ગાંડીવધારી !

(મૂર્છા પામે છે.)

**દ્રૌપદી –** હાય આર્યપુત્ર, હાય સ્વયંવરમાંથી મને ગ્રહણ કરવાની હઠવાળા ! પ્રિય ભાઈને અનુસર્યા, મહારાજને અને આ દાસીને નહિ ?

**યુધિષ્ઠિર –** અરે વત્સ, ડાબે હાથે પણ ધનુષ્ય ચલાવી શકનાર, અરે શંકરનાં અંગોને (પણ) કચડનારા યોદ્ધા, અરે નિવાત અને કવચને ઉખેડીને સ્વર્ગને નિષ્કંટક બનાવનારા, અરે બદરિ આશ્રમમાં (બે) મુનિઓમાંના બીજા તપસ્વી, અરે દ્રોણાચાર્યના પ્રિય શિષ્ય, અરે અસ્ત્ર, શિક્ષણ અને શક્તિથી ભીષ્મને સંતોષ આપનારા, અરે કર્ણના કુળરૂપી કમલિની માટે હિમવર્ષા (જેવા), અરે ગંધર્વોથી દુર્યોધનને છોડાવનારા, અરે પાંડવકુળરૂપી કમલિનીમાં રાજહંસ જેવા !

તે પ્રેમાળ માતાને વિનયપૂર્વક પ્રણામ કર્યા સિવાય, મને ગાઢ આલિંગન આપ્યા વિના, આ જાતે વરેલી પ્રેમિકાને જોયા સિવાય, હે વત્સ, મને પણ કહ્યા વિના તું લાંબા પ્રવાસે કેમ ચાલી નીકળ્યો ?(૩૪)

(मोहमुपगतः ।)

**कञ्चुकी** - भोः कष्टम् । एष दुरात्मा कौरवाधमो यथेष्टमित एवाभिवर्त । सर्वथा सम्प्रत्ययमेव कालोचितः प्रतीकारः । चितासमीपमुपनयाम्यत्रभवतीं पाञ्चालराजतनयाम् । अहमप्येवमेवानुगच्छामि । (चेटीं प्रति ।) भद्रे त्वमपि देव्या भ्रातरं धृष्टद्युम्नं नकुलसहदेवौ वाऽवाप्नुहि । अथवा एवमवस्थिते महाराजेऽस्तमितयोर्भीमार्जुनयोः कुतोऽत्र परित्राणाशा ।

**चेटी** - परित्रायध्वं परित्रायध्वमार्याः ।

(नेपथ्ये कलकलानन्तरम्)

भोः भोः समन्तपञ्चकसंचारिणः क्षतजासवमत्तयक्षराक्षसपिशाचभूतवेतालकङ्कगृध्रजम्बुकोलूकवायसभूयिष्ठा विरलयोधपुरुषाः कृतमस्मद्दर्शनत्रासेन । कथयत कस्मिन्नुद्देशे याज्ञसेनी संनिहितेति । कथयाम्युपलक्षणं तस्याः ।

**ऊरु करेण परिघट्टयतः सलीलं**
**दुर्योधनस्य पुरतोऽपहृताम्बरा या ।**
**दुःशासनेन कचकर्षणभिन्नमौलिः**
**सा द्रौपदी कथयत क्व पुनः प्रदेशे ॥ ३५ ॥**

**कञ्चुकी** - हा देवि यज्ञवेदिसंभवे पूरिभूयसे संप्रत्यनाथा कुरुकुलकलङ्केन ।

**युधिष्ठिरः** - (सहसोत्थाय सावष्टम्भम्) पाञ्चालि न भेतव्यं न भेतव्यम् । (ससंभ्रमम्) कः कोऽत्र भोः सनिषङ्गं मे धनुरुपनय । दुरात्मन्दुर्योधनहतक आगच्छागच्छ । अपनयामि ते गदाकौशलसंभृतं भुजदर्पं शिलीमुखासारेण । अन्यच्च रे कुरुकुलाङ्गार,

**प्रियमनुजमपश्यंस्तं जरासंधमल्लं**
**कुपितहरकिराततायोधिनं तं च वत्सम् ।**
**त्वमिव कठिनचेताः प्राणितुं नास्मि शक्तो**
**ननु पुनरपहर्तुं बाणवर्षैस्तवासून् ॥ ३६ ॥**

(ततः प्रविशति गदापाणिः क्षतजसिक्तसर्वाङ्गो भीमसेनः ।)

**भीमसेनः** - (उद्धतं परिक्रामन्) भोः भोः समन्तपञ्चकसंचारिणः सैनिकाः कोऽयमावेगः ।

(મૂર્છા પામે છે)

**કંચુકી** – અરે, કષ્ટ છે ! આ દુષ્ટ નીચ કૌરવ ઇચ્છા મુજબ આ બાજુ જ આવે છે. અત્યારે આ જ બધી રીતે સમયને અનુરૂપ પ્રતિકાર છે. ચિતાની પાસે પાંચાલની આ માનનીય રાજપુત્રીને લઈ જાઉં. હું પણ આ જ રીતે (તેને) અનુસરું. (ચેટીને ઉદ્દેશીને) કલ્યાણી, તું પણ દેવીના ભાઈ ધૃષ્ટદ્યુમ્ન અથવા નકુળ–સહદેવ પાસે જા. મહારાજની આ દશા થયા પછી, ભીમ–અર્જુન આથમી ગયા પછી અહીં (હવે) બચવાની આશા કેવી ?

**ચેટી** – બચાવો, બચાવો, આર્યો !

(નેપથ્યમાં કોલાહલ પછી)

અરે, અરે, કુરુક્ષેત્રમાં ફરનારા, લોહીના આસવથી મત્ત બનેલા યક્ષ, રાક્ષસ, પિશાચ, ભૂત, વેતાળ, સમડી, ગીધ, શિયાળ, ઘુવડ અને કાગડાની બહુલતાવાળા, થોડી સંખ્યાવાળા યોદ્ધાઓ, અમને જોઈને ત્રાસ ન પામો. કહો, કયે સ્થળે યાજ્ઞસેની રહેલી છે ? હું તેની ઓળખાણ આપું છું.

વિલાસપૂર્વક હાથથી સાથળને ઠોકતા દુર્યોધનની સામે દુઃશાસન દ્વારા ખેંચાયેલાં વસ્ત્રવાળી (અને) વાળ ખેંચવાથી ખુલ્લા થયેલા અંબોડાવાળી તે દ્રૌપદી, કહો વળી, કઈ જગ્યાએ રહેલી છે ? (૩૫)

**કંચુકી** – અરે યજ્ઞવેદીમાંથી પ્રગટેલી અનાથ દેવી ! કુરુવંશના કલંકને કારણે (તમારું) અત્યારે અપમાન થાય છે.

**યુધિષ્ઠિર** – (એકદમ ઊભા થઈને મક્કમતા સાથે) પાંચાલી, ડર નહિ, ડર નહિ. (ઉતાવળ સાથે) કોણ છે, અરે, અહીં કોણ છે ? મારું ભાથા સાથેનું ધનુષ્ય લાવ. આવ, દુષ્ટ, નીચ દુર્યોધન, આવ. મારી બાણવર્ષાથી ગદાની કુશળતાથી પ્રગટેલા તારા બાહુના ગર્વને દૂર કરું. અને વળી હે કુરુવંશમાં અંગાર !

તારી જેમ જ કઠણ મનવાળો છું, છતાં, જરાસંધશત્રુ તે પ્રિય નાના ભાઈને ક્રોધે ભરાયેલા કિરાતના વેશમાં રહેલા શિવના શત્રુ એવા વત્સને ન જોતાં હું ... સમર્થ નથી; પરંતુ બાણવર્ષાથી તારા પ્રાણ લેવા સમર્થ છું. (૩૬)

(હાથમાં ગદાવાળો (અને) લોહીથી ખરડાયેલાં બધાં અંગોવાળો ભીમસેન પ્રવેશે છે.)

**ભીમસેન** – (અક્કડતા સાથે ફરતો) અરે અરે કુરુક્ષેત્રમાં ફરતા સૈનિકો, આ કેવી વ્યગ્રતા ?

नाहं रक्षो न भूतो रिपुरुधिरजलप्लाविताङ्गः प्रकामं
निस्तीर्णोरुप्रतिज्ञाजलनिधिगहनः क्रोधनः क्षत्रियोऽस्मि ।
भो भो राजन्यवीराः समरशिखिशिखादग्धशेषाः कृतं व-
स्त्रासेनानेन लीनैर्हतकरितुरगान्तर्हितैरास्यते यत् ॥ ३७ ॥

कथयन्तु भवन्तः कस्मिन्नुद्देशे पाञ्चाली तिष्ठति ।

**द्रौपदी** - (लब्धसंज्ञा) परित्रायतां परित्रायतां महाराजः ।

**कञ्चुकी** - देवि पाण्डुस्नुषे उत्तिष्ठोत्तिष्ठ । संप्रति झटिति चिताप्रवेश एव श्रेयान् ।

**द्रौपदी** - (सहसोत्थाय) कथं न संभावयाम्यद्यापि चितासमीपम् ।

**युधिष्ठिरः** - कः कोऽत्र भोः । सनिषङ्गं धनुरुपनय । कथं न कश्चित्परिजनः । भवतु । बाहुयुद्धेनैव दुरात्मानं गाढमालिङ्ग्य ज्वलनमभिपातयामि । (परिकरं बध्नाति ।)

**कञ्चुकी** - देवि पाण्डुस्नुषे संयम्यन्तामिदानीं नयनोपरोधिनो दुःशासनावकृष्टा मूर्धजाः । अस्तमिता संप्रति प्रतीकाराशा । चितासमीपमेव द्रुततरं संभावय ।

**युधिष्ठिरः** - कृष्णे न खल्वनिहते तस्मिन्दुरात्मनि दुर्योधने संहर्तव्याः केशाः ।

**भीमसेनः** - पाञ्चालि न खलु मयि जीवति संहर्तव्या दुःशासनविलुलिता वेणिरात्मपाणिभ्याम् । तिष्ठतु तिष्ठतु । स्वयमेवाहं संहरामि ।

**द्रौपदी** - (भयादपर्सति ।)

**भीमसेनः** - तिष्ठ तिष्ठ भीरु क्वाधुना गम्यते । (इति केशेषु ग्रहीतुमिच्छति ।)

**युधिष्ठिरः** - (वेगाद्भीममालिङ्ग्य ।) दुरात्मन् भीमार्जुनशत्रो सुयोधनहतक ।

आशैशवादनुदिनं जनितापराधो
मत्तो बलेन भुजयोर्हतराजपुत्रः ।
आसाद्य मेऽन्तरमिदं भुजपञ्जरस्य
जीवन्प्रयासि न पदात्पदमद्य पाप ॥ ३८ ॥

**भीमसेनः** - अये कथमार्यः सुयोधनशङ्कया क्रोधान्निर्दयं मामालिङ्गति ।

**कञ्चुकी** - (निरूप्य सहर्षम्) महाराज वञ्च्यसे । अयं खल्वायुष्मान्भीमसेनः सुयोधनक्षतजारुणीकृतसकलशरीराम्बरो दुर्लक्षव्यक्तिः । अलमधुना संदेहेन ।

**चेटी** - (द्रौपदीमालिङ्ग्य) देवि निवृत्यतां निवृत्यताम् । एष खलु पूरितप्रतिज्ञाभारो नाथस्ते वेणीसंहारं कर्तुं त्वामेवान्विष्यति ।

હું રાક્ષસ નથી, ભૂત નથી, શત્રુના રક્તરૂપી જળમાં વધુ પડતો ડૂબેલો, ભારે પ્રતિજ્ઞારૂપી ગહન સાગરને તરી જનારો ક્રોધવાળો (હું તો) ક્ષત્રિય છું. અરે, અરે, યુદ્ધના અગ્નિની જ્વાળાઓથી બળ્યા પછી બચેલા ક્ષત્રિયવીરો, તમે આ ત્રાસ છોડી દો. હણાયેલા હાથીઓ અને અશ્વોની પાછળ છુપાયેલા (કેમ) બેઠા છો ? (૩૭)

તમે કહો, પાંચાલી કઈ જગ્યાએ છે ?

**દ્રૌપદી** – (ભાનમાં આવીને) બચાવો, મહારાજ, બચાવો.

**કંચુકી** – ઊભી થા દેવી, ઊભી થા પાંડુની પુત્રવધૂ ! અત્યારે (તો તારે માટે) જલદીથી ચિતાપ્રવેશ જ વધુ સારો છે.

**દ્રૌપદી** – (એકદમ ઊભી થઈને) હજુ સુધી હું ચિતાની પાસે કેમ ગઈ નહિ ?

**યુધિષ્ઠિર** – અરે, કોણ છે, અહીં કોણ છે ? ભાથા સાથેનું ધનુષ્ય લાવ. શું કોઈ સેવક નથી ? ભલે. બાહુયુદ્ધથી જ પાપીને ગાઢપણે ભેટીને આગમાં ફેંકી દઉં. (કેડ બાંધે છે.)

**કંચુકી** – દેવી, પાંડુની પુત્રવધૂ, નજરને ઢાંકી દેતા (અને) દુઃશાસને ખેંચેલા વાળ હવે બાંધી લે. હવે બચવાની આશા આથમી. ચિતાની સામે જ વધુ ઝડપથી જા.

**યુધિષ્ઠિર** – કૃષ્ણા, તે પાપી દુર્યોધન હણાય નહીં ત્યાં સુધી વાળ ન બાંધતી.

**ભીમસેન** – પાંચાલી, ખરેખર હું જીવું છું ત્યાં સુધી, દુઃશાસને છોડી નાખેલા વાળ (તારા) પોતાના હાથે ન બાંધતી. ઊભી રહે, ઊભી રહે. હું પોતે જ બાંધું છું.

**દ્રૌપદી** – (ભયથી દૂર ખસે છે.)

**ભીમસેન** – ઊભી રહે. ભીરુ, ઊભી રહે. હવે ક્યાં જાય છે ? (વાળથી પકડવા ઇચ્છે છે.)

**યુધિષ્ઠિર** – (વેગથી ભીમને ભેટીને) પાપી, ભીમ–અર્જુનના શત્રુ, હલકટ સુયોધન, બાળપણથી રોજેરોજ અપરાધ કરનારો, બાહુના બળથી મત્ત બનેલો, રાજપુત્રોને હણનારો (તું), મારા બાહુના આ પિંજરાની વચ્ચે આવીને હવે, હે પાપી, એક ડગલું પણ જીવતો આગળ નહિ વધે. (૩૮)

**ભીમસેન** – અરે, શું મને આર્ય સુયોધનની શંકાથી નિર્દય આલિંગન આપે છે ?

**કંચુકી** – (જોઈને, હર્ષ સાથે) મહારાજ, છેતરાયા છો ! ખરેખર, સુયોધનના લોહીથી લાલ બનેલા સમગ્ર શરીર (અને) વસ્ત્રવાળા (અને તેથી) ઓળખવા મુશ્કેલ આ આયુષ્માન ભીમસેન છે. હવે, આમાં શંકા કરવી રહેવા દો.

**ચેટી** – (દ્રૌપદીને ભેટીને) દેવી, રોકાઈ જાવ, રોકાઈ જાવ. ખરેખર આ (તો) ભારે પ્રતિજ્ઞા પૂરી કરનારા તમારા નાથ વેણીનો સંહાર કરવા જ તમને શોધે છે.

**द्रौपदी** - हञ्जे किं मामलीकवचनैराश्वासयसि ।

**युधिष्ठिरः** - जयंधर किं कथयसि नायमनुजद्वेषी दुर्योधनहतकः ।

**भीमसेनः** - देव अजातशत्रो भीमार्जुनगुरो कुतोऽद्यापि दुर्योधनहतकः । मया हि तस्य दुरात्मनः पाण्डुकुलपरिभाविनः:-

**भूमौ क्षिप्तं शरीरं निहितमिदमसृक्चन्दनाभं निजाङ्गे**
**लक्ष्मीरार्ये निषण्णा चतुरुदधिपयःसीमया सार्धमुर्व्या ।**
**भृत्या मित्राणि योधाः कुरुकुलमखिलं दग्धमेतद्रणाग्नौ**
**नामैकं यद्ब्रवीषि क्षितिप तदधुना धार्तराष्ट्रस्य शेषम् ॥ ३९ ॥**

**युधिष्ठिरः** - (स्वैरं मुक्त्वा भीममवलोकयन्नश्रूणि प्रमार्जयति ।)

**भीमसेनः** - (पादयोः पतित्वा ।) जयत्वार्यः ।

**युधिष्ठिरः** - वत्स बाष्पजलान्तरितनयनत्वान्न पश्यामि ते मुखचन्द्रम् । तत्कथय कच्चिज्जीवति भवान्समं किरीटिना ।

**भीमसेनः** - निहतसकलरिपुपक्षे त्वयि नराधिपे जीवति भीमोऽर्जुनश्च ।

**युधिष्ठिरः** - (पुनर्गाढमालिङ्ग्य)

**रिपोरास्तां तावन्निधनमिदमाख्याहि शतशः**
**प्रियो भ्राता सत्यं त्वमसि मम योऽसौ बकरिपुः ।**

**भीमसेनः** - आर्य सोऽहम् ।

**युधिष्ठिरः** -

**जरासंधस्योरःसरसि रुधिरासारसलिले**
**तटाघातक्रीडाललितमकरः संयति भवान् ॥४०॥**

**भीमसेनः** - आर्य स एवाहम् । तन्मुञ्चतु मामार्यः क्षणमेकम् ।

**युधिष्ठिरः** - किमपरमवशिष्टम् ।

**भीमसेनः** - आर्य सुमहदवशिष्टम् । संयच्छामि तावदनेन सुयोधनशोणितोक्षितेन पाणिना पाञ्चाल्या दुःशासनावकृष्टं केशहस्तम् ।

**युधिष्ठिरः** - सत्वरं गचछतु भवान् । अनुभवतु तपस्विनी वेणीसंहारमहोत्सवम् ।

**भीमसेनः** - (द्रौपदीमुपसृत्य) देवि पाञ्चालराजतनये दिष्ट्या वर्धसे रिपुकुलक्षयेण । अलमलमेवंविधं मामालोक्य त्रासेन ।

**દ્રૌપદી** – અલી, ખોટાં વચનોથી મને સ્વસ્થ શું કામ કરે છે ?

**યુધિષ્ઠિર** – જયંધર, શું કહે છે, આ નાના ભાઈ (ભીમ)નો શત્રુ નીચ દુર્યોધન નથી ?

**ભીમસેન** – હે અજાતશત્રુ, હે ભીમ અને અર્જુનના વડીલ દેવ ! હજુ પણ નીચ દુર્યોધન કેવો ? મેં પાંડુકુળનું અપમાન કરનારા તે પાપીનું–

શરીર જમીન ઉપર ફેંકી દીધું છે. (મારા) પોતાના અંગ ઉપર ચંદનના જેવું આ લોહી લાગેલું છે. ચાર સમુદ્રના જળની સરહદવાળી પૃથ્વી સાથેની (રાજ્ય)લક્ષ્મી આર્યમાં સ્થિર થઈ છે. સેવકો, મિત્રો, સૈનિકો – આખું કુરુકુળ યુદ્ધના અગ્નિમાં બળી ગયું છે. તમે જેનું (નામ) બોલો છો તે ધૃતરાષ્ટ્રપુત્રનું હવે (માત્ર) એકલું નામ બાકી રહ્યું છે. (૩૯)

**યુધિષ્ઠિર** – (ધીમેથી ભીમને છોડીને, જોઈને, આંસુ લૂછે છે.)

**ભીમસેન** – (પગે પડીને) આર્યનો જય હો !

**યુધિષ્ઠિર** – વત્સ, આંસુથી દૃષ્ટિ છવાયેલી હતી, તેથી (હું) તારુ મુખચન્દ્ર ન જોઈ શક્યો. તો કહે, તારી જેમ અર્જુન જીવે છે કે ?

**ભીમસેન** – બધા શત્રુપક્ષને તમે રાજાએ હણી નાંખ્યો છે ત્યારે ભીમ અને અર્જુન જીવે છે.

**યુધિષ્ઠર** – (ફરીથી ગાઢ આલિંગન આપીને)

ત્યારે શત્રુનું મૃત્યુ(નું કથન) રહેવા દે. (પહેલાં) આ સેંકડો વાર કહે – જે આ બકનો શત્રુ હતો, તે તું જ સાચોસાચ મારો પ્રિય ભાઈ છેને ?

**ભીમસેન** – આર્ય, હું એ છું.

**યુધિષ્ઠિર** – યુદ્ધમાં રક્તરૂપી વર્ષાજળવાળા જરાસંધની છાતીરૂપી તળાવમાં તટ ઉપર પ્રહાર કરવાની ક્રીડામાં આનંદ લેનારો મગર તું (જ) છેને ?

**ભીમસેન** – આર્ય, હું એ જ છું. તો આર્ય, મને ક્ષણ પૂરતો છોડો ?

**યુધિષ્ઠિર** – શું બીજું કંઈ બાકી છે ?

**ભીમસેન** – આર્ય, ઘણું મોટું (કામ) બાકી છે. સુયોધનના લોહીથી ભીંજાયેલા આ હાથથી દુઃશાસને ખેંચેલો પાંચાલીનો કેશરાશિ બાંધવો છે.

**યુધિષ્ઠિર** – જલદી જા તું. બિચારીને વેણીસંહારનો મહાન ઉત્સવ અનુભવવા દે.

**ભીમસેન** – (દ્રૌપદીની પાસે જઈને) દેવી પાંચાલરાજકન્યા, શત્રુકુળના નાશ માટે અભિનંદન! મને આવા સ્વરૂપમાં જોઈને ત્રાસ ન પામ, ન પામ.

कृष्टा येनासि राज्ञां सदसि नृपशुना तेन दुःशासनेन
स्त्यानान्येतानि तस्य स्पृश मम करयोः पीतशेषाण्यसृञ्जि ।
कान्ते राज्ञः कुरूणामपि सरसमिदं मद्गदाचूर्णितोरो-
रङ्गेऽङ्गेसृङ्निषक्तं तव परिभवजस्यानलस्योपशान्त्यै ॥ ४१ ॥

बुद्धिमतिके क्व सा संप्रति भानुमती योपहसति पाण्डवदारान् । भवति यज्ञवेदिसंभवे याज्ञसेनि ।

**द्रौपदी** – आज्ञापयतु नाथः ।

**भीमसेनः** – स्मरति भवती यन्मयोक्तम् । (चञ्चद्भुजेत्यादि (१ : २१ ) पूर्वोक्तं पठति ।)

**द्रौपदी** – नाथ न केवलं स्मरामि । अनुभवामि च नाथस्य प्रसादेन ।

**भीमसेनः** – (वेणीमवधूय) भवति संयम्यतामिदानीं धार्तराष्ट्रकुलकालरात्रिर्दुःशासन-विलुलितेयं वेणी ।

**द्रौपदी** – नाथ विस्मृतास्म्येतं व्यापारम् । नाथस्य प्रसादेन पुनरपि शिक्षिष्ये ।

**भीमः** – (वेणीं बध्नाति ।)

(नेपथ्ये)

महासमरानलदग्धशेषाय स्वस्ति भवतु राजन्यकुलाय ।

क्रोधान्धैर्यस्य मोक्षत्क्षतनरपतिभिः पाण्डुपुत्रैः कृतानि
प्रत्याशं मुक्तकेशान्यतुलभुजबलैः पार्थिवान्तःपुराणि ।
कृष्णायाः केशपाशः कुपितयमसखो धूमकेतुः कुरूणां
सोऽयं बद्धः प्रजानां विरमतु निधनं स्वस्ति राज्ञां कुलेभ्यः ॥ ४२ ॥

**युधिष्ठिरः** – देवि एष ते वेणीसंहारोऽभिनन्द्यते नभस्तलसंचारिणा सिद्धजनेन ।

(ततः प्रविशतः कृष्णार्जुनौ ।)

**कृष्णः** – (युधिष्ठिरमुपगम्य) विजयतां निहतसकलारातिमण्डलः सानुजः पाण्डवकुलचन्द्रमा महाराजो युधिष्ठिरः ।

**अर्जुनः** – जयत्वार्यः ।

**युधिष्ठिरः** – (विलोक्य) अये भगवान्पुण्डरीकाक्षो वत्सश्च किरीटी । भगवन् अभिवादये (किरीटिनं प्रति) एह्येहि वत्स ।

**अर्जुनः** – (प्रणमति ।)

રાજાઓની સભામાં જે નરપશુ દુઃશાસને તને ખેંચી હતી, તેના આ ગાઢા, મેં બે હાથેથી પીધા પછી વધેલા લોહીને સ્પર્શ કર. હે પ્રિયા ! મારી ગદાથી ચૂરો થયેલી સાથળવાળા કુરુઓના રાજાનું આ સરસ લોહી, તારા અપમાનના અગ્નિની શાંતિ માટે, મારા અંગેઅંગ લાગેલું છે. (આથી મને ભેટીને અગ્નિને શાંત કર.) (૪૧)

બુદ્ધિમતિકા, પાંડવપત્નીઓનું જે અપમાન કરે છે એ ભાનુમતી અત્યારે ક્યાં છે ? યજ્ઞવેદીમાંથી જન્મેલી હે માનનીય દ્રૌપદી !

**દ્રૌપદી** – નાથ, આજ્ઞા આપો.

**ભીમસેન** – શ્રીમતી, યાદ છે મેં કહ્યું હતું તે ? (ચંચળ હાથમાં–(૧:૨૧) અગાઉની ઉક્તિ બોલે છે.)

**દ્રૌપદી** – નાથ, યાદ છે એટલું જ નહિ. નાથની કૃપાથી અનુભવું પણ છું.

**ભીમસેન** – (વાળ હલાવીને) શ્રીમતી, કૌરવકુળ માટે કાળરાત્રિ બનેલા (અને) દુઃશાસને છોડી નાખેલા વાળ હવે બાંધી લે.

**દ્રૌપદી** – નાથ, આ કામ (તો હું) ભૂલી ગઈ છું. નાથની કૃપાથી ફરીથી શીખવા મળશે.

**ભીમ** – (વાળ બાંધે છે.)

(નેપથ્યમાં)

મહાયુદ્ધના અગ્નિમાં બળ્યા પછી બાકી રહેલા ક્ષત્રિયકુળનું કલ્યાણ થાવ !

જેના છૂટવાથી, ક્રોધથી આંધળા બનેલા, (દુર્યોધન પક્ષના) રાજાઓને મારી નાખનારા, અજોડ બાહુબળવાળા પાંડુપુત્રે દરેક દિશામાં (તે) રાજાઓનાં અંતઃપુરોને ખુલ્લા વાળવાળાં કર્યાં છે તેવો, ગુસ્સે થયેલા યમનો મિત્ર, કુરુઓને માટે ધૂમકેતુ એવો આ કૃષ્ણાનો કેશકલાપ (હવે) બંધાયો છે. (તો હવે) મારવાનું રોકી લો. રાજાઓનાં કુળનું કલ્યાણ થાવ ! (૪૨)

**યુધિષ્ઠિર** – દેવી, તારા આ વેણીસંહારને માટે આકાશમાં વિચરતા સિદ્ધજનો (તને) અભિનંદન આપે છે.

(ત્યાર પછી કૃષ્ણ અને અર્જુન પ્રવેશે છે.)

**કૃષ્ણ** – (યુધિષ્ઠિરની પાસે આવીને) સમગ્ર શત્રુસમૂહને મારી નાંખનારા, ભાઈઓ સાથેના, પાંડવકુળના ચન્દ્ર મહારાજ યુધિષ્ઠિરનો જય હો !

**અર્જુન** – આર્યનો જય હો !

**યુધિષ્ઠિર** – (જોઈને) અરે, ભગવાન કમલનયન અને વત્સ અર્જુન ! ભગવન્, પ્રણામ ! (અર્જુનને) આવ, વત્સ, આવ.

**અર્જુન** – (પ્રણામ કરે છે.)

युधिष्ठिरः - (वासुदेवं प्रति) देव कुतस्तस्य विजयादन्यद्यस्य भगवान्पुराणपुरुषो नारायणः स्वयं मङ्गलान्याशास्ते ।

कृतगुरुमहदादिक्षोभसंभूतमूर्तिं
गुणिनमुदयनाशस्थानहेतुं प्रजानाम् ।
अजरममरमचिन्त्यं चिन्तयित्वापि न त्वां
भवति जगति दुःखी किं पुनर्देव दृष्ट्वा ॥४३॥

(अर्जुनमालिङ्ग्य) वत्स परिष्वजस्व माम् ।

कृष्णः - महाराज युधिष्ठिर ।

व्यासोऽयं भगवानमी च मुनयो वाल्मीकिरामादयो
धृष्टद्युम्नमुखाश्च सैन्यपतयो माद्रीसुताधिष्ठिताः ।
प्राप्ता मागधमत्स्ययादवकुलैराज्ञाविधेयैः समं
स्कन्धोत्तम्भिततीर्थवारिकलशा राज्याभिषेकाय ते ॥४४॥

अहं पुनर्दुरात्मना चार्वाकेण विप्रकृतं भवन्तमुपलभ्यार्जुनेन सह त्वरिततरमायातः ।

युधिष्ठिरः - कथं चार्वाकेण रक्षसा वयमेवं विप्रलब्धाः ।

भीमसेनः - (सरोषम्) क्वासौ धार्तराष्ट्रसखा पुण्यजनापसदो येनार्यस्य महांश्चित्तविभ्रमः कृतः ।

कृष्णः - निगृहीतः स दुरात्मा नकुलेन । तत्कथय महाराज किमस्मात्परं समीहितं संपादयामि ।

युधिष्ठिरः - एवं पुण्डरीकाक्ष न किंचिन्न ददाति भगवान्प्रसन्नः । अहं तु पुरुषसाधारणया बुद्ध्या संतुष्यामि । न खल्वतः परमभ्यर्थयितुं क्षमः । पश्यतु देवः ।

क्रोधान्धैः सकलं हतं रिपुकुलं पञ्चाक्षतास्ते वयं
पाञ्चाल्या मम दुर्नयोपजनितस्तीर्णो निकारार्णवः ।
त्वं देवः पुरुषोत्तमः सुकृतिनं मामादृतो भाषसे
किं नामान्यदतः परं भगवतो याचे प्रसन्नादहम् ॥ ४५ ॥

तथापि प्रीततरश्चेद्भगवांस्तदिदमस्तु ।

अकृपणमरुक्श्रान्तं जीव्याज्जनः पुरुषायुषं
भवतु भगवन्भक्तिर्द्वैतं विना पुरुषोत्तमे ।
दयितभुवनो विद्वद्बन्धुर्गुणेषु विशेषवि-
त्सततसुकृती भूयाद्भूपः प्रसाधितमण्डलः ॥४६॥

**યુધિષ્ઠિર** – (વાસુદેવને) દેવ, ભગવાન પુરાણપુરુષ નારાયણ જાતે જ જેનું શુભ ઉચ્ચારે એને વિજયથી બીજું શું હોય ?

મહત્તત્વ વગેરેના થયેલા ક્ષોભમાંથી પ્રગટેલી મૂર્તિવાળા, સગુણ, પ્રજાઓના ઉદય, સ્થિતિ અને અસ્તના કારણરૂપ, અજર, અમર, અચિન્ત્ય એવા તમારો માત્ર વિચાર કરવાથી જગતમાં દુઃખી મટી જવાય છે; પછી હે દેવ, દર્શનની તો વાત જ શી ? (૪૩)

(અર્જુનને ભેટીને) વત્સ, મને આલિંગન આપ.

**કૃષ્ણ** – મહારાજ યુધિષ્ઠિર,

આ ભગવાન વ્યાસ, આ વાલ્મીકિ, પરશુરામ વગેરે મુનિઓ અને ધૃષ્ટદ્યુમ્ન જેમાં મુખ્ય છે તેવા માદ્રીપુત્રોથી અધિષ્ઠિત સેનાપતિઓ, માગધ, મત્સ્ય ને યાદવ કુળના આજ્ઞાંકિત (રાજાઓ) સાથે તમારા રાજ્યાભિષેક માટે ખભા ઉપર તીર્થસલિલના ઘડા ઊંચકીને આવ્યા છે. (૪૪)

પાપી ચાર્વાક તમને છેતર્યા છે, તે જાણીને અર્જુન સાથે હું વધુ ઝડપથી આવી ગયો.

**યુધિષ્ઠિર** – ચાર્વાક રાક્ષસે અમને શું આ રીતે છેતર્યા ?

**ભીમસેન** – (રોષ સાથે) ક્યાં છે આ કૌરવમિત્ર નીચ રાક્ષસ, જેણે આર્યને મોટો ચિત્તભ્રમ પેદા કર્યો ?

**કૃષ્ણ** – એ પાપીને નકુળે પકડી લીધો. તો કહો મહારાજ, આનાથી વધુ શું હિતકારક કરું ?

**યુધિષ્ઠિર** – ભગવાન કમળનેત્ર પ્રસન્ન હોય, ત્યારે આ રીતે કશું ન આપે એવું નથી. હું તો સાધારણ પુરુષની બુદ્ધિ (ધરાવતો હોવા)ને કારણે (આટલાથી) ખુશ છું. આથી આનાથી વધુ માગી શકતો નથી. દેવ, જુઓ.

ક્રોધથી આંધળા બનેલા (અમે) સમગ્ર શત્રુકુળને હણી નાખ્યું. અમે પાંચેય સુરક્ષિત રહ્યા. મારી પાંચાલી કૂટનીતિથી જન્મેલો અપમાન સાગર તરી ગઈ. તમે દેવ પુરુષોત્તમ પુણ્યશાળી એવા મને માન આપીને બોલાવો છો. આનાથી બીજું પ્રસન્ન એવા આપ ભગવાન પાસે શું માગું ? (૪૫)

તો પણ જો વધુ પ્રસન્ન હો તો ભગવાન, આમ થાવ.

લોકો લાચારી વગરનું, રોગ વગરનું, પીડા વગરનું સો વરસનું જીવન જીવો ! પુરુષોત્તમમાં દ્વૈત વગરની ભગવદ્ભક્તિ બની રહો ! રાજા લોકપ્રિય, વિદ્વાનોના સ્વજન, ગુણોનો કદરદાન, સતત પુણ્ય કરનારો (અને) રાજસમૂહને વશમાં રાખનારો બનો ! (૪૬)

अपि च

अवनिमवनिपालाः पान्तु वृष्टिं विधत्तां
जगति जलधराली शस्यपूर्णास्तु भूमिः ।
त्वयि मुरनरकारौ भक्तिरद्वैतयोगा-
द्भवतु मम सुदीर्घं हव्यमश्नन्तु देवाः ॥ ४७ ॥

कृष्णः - एवमस्तु ।

(इति निष्क्रान्ताः सर्वे ।)

इति षष्ठोऽङ्कः ।

॥ समाप्तमिदं वेणीसंहारं नाम नाटकम् ॥

અને વળી,

રાજાઓ પૃથ્વીનું પાલન કરો ! જગતમાં મેઘમાળા વરસતી રહે ! ભૂમિ અનાજથી ઊભરાતી બનો ! મુર અને નરકના શત્રુ એવા તમારામાં મારી અદ્વૈતના સંબંધવાળી ભક્તિ રહો ! દેવતાઓ લાંબો સમય હવ્યોને ભોગવો ! (૪૭)

કૃષ્ણ – એમ થાવ.

(બધાં જાય છે.)

**છટ્ઠો અંક સમાપ્ત**

**॥ વેણીસંહાર નામનું આ નાટક સમાપ્ત ॥**

# પૂર્વાપર સંબંધ

**પ્રશ્ન : સંદર્ભ આપીને સમજાવો :**

**અંક ૧**

(૧) **निपतन्ति धार्तराष्ट्राः कालवशात् मेदिनीपृष्ठे ।** (શ્લોક ૬)

**ભાષાન્તર :** (શરદ્ઋતુના) સમયને લીધે હંસો જમીન ઉપર ઊતરે છે.

**સંદર્ભ :** આ પંક્તિ ભટ્ટનારાયણકૃત વેણીસંહાર નાટકના પ્રથમ અંકમાં આવે છે. [આ વાક્ય અંક ૧ના દરેક સંદર્ભની શરૂઆતમાં લખવું.] તે સૂત્રધાર બોલે છે.

શરૂઆતમાં પાંચ નાન્દી શ્લોકો પછી સૂત્રધાર પ્રેક્ષકોના આનંદ માટે ગીત શરૂ કરવાનું પોતાના સહાયકને જણાવે છે. સહાયક પૂછે છે કે કયા સમયને અનુલક્ષીને ગીત ગાવાનું છે ? જવાબમાં સૂત્રધાર શરદઋતુને અનુલક્ષીને ગીત ગાવાનું જણાવતાં આ શ્લોકપંક્તિ કહે છે. તે કહે છે કે સુંદર પાંખોવાળા, મધુર કલરવવાળા, દિશાઓને શોભાવતા અને હર્ષને કારણે અતિશય ક્રિયાવાળા હંસો (શરદ્ના) સમયને કારણે જમીન ઉપર ઊતરે છે.

**સમજૂતી :** સૂત્રધાર શરદઋતુમાં પ્રવર્તમાન નૈસર્ગિક વાતાવરણની વાત કરે છે. સમયને અનુરૂપ વાતાવરણની જમાવટ કરે તેવું ગીત ગાવાનું સ્વાભાવિક રીતે જ તે સૂચવે છે. પણ આ પંક્તિવાળા શ્લોકમાં શ્લિષ્ટ શબ્દો છે. સહાયક બીજો અર્થ સમજે છે. ધાર્તરાષ્ટ્ર શબ્દનો બીજો અર્થ કૌરવ થાય. તે મુજબ સહાયક સમજે છે કે કાળના બળે કૌરવો ભૂમિ ઊપર પડે છે, મરણ પામે છે. આમ સમજીને તે ડર પામે છે.

આ પંક્તિમાં નાટકનો સૂર બાંધવામાં આવેલો સમજી શકાય. નાટકકારે ચતુરાઈપૂર્વક ધાર્તરાષ્ટ્ર (હંસ, ધૃતરાષ્ટ્રનો પુત્ર) શબ્દ દ્વારા ભવિષ્યમાં આવનાર યુદ્ધનું તથા સમસ્ત કુરુકુળનું અને સો કૌરવોના વિનાશનું યુક્તિપૂર્વક સૂચન કરી દીધું છે. સૂત્રધાર પણ સહાયકે સમજેલો અર્થ સ્વીકારે છે અને કૃષ્ણના દૂતકર્મનો ઉલ્લેખ કરીને શુભ થવાની આશા પ્રગટ કરે છે.

(૨) **किन्तु अमङ्गलाशंसयास्य वो वचनस्य यत्सत्यं कम्पितमिव मे हृदयम् ।**

**અર્થ :** પરંતુ તમારું આ વચન અશુભનું સૂચન કરે છે તેથી સાચોસાચ મારું હૃદય કંપી ઊઠે છે.

**સંદર્ભ :** નાટકના આરંભે સૂત્રધારે શરદ્ઋતુને અનુલક્ષીને ગીત ગાવા માટે સૂચન કર્યું. તેમાં તેણે વાતાવરણ વિશે થોડુંક અવલોકન કરતાં निपतन्ति धार्तराष्ट्राः કહ્યું. धार्तराष्ट्र = હંસ અને ધૃતરાષ્ટ્રનો પુત્ર. સૂત્રધારનો સહાયક પારિપાર્શ્વિક બીજો

અર્થ સમજીને ડરી ગયો અને 'અમંગલ દૂર થાવ' એમ બોલી ઊઠ્યો. સૂત્રધાર આવા પ્રતિભાવ માટેનું કારણ પૂછે છે ત્યારે પારિપાર્શ્વિક સ્પષ્ટતા કરતાં આ વાક્ય બોલે છે. તે કહે છે કે તમારા વચનમાં અમંગલની એંધાણીનો ભાસ થયો તેથી મારું હૃદય તો થડકી ઊઠ્યું. સૂત્રધાર અહીં કૃષ્ણના દૂતકર્મની જાણ કરીને તેને આશ્વાસન આપે છે.

**સમજૂતી :** શ્લિષ્ટ શબ્દોનો અર્થ વક્તાની મરજી મુજબ લેવાય. પરંતુ ઘણીવાર શ્રોતા પોતાને મનગમતો અર્થ લઈ લે છે. પારિપાર્શ્વિકની બાબતમાં આવું થયું તેથી તે ભયભીત થઈ ઊઠ્યો. અહીં, પારિપાર્શ્વિકને કૌરવો પ્રત્યે પક્ષપાત છે તે જણાઈ આવે છે.

(૩) **स्वस्था भवन्ति मयि जीवति धार्तराष्ट्राः ।** (શ્લોક ૮)

**અર્થ :** હું જીવતો છું ત્યારે કૌરવો સ્વસ્થ થઈ શકે ?

**સંદર્ભ :** આ વાક્ય ભીમ બોલે છે.

સૂત્રધારે પારિપાર્શ્વિકને પ્રવર્તમાન શરદ્ઋતુને અનુરૂપ ગીત ગાવા માટે સૂચવ્યું અને ઋતુની લાક્ષણિકતાનો ઉલ્લેખ કરતાં જણાવ્યું કે ધાર્તરાષ્ટ્રો કાળક્રમે કરીને જમીન ઉપર ઊતરે છે- પતન પામે છે. અહીં પારિપાર્શ્વિક ધૃતરાષ્ટ્રના પુત્રોનો અર્થ સમજીને તેમના વિનાશના વિચારે કંપી ઊઠે છે. સૂત્રધાર તેને આશ્વાસન આપતાં કૃષ્ણના દૌત્યની વાત કરે છે અને કહે છે કે શત્રુઓનો નાશ થવાથી શાંત પડેલા વૈરરૂપી અગ્નિવાળા પાંડુપુત્રો કૃષ્ણની સાથે આનંદ પામો અને અનુચરો સાથેના કૌરવો સ્વર્ગમાં રહો - **स्वस्था भवन्तु ।** સૂત્રધારના શબ્દોથી ભીમ ઉત્તેજિત થઈ જાય છે અને સૂત્રધારને ભાંડે છે. તે સમજે છે કે સૂત્રધારે 'કૌરવો સ્વસ્થ રહો' એવી મંગલકામના પ્રગટ કરી. તેથી પડદા પાછળથી જ તે પ્રથમવાર આ પંક્તિવાળો શ્લોક બોલે છે. પોતાને પ્રગટ કરતાં તે કહે છે કે લાક્ષાગૃહમાં આગ, અન્નમાં ઝેર, દ્યૂતસભામાં પ્રવેશ વગેરે દ્વારા અમારા પ્રાણ અને ધનભંડાર ઉપર પ્રહાર કરીને પાંડવવધૂનાં કેશ અને વસ્ત્રો જેમણે ખેંચ્યાં છે એવા કૌરવો, હું જીવતો છું ત્યાં સુધી સ્વસ્થ રહી શકે ખરા ?

**સમજૂતી :** આ શ્લોકપંક્તિમાં ભીમના રૌદ્ર સ્વભાવનો પરિચય થાય છે. તેના વ્યક્તિત્વની સાથે નાટકના પ્રધાન રસનો પણ ઉપક્ષેપ થાય છે. ભીમને કૃષ્ણનું દૂતકર્મ ગમ્યું નથી અને તેથી તે અકળાઈ ઊઠ્યો છે અને ઉકળી ઊઠ્યો છે. તેને મતે કૌરવોનો તો નાશ થવો જોઈએ. તેમને ચેન પડવા દેવાય જ નહિ.

(૪) **राजा चेन्न निषेद्धा स्यात्कः क्षमेत तवानुजः ।** (૯)

**અર્થ :** જો રાજા અટકાવતા ન હોત તો તમારો કયો નાનો ભાઈ (ધૃતરાષ્ટ્રના પુત્રોને) માફ કરી દેત ?

**સંદર્ભ :** આ પંક્તિ સહદેવ બોલે છે અને ભીમને કહે છે. સૂત્રધારનાં વચનોમાં કૌરવો માટેની શુભકામનાનો અર્થ સમજીને કોપાયમાન ભીમ સહદેવ સાથે પ્રવેશે છે. સહદેવ પણ કૌરવોએ કરેલાં અપમાનોથી ઉત્તેજિત છે. પણ તે સૂત્રધારના શબ્દોનો અર્થ બતાવતાં ભીમને જણાવે છે કે તેણે તો કૌરવો સ્વર્ગમાં રહો (स्वःस्थाः भवन्तु) એમ કહ્યું છે. ભીમ તેના જવાબમાં કટાક્ષથી કહે છે કે તમે તો કૌરવોનું અશુભ વિચારી જ ન શકો ! તમારે તો ભાઈઓ સાથે સંધિ કરવી જોઈએ. આના જવાબમાં રાજા યુધિષ્ઠિર જો રોકતા ન હોત તો ડગલે ને પગલે અપમાન કરતા કૌરવોને કયો નાનો ભાઈ માફ કરે ?'

**સમજૂતી :** સહદેવના કહેવાનો અર્થ એ છે કે કોઈપણ પાંડવ કૌરવોની સાથે સંધિ ઇચ્છતો નથી. દુર્યોધન પાંડવોને તેમનો અધિકાર આપવાનો વિરોધ કરે તો પછી યુદ્ધ જ છેલ્લો આશરો છે. યુધિષ્ઠિર યુદ્ધ ન થાય એ મતના છે. તેમનો ચારમાંથી એક પણ ભાઈ આ વાતને માન્ય કરતો નથી.

સહદેવનું વલણ ભીમના વલણ જેવું જ છે. કૌરવોએ કરેલાં અપમાનોનો બદલો લેવા તે તત્પર છે. યુધિષ્ઠિર સૌથી મોટા ભાઈ હોવાથી તેમના વિચારોને બીજા ભાઈઓ અનુમોદન આપે છે. ખરેખર તો તેઓ અંતરથી તેમની સાથે સંમત નથી. આમ અહીં સહદેવ દ્વારા કવિએ ચારેય અનુજોની નાપસંદગી પ્રગટ કરી છે.

(૫) **क्रुधा सन्धिं भीमो विघटयति यूयं घटयत** । (૧૦)

**અર્થ :** ગુસ્સામાં આવીને ભીમ સંધિને તોડી નાખશે, તમે જોડી લેજો.

**સંદર્ભ :** આ પંક્તિ ભીમસેન, સહદેવને ઉદ્દેશીને બોલે છે.

સહદેવે કહ્યું કે ડગલે ને પગલે રાજા જો રોકતા હોત નહિ તો તમારો કયો અનુજ દુશ્મનાવટ ઊભી કરતા કૌરવોને માફ કરત ? આના જવાબમાં ભીમ કહે છે કે આજથી માંડીને હું તમારા સૌથી અલગ પડું છું. કૌરવો સાથે મારે નાનપણથી વૈર છે અને તે વધતું રહ્યું છે. આમાં તમે કોઈ પણ કારણભૂત નથી. આથી હું સજ્જડ રીતે થયેલી સંધિને પણ જરાસંધની સાથળની જેમ તોડી નાખું છું, તમે તમારે તે સંધિ જોડી લેજો.

**સમજૂતી :** ભીમના મનમાં ક્રોધની જ્વાળાઓ ઊઠી છે. તે કૌરવોના અન્યાયી વર્તન સામે આક્રોશ કરી ઊઠે છે. યુધિષ્ઠિરના સંધિના વલણને તે નાપસંદ કરે છે અને તેમનાથી અલગ પડે છે. પોતાના મનમાંથી રહેલી બદલાની ભાવનાને વફાદાર રહીને તે આ શ્લોકપંક્તિ ઊચ્ચારે છે જેમાં તે ભાઈઓથી અલગ પડીને પણ પોતાના ધ્યેયની સિદ્ધિ માટે મક્કમતા દર્શાવે છે. જરાસંધ જેવાની સાથળો ભાંગવામાં તેણે જે ક્રૂરતા દર્શાવી હતી તેવી જ ક્રૂરતા તે દુર્યોધન સાથે પણ દાખવે છે. 'તમે તમારે કરવું હોય તે કરજો' -એમાં તેનાં સ્વાભિમાન અને આત્મવિશ્વાસ રણકી ઊઠે છે.

ભીમને લાગે છે કે કૌરવો સાથે તેનું વૈર અંગત બાબતમાં છે. તેથી તે તેનો પોતાની રીતે જ બદલો લેશે. માટે બીજા પાંડવો સંધિ કરશે તો પોતે તેનો ખુલ્લેઆમ ભંગ કરશે. ભીમની મક્કમતા નાટકની શરૂઆતથી જ તેના વ્યક્તિત્વને બાંધવામાં મહત્ત્વની બની રહે છે. નાટકકાર પહેલેથી જ ભીમના પાત્રને ઉઠાવ આપે છે. વળી આ શબ્દો યુદ્ધની અનિવાર્યતા તરફ દોરી જાય છે.

(૬) **गुरुः खेदं खिन्ने भजति मयि नाद्यापि कुरुषु ।** (૧૧)

**અર્થ :** હું ખિન્ન છું ત્યારે વડીલ-મોટાભાઈ મારા ઉપર આજે ય નારાજ છે, કૌરવો ઉપર નહિ ?

**સંદર્ભ :** આ શ્લોકપંક્તિ સહદેવને ઉદ્દેશીને ભીમસેનના બોલાયેલા શબ્દો છે.

યુધિષ્ઠિરે કૌરવો પાસે શાંતિ પ્રસ્તાવ લઈને કૃષ્ણને મોકલેલા છે. આ જાણીને ભીમ ઉગ્ર થઈ જાય છે. કૌરવોએ સતત કરેલાં અપમાનોનો બદલો તે લેવા માગે છે. જે સામાના અધિકારને આંચકી લે તેની સાથે મૃદુ વર્તન કેમ રખાય ? આથી, સંધિ થાય તો પણ પોતે તેને તોડશે, બીજાઓને જે કરવું હોય તે કરે એમ ગુસ્સામાં કહે છે. આ સાંભળીને સહદેવ આજીજીપૂર્વક કહે છે કે તમારા આવા ક્રોધથી વડીલને ક્યારેક દુઃખ થાય છે. આનો પ્રતિભાવ આપતાં ભીમ કહે છે કે 'શું વડીલને દુઃખ થાય છે ? વડીલ ખેદ-દુઃખ જેવું કશુંક જાણે છે ?' પછીથી ભૂતકાળમાં સહેલાં અપમાનોને યાદ કરીને તે બધું વર્ણવીને જણાવે છે કે 'આ બધો ત્રાસ હતો છતાંય હું ખિન્ન છું ત્યારે વડીલ મારા પર આજે ય નારાજ થાય છે, કૌરવો પર નહિ ? આનો અર્થ એમ પણ થાય કે આ બધાં અપમાનો જોઈને મને કૌરવોથી ત્રાસ થતો હતો પણ હજુ સુધી વડીલને એમ થતું હોય તેમ લાગતું નથી.

**સમજૂતી :** ભીમને લાગે છે કે ભરદરબારમાં દ્રૌપદીના અપમાન સહિત અનેક અપમાનો પાંડવોએ સહન કર્યાં છે. આમ છતાં યુધિષ્ઠિર સંધિનો પ્રસ્તાવ કૃષ્ણ સાથે મોકલે છે એ વાત ભીમને સમજાતી નથી. પાંડવોના સ્વમાન ઉપર સતત પ્રહાર થતા હોય છતાં તેને ગળી જઈને સુલેહશાંતિ માટે મંત્રણા કરવી એ તો ગુનેગારને ભારે મહત્ત્વ આપવા બરાબર છે. આથી ભીમ નારાજ છે અને પોતે સંધિનો ભંગ કરવાની વાત કરે છે. આ પગલાથી યુધિષ્ઠિરને દુઃખ થશે એવી સહદેવની વાત ભીમને વધુ ઉત્તેજિત કરે છે. તેને લાગે છે કે યુધિષ્ઠિરને દુઃખ ભીમના વર્તનથી થવું ન જોઈએ, પણ પાંડવોને સહેવાં પડેલાં અપમાનોથી થવું જોઈએ. તેમનામાં સ્વમાનનો કેટલો અભાવ છે !

આ વાક્ય વિધેયાત્મક રીતે પણ લેવાય અને પ્રશ્નાર્થક રીતે પણ બોલાય. વાક્યને પ્રશ્નાર્થક સમજવાથી ભીમનો ક્રોધ પ્રગટ થાય છે.

(૭) **अद्यैकं दिवसं ममासि न गुरुर्नाहं विधेयस्तव ।** (૧૨)

**અર્થ :** આજે એક દિવસ માટે તમે મારા વડીલ નથી ને હું તમારી આજ્ઞામાં નથી.

**સંદર્ભ :** આ શ્લોકપંક્તિ ભીમસેન સહદેવને કહે છે.

યુધિષ્ઠિરે દુર્યોધન સાથે સુલેહમંત્રણા કરવા કૃષ્ણને મોકલ્યા છે તેનાથી ભીમ નારાજ છે. અપમાનોથી સળગી ઊઠેલો ભીમ આ બાબતે પોતાની અસંમતિ દર્શાવે છે. પોતે આ સંધિને તોડી નાખશે એવું તે સહદેવની સામે જાહેર કરે છે. વધુમાં તે યુધિષ્ઠિરને સહદેવ દ્વારા સંદેશ પાઠવે છે કે અત્યાર સુધી હું તમારા આદેશનો ભંગ કરવામાં પાપ માનતો રહ્યો છું. નાના ભાઈઓ મર્યાદામાં રહેતા હતા. તેમણે મારી નિંદા કરી. પણ આજે ક્રોધથી ગદા ઉછાળીને હું કૌરવોનો નાશ કરીશ. આજના દિવસ પૂરતા તમે મારા વડીલ નથી અને હું તમારો આજ્ઞાંકિત અનુજ નથી.

**સમજૂતી :** ભીમ યુધિષ્ઠિરને સહદેવ સાથે સંદેશો મોકલે છે કે તમે કરેલા સંધિના પ્રસ્તાવ સાથે હું સંમત થતો નથી. હું અત્યાર સુધી તમારા આદેશને તોડવામાં પાપ માનતો હતો, પણ હવે એ પાપમાં ડૂબેલો રહીશ અને તમારા કહ્યામાં રહેલા અનુજોની નિંદાનું પાત્ર બનીશ. ભલે તેમ થાય. પણ આજનો દિવસ આપણા સંબંધોને ભૂલી જાવ. તમે મારા વડીલ નથી અને હું તમારી આજ્ઞામાં રહેતો અનુજ નથી. પરિણામે હું સ્વતંત્ર છું અને અત્યારના સંજોગોમાં મારી રીતે વર્તન કરવા છૂટો છું. હવે કૌરવોને મારી ગદાથી કચડી નાખતાં મને કોઈ રોકી શકશે નહિ.

ભીમનો અંતરનો ઉકળાટ આ પંક્તિમાં ઘણી ઊંચી કક્ષાએ પહોંચ્યો છે. તે ધુંઆપુઆં થઈ ગયો છે. બદલાની આગથી ભભુકતા અગ્નિને ઢબુરીને રહેલા તેને યુધિષ્ઠિરની શાંતિનીતિએ અકળાવી મૂક્યો અને તે તેમની સાથે ક્ષણિક સંબંધ તોડવાની હદ સુધી પહોંચી જાય છે. ભીમનો આ અમર્ષ નાટકમાં વીરરસનો સંચાર કરે છે.

**(૮) प्रयच्छ चतुरो ग्रामान् कञ्चिदेकं तु पञ्चमम् । (૧૬)**

**અર્થ :** આ ચાર ગામ આપો અને ઉપરાંત કોઈ પણ એક પાંચમું ગામ આપો.

**સંદર્ભ :** આ પંક્તિ સહદેવ ભીમસેનને કહે છે. ભીમ તથા સહદેવની પાસે આંસુ સારતી દ્રૌપદી આવી રહી છે. તે ઊભી રહીને બે ભાઈઓ વચ્ચે ચાલતી વાતચીત સાંભળે છે. ભીમને તેના આગમનની ખબર નથી. ભીમ કૌરવોની મારી નાખવાનો પોતાનો નિર્ધાર પ્રગટ કરે છે અને સંધિના પ્રસ્તાવને વિશે પોતાની નારાજગી દર્શાવે છે. સહદેવ મહારાજ યુધિષ્ઠિરે સુયોધનને મોકલેલો સંદેશો સંભળાવે છે કે ઇન્દ્રપ્રસ્થ, વૃકપ્રસ્થ, જયંત, વારણાવત – આ ચાર ગામ તથા પાંચમું કોઈ એક ગામ અમને આપી દો.

**સમજૂતી :** કૃષ્ણ યુધિષ્ઠિરનો જે સંદેશો લઈને જવાના હતા તે આ છે. યુધિષ્ઠિર યુદ્ધ ટાળવા માટે પ્રયત્ન કરી રહ્યા છે. ચાર ગામનાં નામ દીધાં છે અને

પાંચમું ગામ સુયોધનની મુનસફી ઉપર છોડી દીધું છે. ચાર ગામની માગણી એ જ દયાની ભીખ છે જ્યારે નામ દીધા વિનાના પાંચમા ગામ માટે તો સુયોધનની પાસે ખોળો પાથરવા જેવું સહદેવને લાગે છે. આમાં સ્વમાનનો અભાવ છતો થાય છે. સહદેવ બની ગયેલી ઘટનાનો અહેવાલ આપે છે તેનાથી ભીમ ઉશ્કેરાય છે. યુધિષ્ઠિરના વર્તનથી નારાજ ભીમ આ સાંભળીને બદલો લેવા માટે મનોમન મક્કમ બને છે.

**(૯) नाथ उदासीनेषु युष्मासु मन्युर्न पुनः कुपितेषु ।**

**અર્થ :** નાથ, તમે બેદરકાર હો તો માઠું લાગે, ગુસ્સે હો તો નહિ.

**સંદર્ભ :** ભીમ અને સહદેવ જ્યાં છે ત્યાં દ્રૌપદી ગયેલી છે. પણ રોષના આવેશમાં ભીમને તેની ખબર નથી. તે તો યુધિષ્ઠિરના સંધિપ્રસ્તાવને આવેશપૂર્વક નાપસંદ કરે છે અને કુરુકુળના નાશનો પોતાનો દૃઢ નિર્ધાર પ્રગટ કરે છે. આ દરમિયાન દ્રૌપદી તો આવીને ભીમ તથા સહદેવ વચ્ચેનો વાર્તાલાપ સાંભળે છે. એટલામાં વચ્ચે જ યાદ આવતાં તે પૂછે છે કે દ્રૌપદીને આવતાં વાર કેમ લાગે છે ? સહદેવ દ્રૌપદીના આગમનની જાણ કરે છે અને જણાવે છે કે રોષના આવેશમાં તમારું ધ્યાન તે તરફ ગયું નહિ. આ માટે ભીમ દ્રૌપદીની માફી માગતો હોય એમ માઠું ન લગાડવાનું કહે છે ત્યારે દ્રૌપદી પ્રસ્તુત વાક્ય બોલે છે. ભીમસેનના ક્ષમાયાચનાના સૂર સાથે તે અસંમતિ દર્શાવે છે અને કહે છે કે તમે બેદરકારી રાખતા હો તો માઠું લાગે, ક્રોધમાં હો ત્યારે નહિ જ.

**સમજૂતી :** દ્રૌપદી ક્યારની ય ઊભી છે અને ભીમને તેનું ધ્યાન જ નથી એમાં તેની ઉપેક્ષા છે. માટે તે માઠું ન લગાડવા દ્રૌપદીને કહે છે. પણ દ્રૌપદીએ ભીમસેનનો અત્યારનો આવેશભર્યો મિજાજ જોયો. તેથી તે ભીમના ક્રોધભર્યા ઉદ્‌ગારોને આ વાક્યમાં બિરદાવે છે. બદલો લેવાના કામમાં ભીમ બેદરકારી દાખવે તો માઠું લાગે, પણ ક્રોધને લીધે જો તે બેદરકાર બને તો તે દોષ નથી. દ્રૌપદીને ભીમ પર કેટલો વિશ્વાસ છે તે આ વાક્ય પરથી સ્પષ્ટ થાય છે. ભીમ અને દ્રૌપદી, બદલો લેવાની બાબતમાં સરખા સ્વભાવનાં છે અને સમાન વિચાર ધરાવે છે. દ્રૌપદી માટે ભીમ એકમાત્ર શ્રદ્ધાસ્થાન છે.

**(૧૦) मुक्तवेणीं स्पृशन्नेनां कृष्णां धूमशिखामिव । (૧૯)**

**અર્થ :** ખુલ્લાવાળવાળી નીલવર્ણની ધૂમાડાની સેર જેવી કૃષ્ણાને સ્પર્શનારો (કોણ પતંગિયું બન્યો છે) ?

**સંદર્ભ :** ચેટીએ કહેલી વાતના અનુસંધાનમાં આ વાક્ય ભીમ બોલે છે. યુધિષ્ઠિરે સુયોધન સાથે સંધિનો જે પ્રસ્તાવ કૃષ્ણ મારફતે પાઠવ્યો છે તેની ચર્ચા ભીમ તથા સહદેવ કરી રહેલ છે. તે વખતે દ્રૌપદી આવે છે. આવેશમાં હોવાથી

ભીમને તેનો ખ્યાલ રહેતો નથી. તેથી જાણ થતાં તે દ્રૌપદીને માઠું ન લગાડવા જણાવે છે. તે કહે છે કે તમે બેદરકાર હો તો માઠું લાગે, પણ ક્રોધમાં હો, બદલો લેવા માટે પ્રવૃત્ત હો ત્યારે નહીં. ભીમને લાગે છે કે દ્રૌપદી વ્યાકુળ છે. દ્રૌપદી તેનું કારણ જણાવતી નથી ત્યારે તેના છુટ્ટા કેશ જોઈને ભીમ કહે છે કે કૌરવોના વંશરૂપી વાંસ માટે આ ભીમ દાવાનળરૂપે હાજર છે ત્યારે છુટ્ટા કેશવાળી, નીલવર્ણની ધુમાડાની સેર જેવી કૃષ્ણાને સ્પર્શનારો કોણ પતંગિયું બન્યો છે ?

**સમજૂતી :** દ્રૌપદીને અપમાનિત કરનાર સામે ભીમ ઉકળી ઊઠે છે. તે વેર લેવા માટે તત્પર થઈ જાય છે. પોતે કુરુવંશ માટે દાવાનળ છે. તેના જીવતાં દ્રૌપદીને અડકવાની હિંમત કોઈ પણ કેવી રીતે કરી શકે ? અપમાનોનો બદલો લેવાની આગ તેનામાં ભડભડી રહી છે. ભીમ અગ્નિ છે તે રીતે દ્રૌપદી ધૂમશિખા છે. દ્રૌપદીના છુટ્ટા વાળ ભીમને સતત પ્રતિજ્ઞાની યાદ અપાવે છે. દ્રૌપદીની વેરી વેદના તેનો બદલો લેવાની ભાવનાને પ્રબળ કરે છે.

**(૧૧) वन्द्याः खलु गुरवः ।**

**અર્થ :** ખરેખર, વડીલોને વંદન કરવું જોઈએ.

**સંદર્ભ :** આ વાક્ય ભીમસેન, ચેટીના વિધાનના પ્રતિભાવના રૂપે બોલે છે.

યુધિષ્ઠિરના પાંચ ગામના સંધિપ્રસ્તાવ વિશે જાણીને ભીમ ક્રોધમાં રાતોપીળો થઈ જાય છે. તે વખતે દ્રૌપદી ત્યાં આવે છે તેની પણ તેને જાણ હોતી નથી. પછીથી તેના આગમનની જાણ થયા બાદ તેને દ્રૌપદી વ્યાકુળ લાગે છે. ભીમ તેનું કારણ પૂછે છે ત્યારે દ્રૌપદી ચેટીને તે કારણ જણાવવા કહે છે. ચેટી વાત કરે છે કે સુભદ્રા વગેરેના વૃંદમાં આજે દ્રૌપદી માતા સાથે દેવી ગાંધારીને વંદન કરવા ગયાં હતાં. આ સાંભળીને ભીમ બોલી ઊઠે છે કે એ બરોબર છે. વડીલો પૂજનીય છે. તેઓને વંદન કરવું જોઈએ.

**સમજૂતી :** દ્રૌપદીને વ્યાકુળ થવાના કારણરૂપ અપમાનનો પ્રસંગ ચેટી ભીમને કહેતી હતી. તેના આરંભમાં જ વડીલોને વંદન કરવા અંગે નાટકકાર આ નાનું અર્થસભર વાક્ય બોલે છે. વડીલો હંમેશાં આદરણીય છે. તેઓ પૂજનીય અને વંદનીય છે. દુર્યોધનની માતા હોવા છતાં ગાંધારી વડીલ છે તેથી દ્રૌપદી વગેરે તેમને વંદન કરવા જાય તે તદ્દન યોગ્ય છે.

આ વાક્ય ભીમના મુખમાં મૂકીને નાટકકારે પોતાની કલાનો પરિચય કરાવ્યો છે. આ નાટકમાં ભીમ પ્રમુખ પાત્ર છે છતાં તે નાયકની કક્ષાએ જતો નથી કારણ તે ધીરોદ્ધત છે. છતાંય શત્રુ દુર્યોધનની માતા માટે તેના આદર અને વિનય અહીં પ્રગટ થયા છે. આ વાક્ય તેના સ્વચ્છ, દ્વેષભાવ વિનાના તથા સ્વસ્થ મનોભાવનો પરિચય કરાવે છે.

(૧૨) स्त्रीणां हि साहचर्याद्‌भवन्ति चेतांसि भर्तृसदृशानि । (२०)

**અથવા**

**दुर्योधनकलत्रं हि सा ।**

**અર્થ :** સહવાસને કારણે સ્ત્રીઓનાં મન પણ પતિ જેવાં થઈ જાય છે.

**અથવા**

એ દુર્યોધનની જ પત્ની છે.

**સંદર્ભ :** આ શ્લોકપંક્તિ/વાક્ય ભીમની સૂચનાના પ્રત્યુત્તરરૂપે સહદેવ બોલે છે. દ્રૌપદી વ્યાકુળ છે અને ભીમ તેને વ્યાકુળતાનું કારણ પૂછે છે. દ્રૌપદી ચેટીને તે કારણ કહેવા માટે જણાવે છે. ચેટી વિગતવાર વાત કહેવાનો આરંભ કરતાં કહે છે કે આજે સુભદ્રાને આગળ રાખીને દ્રૌપદી માતા સાથે ગાંધારીને પગે લાગવા ગયાં હતાં. પાછા ફરતાં, દુર્યોધનની પત્ની ભાનુમતીએ તેમને જોયાં. પછી દેવી દ્રૌપદીને જોઈને સખીના ચહેરા ઉપર નજર રાખીને ગર્વ સાથે સહેજ હસીને તે બોલી, "અલી યાજ્ઞસેની, સાંભળ્યું છે કે તમે લોકોએ પાંચ ગામ માગ્યાં છે. તો હજુ ય તારા વાળ કેમ બાંધતી નથી ?" આ સાંભળીને ભીમ સહદેવને કહે છે કે "સહદેવ, સાંભળ્યું ?" સહદેવ જવાબ વાળે છે કે એમાં કહેવા જેવું શું હોય ? છેવટે તો એ દુર્યોધનની પત્ની છે ને. સહવાસને લીધે સ્ત્રીઓનાં મન પણ પતિના જેવાં થઈ જાય છે. મધુર વેલી પણ વિષવૃક્ષને આધારે હોય તો લોકોને બેભાન કરી શકે છે.

**સમજૂતી :** ભાનુમતીએ દ્રૌપદીની મશ્કરી કરી એ વાત સાંભળીને સહદેવે કરેલો આ કટાક્ષ છે. તે કહેવા માગે છે કે છેવટે તો ભાનુમતી દુષ્ટ દુર્યોધનની પત્ની છે. તેની પાસેથી સારા વર્તનની અપેક્ષા રાખવી એ વધુ પડતું છે. પતિના સહવાસમાં રહેતી સ્ત્રીનું મન પણ તે પતિના જેવું થઈ જાય છે. તેના સંગનો રંગ તેને લાગે છે. ભાનુમતી તેના દુષ્ટ પતિના સંગથી વિષવલ્લી જેવી બની ગઈ છે. વેલી મધુર હોય પણ જો તે વિષવૃક્ષને આધારે રહેવા માંડે તો તે પણ સામાને બેભાન કરવા સમર્થ બને છે. પતિના સાહચર્યથી પત્નીના વ્યક્તિત્વ અને વિચારોમાં આમૂલ ફેરફાર થઈ જાય છે એ વાત સહદેવ, આ અંગેના શ્લોકમાં નિસર્ગમાંથી ઉદાહરણ આપીને સ્પષ્ટ કરે છે.

**(૧૩) अयि भानुमति, युष्माकममुक्तेषु केशेषु कथमस्माकं देव्याः केशाः संयम्यन्त इति ।**

**અર્થ :** અરે ભાનુમતી ! જ્યાં સુધી તમારા લોકોના વાળ બંધાયેલા છે ત્યાં સુધી અમારાં દેવીના વાળ કેમ કરીને બંધાય ?

**સંદર્ભ :** આ વાક્ય દ્રૌપદીની ચેટી બુદ્ધિમતિકા બોલે છે.

દુર્યોધન સાથે પાંચ ગામ મેળવીને સંધિ કરવા માટે કૃષ્ણને મોકલવાનું યુધિષ્ઠિરે પગલું લીધું. ભીમને આ પસંદ નથી. તે પોતાનો આક્રોશ સહદેવ સામે પ્રગટ કરે છે. દરમિયાન દ્રૌપદી ત્યાં આવે છે. તેને વ્યાકુળ જોઈને ભીમ, વ્યાકુળતાનું કારણ પૂછે છે. આ જણાવવા ચેટી માંડીને વાત કરે છે કે દેવી દ્રૌપદી વગેરે આર્યા ગાંધારીને વંદન કરવા ગયાં હતાં ત્યાંથી પાછા ફરતાં રસ્તામાં ભાનુમતી મળી. તેણે ગર્વપૂર્વક જોઈને, સહેજ મજાકિયું હાસ્ય કરીને દ્રૌપદીને કહ્યું કે 'અલી યાજ્ઞસેની, પાંચ ગામ માંગ્યાં છે એમ સાંભળ્યું છે. તો હજુ પણ તારા વાળ કેમ બાંધતી નથી.' ભાનુમતીની આ અવળીવાણીનો ચેટીએ જે જવાબ આપ્યો તે આ વાક્યમાં છે.

**સમજૂતી :** ચેટીએ ભાનુમતીને સજ્જડ અને જડબાતોડ જવાબ આપ્યો છે. ભાનુમતીએ ક્રૂર કટાક્ષ કર્યો હતો કે પાંચ ગામડાંની ભીખ માગનાર પાંડવોની પરાક્રમ દેખાડવાની પ્રતિજ્ઞા હવાઈ ગઈ છે. તેઓ બળનો પ્રયોગ કરવાનાં બણગાં ફૂંકતા હતા. ચેટી એવા જ સૂરમાં વળતો ફટકો મારે છે કે દ્રૌપદીના વાળને બાંધવાનો તમારા વાળ સાથે સંબંધ છે. તમારા કેશ છૂટે ત્યારે જ તેમના કેશ બંધાય. દ્રૌપદીએ તો વાળ છૂટા રાખવાની સ્વેચ્છાએ પ્રતિજ્ઞા લીધી છે. તેને થયેલ અન્યાય અને અપમાન તેના કારણરૂપે છે. પરંતુ ભાનુમતીના કેશ જ્યારે છૂટશે ત્યારે ફરીથી ક્યારેય બાંધી શકાશે નહીં. ભાવાર્થ એ કે ભીમ દુર્યોધનને અચૂક મારશે અને ભાનુમતીએ કેશ છૂટા કરવા પડશે. ત્યાર બાદ દ્રૌપદીના કેશ બંધાશે.

ચેટીએ પોતાનું બુદ્ધિમતિકા નામ સાર્થક કર્યું છે અને ઘણી જ ચતુરાઈપૂર્વક જવાબ આપ્યો છે. સેવકો પોતાના માલિકોના જ પક્ષે રહેતા હોય છે. ભીમ આની કદર કરતાં કહે છે કે અમારા સેવકને શોભે એવું તેં કહ્યું. વળી તે તેને પોતાનાં આભૂષણ પણ આપે છે.

**(૧૪) तं मोहान्धः कथमयममुं वेत्तु देवं पुराणम् । (૨૩)**

**અર્થ :** મોહથી આંધળો બનેલો તે અનાદિ દેવને કઈ રીતે જાણી શકે તે કહો.

**સંદર્ભ :** આ વાક્ય ભીમસેન સહદેવને કહે છે.

યુધિષ્ઠિરે પોતે પાંચ ગામથી સંતોષ માનશે એવો સંધિનો પ્રસ્તાવ કૃષ્ણ મારફતે દુર્યોધન પાસે મોકલ્યો. પરંતુ વિષ્ટિકાર કૃષ્ણને તેણે બાંધી લેવાનો પ્રયત્ન કર્યો એવા સમાચાર કંચુકી લાવે છે. તે વધુમાં કહે છે કે દુર્યોધનની આ કુચેષ્ટાના જવાબમાં કૃષ્ણે પોતાના વિશ્વરૂપના તેજના પ્રહારથી સૌને મૂર્છિત કરી દીધા અને પછી કૌરવોનો તિરસ્કાર કરીને તે પાંડવોની છાવણીમાં પાછા ફર્યા છે. આ સાંભળીને ભીમ પ્રતિભાવ આપતાં કૃષ્ણની લોકોત્તર પ્રતિભાની પ્રશસ્તિ કરે છે.

મહાન સાત્વિક મુનિઓ જેમને અંધકાર અને પ્રકાશથી પર અને અવર્ણનીય સ્વરૂપે જુએ છે તેવા પુરાણા-અનાદિ દેવને આ મોહાંધ દુર્યોધન કઈ રીતે ઓળખી શકે ?

**સમજૂતી :** કૃષ્ણની અનાદિ પરબ્રહ્મ તરીકે પ્રશસ્તિ કરતાં ભીમે તેમના દિવ્ય અને પરમ તત્ત્વ સ્વરૂપનો ઉલ્લેખ કર્યો છે. અનાદિ અને અનંત બ્રહ્મને ઓળખવા માનસિક શક્તિ જોઈએ. દુર્યોધન તો ઉદ્ધત, અભિમાની, ઘમંડી અને કુટિલ દુષ્ટ છે. કૃષ્ણના પરમ સ્વરૂપને જાણવાનું તેનું ગજું જ નથી.

ભીમના મુખમાં કૃષ્ણની લોકોત્તર અને આધ્યાત્મિક પ્રશસ્તિ મૂકીને નાટકકારે પટાન્તરે કૃષ્ણ પ્રત્યે પોતાની જ લાગણી પ્રગટ કરી છે. કૃષ્ણને ઓળખવા મોહનાં પડળ દૂર કરવાની પહેલી અને તાતી જરૂર છે.

**(૧૫) देवि, किमन्यत् । यज्ञः प्रवर्तते ।**

**અર્થ :** દેવી, બીજું તો શું ? યજ્ઞ શરૂ થઈ ગયો છે.

**સંદર્ભ :** આ વાક્ય ભીમસેન દ્રૌપદીને કહે છે. કૃષ્ણ વિષ્ટિકાર તરીકે દુર્યોધન પાસે ગયા ત્યારે દુર્યોધને તેમની સાથે જે અઘટિત વ્યવહાર કર્યો તે સમાચાર સાંભળીને ભીમ આવેશમાં આવીને ઉત્તેજિત થાય છે. છતાં ઉપહાસ કરતાં કહે છે કે 'પાંડવોનો ક્રોધ તો નિમિત્ત છે પણ કૃષ્ણને બાંધવાની કોશિશ કરવાનું તારું વર્તન તારો વિનાશ નોંતરશે. દુર્યોધન મોહાંધ છે તેથી કૃષ્ણને કઈ રીતે ઓળખી શકે ?' એ દરમિયાન નેપથ્યમાં કોલાહલ થાય છે અને અવાજ સંભળાય છે કે દ્યૂતની અરણિમાંથી જન્મેલો યુધિષ્ઠિરના ક્રોધનો અગ્નિ, રાણીનાં કેશ અને વસ્ત્રો ખેંચવાને લીધે કુરુઓનાં મહાવનમાં ફેલાઈ રહ્યો છે. દ્રૌપદી, આ ક્ષણે ક્ષણે વાગતા દુંદુભિ વિશે પૂછે છે ત્યારે ભીમ પ્રસ્તુત વાક્ય દ્વારા કહે છે કે આ તો યજ્ઞ શરૂ થઈ ગયો છે.

**સમજૂતી :** કૌરવો અને પાંડવો વચ્ચે સમાધાન અને શાંતિ થાય તે માટેના બધા પ્રયત્નોને દુર્યોધનના ઘમંડે નિષ્ફળ બનાવ્યા. રણસંગ્રામના ગણેશ મંડાયા અને તેનું સૂચન કરતો દુંદુભિનાદ ફેલાઈ રહ્યો છે. ભીમસેન યુદ્ધને યજ્ઞ કહે છે. આ રણયજ્ઞમાં યુધિષ્ઠિર સિવાયના ચાર પાંડવો પુરોહિતો છે. કૃષ્ણ કર્મના ઉપદેશક છે. રાજા યુધિષ્ઠિરે રણયજ્ઞની દીક્ષા લીધી છે. પત્નીએ વ્રત લીધું છે. કૌરવો પશુઓ છે. પ્રિયા દ્રૌપદીને થયેલા અપમાનનું શમન એ યજ્ઞનું ફળ છે. આ માટે ક્ષત્રિયોને આમંત્રણ આપવા માટે યશવાળો દુંદુભિ વાગી રહ્યો છે.

આ વાક્ય દ્વારા ભીમ જણાવવા માગે છે કે અત્યારે રણસંગ્રામ શરૂ નથી થતો પણ રણયજ્ઞ શરૂ થાય છે. યુદ્ધને તે યજ્ઞ જેવું પવિત્ર કાર્ય માને છે.

(૧૬) **अनिःशेषितकौरव्यं न पश्यसि वृकोदरम् । (२६)**

**અર્થ :** કૌરવોને ખતમ કર્યા વિનાના ભીમને તું હવે જોઈશ નહીં.

**સંદર્ભ :** આ વાક્ય દ્રૌપદી ભીમસેનને કહે છે.

વિષ્ટિકાર તરીકે કૃષ્ણનું કાર્ય નિષ્ફળ ગયું. દુર્યોધને તો કૃષ્ણને બાંધીને અપમાનિત કરવાની કુચેષ્ટા કરી. યુધિષ્ઠિરને માટે ક્રોધ કર્યા વિના અને યુદ્ધ કર્યા વિના વિકલ્પ ન રહ્યો. યુદ્ધનાં મંડાણ થયાં. ભીમ સમરાંગણમાં સિધાવે તે પહેલાં દ્રૌપદી તેને પોતાના શપથની યાદ અપાવતાં કહે છે કે યુદ્ધમાંથી પાછા ફરીને તમારે મને સ્વસ્થ કરવાની. આના જવાબમાં ભીમ આ શ્લોકપંક્તિમાં કહે છે કે કૌરવોને ખતમ કર્યા વિના હું પાછો ફરીશ નહિ.

**સમજૂતી :** સમરાંગણમાં જતા પહેલાં ભીમ આ પંક્તિથી દ્રૌપદીને ખાત્રી આપે છે કે હું કૌરવોનો ખાત્મો બોલાવીને જ જંપીશ. એ સિવાય તને મારું મોં બતાવીશ નહિ. કૌરવો ખતમ ન થયા હોય અને મારો ચહેરો અપમાન, થાક અને સંકોચથી ઝાંખો થયો હોય એવો હું તારી નજરે નહીં આવું. આ પંક્તિ જ ભીમની આત્મશ્રદ્ધાનો પરિચય કરાવે છે. અહીં નાટકકારે न **पश्यसि** શબ્દો મૂકીને આ શ્રદ્ધાને ધારદાર બનાવી છે. ભવિષ્યમાં બનનારી ઘટનાને વર્તમાન કાળના ક્રિયાપદના ઉપયોગ દ્વારા જાણે કે અત્યારે જ નજરોનજર નિહાળતા હોઈએ એ રીતે રજૂ કરીને નાટ્યકારે કમાલ કરી છે.

(૧૭) **यतोऽप्रमत्तचरणीयानि रिपुबलानि श्रूयन्ते ।**

**અર્થ :** કારણ કે શત્રુસેનામાં સાવધાનીથી ફરવું જોઈએ એવું સંભળાય છે.

**સંદર્ભ :** આ વાક્ય પહેલા અંકના અંતમાં દ્રૌપદી ભીમને કહે છે. પાંડવો અને દ્રૌપદીનું કૌરવોએ ભારે અપમાન કર્યું. ભાનુમતીએ ટોણો મારીને તે અપમાનની આગમાં ઘી હોમ્યું. સમાધાન માટે યુધિષ્ઠિરના પ્રયત્નને સફળતા ન મળી. છેવટે યુદ્ધ એ જ કલ્યાણ બની રહ્યું. યુદ્ધમાં જતા ભીમને પોતાના છુટ્ટા કેશના શપથની દ્રૌપદી યાદ અપાવે છે અને ભીમસેન કૌરવોને ખતમ કરવાની ખાત્રી આપે છે. રણવાટે સિધાવતા ભીમને દ્રૌપદી કહે છે કે ક્રોધમાં આવીને તમે રણભૂમિ ઉપર ગાફેલ બનીને ફરશો નહિ. સંભળાય છે કે શત્રુઓની સેનામાં સાવધાનીથી ફરવું જોઈએ.

**સમજૂતી :** આ વાક્યમાં ભીમસેન માટે દ્રૌપદીની ચિંતા પ્રગટ થાય છે. યુદ્ધમાં બેદરકારી દાખવવી એ જોખમ છે. મૃત્યુ ક્યારે અને કયા સ્વરૂપે આવશે એ કહી શકાય નહીં. તેથી સાવધાની રાખવી એ અત્યંત જરૂરી છે. શરીરની પરવા રાખીને ફરવાથી આપણે બચી શકીએ અને શત્રુનો સંહાર કરી શકીએ. આમ ભીમસેન માટે દ્રૌપદીનો પ્રેમ જ ચિંતાના સ્વરૂપે જોઈ શકાય છે.

## અંક ૨

(૧૮) **अकुशलदर्शनाः स्वप्ना देवतानां प्रशंसया कुशलपरिणामा भवन्तीति श्रूयते ।**

**અર્થ :** અનિષ્ટસૂચક સ્વપ્નો દેવતાની સ્તુતિથી શુભ ફળ આપે છે એવું સાંભળ્યું છે.

**સંદર્ભ :** આ વાક્ય ભટ્ટનારાયણના નાટક વેણીસંહારના દ્વિતીય અંકમાં આવે છે. [બીજા અંકના સંદર્ભવાક્યના દરેકના ઉત્તરમાં આ વાક્ય લખવું અને પછીથી આગળનું ઉમેરવું.] આ વાક્ય ચેટી તરલિકા, ભાનુમતીને કહે છે.

કૌરવો-પાંડવો વચ્ચે યુદ્ધ શરૂ થઈ ચૂક્યું છે. ભીષ્મ પિતામહ બાણશૈયા પર સૂતા છે. અભિમન્યુની હત્યા થઈ ચૂકી છે. આવી પરિસ્થિતિએ યુદ્ધ આવી પહોંચ્યું છે ત્યારે દુર્યોધન પત્ની ભાનુમતીને મળવા ઉત્સુક છે. બીજી બાજુ ભાનુમતીને આવેલા અશુભ સ્વપ્નની વાત વિશે સખી અને ચેટી કહી રહી છે કે તેણે વધુ પડતો સંતાપ ન કરવો. ભાનુમતીને લાગે છે કે સ્વપ્ન વધુ પડતું અનિષ્ટસૂચક છે. સખી તેને સ્વપ્ન કહેવા જણાવે છે કે જેથી ધર્મકથા, સ્તુતિ વગેરે દ્વારા શુભની સ્થાપના થઈ શકે. સખીની વાતમાં સૂર પૂરાવતાં ચેટી આ વાક્ય બોલીને સખીની વાતને સમર્થન આપે છે.

**સમજૂતી :** દુર્યોધનની પત્ની ભાનુમતી ચિંતામાં ડૂબેલી છે. તેણે અશુભ સ્વપ્ન જોયેલું છે. તેની ચિંતામાં સહભાગી થતી સખી સુવદના સાથે ચેટી તરલિકા પણ જોડાય છે અને સમજાવે છે કે ચિંતા કરવાની જરૂર નથી. સ્વપ્ન અનિષ્ટસૂચક હોય તો પણ (ધર્મકથા, દેવકથા વગેરેથી તથા) દેવોની સ્તુતિથી તેની અશુભ અસર દૂર થાય છે અને શુભ ફળ મળે છે.

સ્વપ્નો નિરર્થક હોતાં નથી. ઘણાં સ્વપ્નો સાચાં પડે છે એવી વ્યાપક માન્યતા છે. આથી જ ભાનુમતીને ચિંતા ઘેરી વળી છે. પરંતુ ધર્મકથા, દેવોની પ્રાર્થના-સ્તુતિ વગેરેથી અશુભ અસરને નાબૂદ કરીને સારું પરિણામ મેળવી શકાય એવું પણ સ્વપ્નશાસ્ત્રને આધારે માનવામાં આવે છે. આ એક વ્યાપક માન્યતા સમાજમાં રૂઢ થયેલી છે જે સામાજિક પરિસ્થિતિ ઉપર પ્રકાશ પાડે છે.

(૧૯) **करोति महतीं प्रीतिमपकारोऽपकारिणाम् ।** (૩)

**અર્થ :** શત્રુનો અપકાર કરવામાં આવે તો ઘણો આનંદ થાય છે.

**સંદર્ભ :** આ વાક્ય દુર્યોધન કંચુકીને કહે છે.

બીજા અંકના મુખ્ય દૃશ્યના આરંભ પછી તરત જ દુર્યોધન અને કંચુકી પ્રવેશ કરે છે. દુર્યોધન ભાનુમતી પાસે જઈ રહ્યો છે. તેને માહિતી મળે છે કે દ્રોણાચાર્ય,

કર્ણ, જયદ્રથ વગેરેએ ભેગા મળીને અભિમન્યુને હણી નાખ્યો છે. આ સાંભળીને દુર્યોધન ખુશ થાય છે. પોતાની આ ખુશીનું કારણ શ્લોક દ્વારા તે કંચુકીને જણાવતાં કહે છે કે શત્રુ ઉપર ખાનગીમાં કે જાહેરમાં, થોડો કે ઘણો, પોતાના દ્વારા કે બીજા દ્વારા અપકાર કરવામાં આવે તો ઘણો આનંદ થાય છે.

**સમજૂતી :** અભિમન્યુના વધના સમાચાર જાણીને દુર્યોધને આ પંક્તિમાં તેનો પ્રતિભાવ આપ્યો છે. આ વધ પ્રસંગે દુર્યોધન હાજર ન હતો. તેથી આ અગત્યની ઘટનાનો તે સાક્ષી બની શક્યો નથી. પણ ઘટના જ એવી છે કે તે જાણીને વિરોધીઓ નાચી ઊઠે.

રાજનીતિના વ્યવહારો વાસ્તવિક વ્યવહાર કરતાં અલગ હોય છે. તેમાં ય યુદ્ધમાં અખત્યાર કરવાની રણનીતિમાં તો સમાજની નીતિનાં ધોરણો લાગુ પાડી જ ન શકાય. અનેકે ભેગા મળીને એકને – યુવાન અભિમન્યુને હણ્યો. તેનાથી પાંડવ પક્ષને મોટો ફટકો સહન કરવો પડ્યો. આ બાબત દુર્યોધનની દૃષ્ટિએ તો લાભ જ છે. દુષ્ટ દુર્યોધનની કુટિલ દૃષ્ટિ આ યુદ્ધકીય લાભ તરત જ પામી જાય અને પ્રતિભાવ આપે એ સહજ છે. 'પોતાનો ઉદય અને પર પક્ષની હાનિ' એ રાજનીતિનું મહત્ત્વનું સૂત્ર છે.

**(૨૦) या श्लाघा पाण्डुपुत्राणां सैवास्माकं भविष्यति । (૪)**

**અર્થ :** પાંડવોની જે પ્રશંસા થઈ હતી તેવી જ અમારી થશે.

**સંદર્ભ :** આ વાક્ય દુર્યોધન કંચુકીને કહે છે.

[ઉપરના સંદર્ભ ૧૯નો 'સંદર્ભ'વાળો ફકરો લખો. પછી આ ઉમેરો.] દુર્યોધન રાહતનો શ્વાસ લે છે ત્યારે કંચુકી કહે છે કે આચાર્ય દ્રોણના પ્રભાવની ગણનામાં આ અભિમન્યુવધ તો સરળ કામગીરી ગણાય. તેમાં કર્ણ અને જયદ્રથનાં વખાણ કરવાનો કોઈ હેતુ નથી. દુર્યોધન તેને પૂછે છે કે 'તૂટેલા ધનુષ્યવાળા એકલા બાળકને ઘણાએ એકઠા થઈને હણી નાખ્યો એમાં કુરુમહારથીઓનાં વખાણ શેનાં કરવાનાં' એવું તેં કહેલું ને ? પણ શિખંડીને આગળ કરીને પાંડવોએ વૃદ્ધ ભીષ્મને હણ્યા ત્યારે પાંડવોની પ્રશંસા થઈ હતી. એ રીતે અભિમન્યુવધમાં અમારી ય પ્રશંસા થશે.

**સમજૂતી :** દુર્યોધન કહે છે કે પાંડવોએ યુદ્ધમાં કપટનીતિનો આશ્રય લીધેલો છે. ભીષ્મ પિતામહનો વધ છળ દ્વારા કરેલો છે. જો પાંડવો કપટનીતિ ખેલી શકે તો અમે પણ તેમ કરી જ શકીએ. તેથી અભિમન્યુ બાળક હોય કે ગમે તે હોય. તે યુદ્ધમાં લડવા આવ્યો છે. તેની સાથે યુદ્ધ કરવા માટે અનુકૂળ હોય તેવી કોઈ પણ વ્યૂહ રચના યોજવાની હોય છે. આ માટે એકનો કે અનેકનો હુમલો કરવો પડે તે અયોગ્ય ન જ ગણાય. ભીષ્મનો વધ કરતી વખતે નપુંસક શિખંડીને તેમના રથની

આગળ ઊભો રાખીને તેમને મજબૂરીપૂર્વક નિષ્ક્રિય કરી નાખવામાં આવ્યા હતા. આ રીતે અભિમન્યુવધ તો 'જેવા સાથે તેવા'ની નીતિ મુજબ વિચારતાં અન્યાયી ઠરતો નથી. અને રાજનીતિ - યુદ્ધનીતિમાં તો આમ જ હોય.

શિખંડી દ્રુપદનો પુત્ર હતો. અંબાને ભીષ્મે અપમાનિત કરી તેથી તેણે બદલો લેવા વનમાં જઈને તપ કર્યું. શિવે પ્રસન્ન થઈને વરદાન આપ્યું કે પછીના જન્મમાં તું વેરની પ્રતિશોધ કરી શકીશ. દ્રુપદ રાજા પુત્રપ્રાપ્તિ માટે શિવની આરાધના-તપ કરતા હતા. તેને શિવે વરદાન આપ્યું કે તને પુત્રી થશે જે સમય જતાં પુરુષત્વ પામશે અને ભીષ્મને હણશે. દ્રુપદને ત્યાં કન્યા જન્મી. તેનું નામ શિખંડિની રાખ્યું. સમય જતાં તે શિખંડી થયો. પૂર્વ જન્મની તે અંબા હતી. ભીષ્મ સાથેના યુદ્ધ વખતે અર્જુને તેને વચમાં ઊભો રાખ્યો. ભીષ્મ જેવા વીર પુરુષે નપુંસક ઉપર બાણ ન ચલાવ્યું અને તે નિષ્ક્રિય રહ્યા. આથી અર્જુને તેમને પરાસ્ત કર્યા. દુર્યોધન ભીષ્મના આ પરાજયનો અહીં ઉલ્લેખ કરે છે.

અહીં, દુર્યોધનની દુષ્ટ બુદ્ધિનો સૂર સાંભળવા મળે છે એમ સમજવાને બદલે દુર્યોધન રાજનીતિની દૃષ્ટિએ ઘટનાનું મૂલ્યાંકન કરે છે એવું સમજવું જોઈએ.

**(૨૧) दोषं पश्यसि कं प्रिये परिजनोपालम्भयोग्ये मयि ।** (૮)

**અર્થ :** સેવકની જેમ ઠપકો આપવા યોગ્ય કયો દોષ, હે પ્રિયે, તેં મારામાં જોયો છે ?

**સંદર્ભ :** દુર્યોધનને કંચુકીએ અભિમન્યુવધના સમાચાર આપ્યા. તેનાથી તે ખુશ થઈ ગયો. તે પોતાની પત્ની ભાનુમતીને મળવા માટે આવેલો છે. પરંતુ એની પાસે જતા પહેલાં તે એકાંતમાં સખી સાથે વાત કરતી ભાનુમતીની વાતો લતાસમૂહ પાછળથી છાનોમાનો સાંભળે છે. ભાનુમતીને અશુભ સ્વપ્ન આવ્યું છે જેનાથી તે ખૂબ ચિંતિત છે. આ સ્વપ્નની વિગતો તે સરળતાથી સખીને કહી શકતી નથી. તે પોતાનું દુઃખ જ પ્રગટ કરે છે. દુર્યોધન આ દુઃખનું કારણ વિચારે છે. ભાનુમતી સવારે કહ્યા વિના વાસભવનમાંથી ગઈ હતી. દુર્યોધન આ બાબતનું એવું કારણ કલ્પે છે કે ભાનુમતી તેના ઉપર ગુસ્સે થઈ છે. તે બોલે છે કે મેં તો તારા ઉપર ખૂબ પ્રેમ વરસાવ્યો છે, છતાં તું વિમનસ્ક શાથી છે ? સ્વપ્નમાં પણ તેં મને બીજી સ્ત્રી સાથે વાત કરતાં જોયો છે ? તો પછી, સેવકની જેમ ઠપકો આપવા યોગ્ય કયો દોષ તેં મારામાં જોયો ?

**સમજૂતી :** દુર્યોધન માની બેસે છે કે ભાનુમતીના સંતાપનું કારણ પોતે જ છે. તેથી તે જાણે કે પૂછે છે કે મારામાં તને કઈ ઊણપ દેખાઈ છે ? આલિંગનમાં પણ તારા કંઠ ઉપરનો મારો બાહુપાશ શિથિલ થયો નથી. નિદ્રા દરમિયાન તું પડખું ફેરવીને સૂઈ ગઈ હોય ત્યારે હું જાગ્યો હોઉં તો તને મારી તરફ ફેરવી છે. સ્વપ્નમાં પણ તેં મને બીજી સ્ત્રી સાથે વાત કરતાં જોયો નથી. તો પછી એવો તે

કયો દોષ મારામાં તેં જોયો કે જેથી હું નોકરની જેમ ઠપકાને પાત્ર થયો છું ? આમ કહીને દુર્યોધન ભાનુમતી પ્રત્યે પોતાનું દાસત્વ તથા ગાઢ પ્રેમ હોવાનું પ્રગટ કરે છે.

આ ઉદ્ગાર નાટકકારે શૃંગારરસનું નિરૂપણ કરવા માટે દુર્યોધનના મુખમાં મૂક્યો છે. સેનામાં તાંડવ મચાવનાર દુર્યોધન પત્ની ભાનુમતી સામે મીણ જેવો ઢીલો સેવક બની જાય છે. આમ વીરરસના નાટકમાં શૃંગારનું વાતાવરણ કવિ દાખલ કરી રહ્યા છે. પરંતુ કવિની આ કાવ્યપ્રવૃત્તિ કૃતિને આસ્વાદ્ય બનાવવાને બદલે અવરોધરૂપ બને છે. નાટકના પ્રવર્તમાન વાતાવરણમાં આ નિરૂપણ બંધબેસતું નથી. વળી ભાનુમતી શેના સંદર્ભમાં સંતાપની - દુઃખની વાત કરે છે તે જાણ્યા કે સમજ્યા વિના જ દુર્યોધન જાણે કે કૂદી પડે છે તે પણ અજૂગતું લાગે છે.

(૨૨) **तत्रैव दुश्चरितमद्य निवेदयन्ती**

**ह्रीणासि पापहृदये न सखीजनेऽस्मिन्** । (११)

**અર્થ :** એ જ સખીઓને તારું હલકું ચરિત્ર જણાવી રહી છે, તો હે પાપી મનવાળી, તને શરમ નથી આવતી ?

**સંદર્ભ :** આ વાક્ય છુપાઈને ઊભો રહેલો દુર્યોધન ભાનુમતીને ઉદ્દેશીને બોલે છે.

ભાનુમતીને અશુભ સ્વપ્ન આવ્યું છે. તે કહે છે કે નકુળે તેની સાથે પ્રેમચેષ્ટા કરવા માંડી, તેના વસ્ત્રનો છેડો પણ ખેંચ્યો. આ વાતચીત સાંભળતા દુર્યોધનને એ ખબર નથી ભાનુમતી સ્વપ્નની વાત કરી રહી છે. તે નકુલને માદ્રીપુત્રના અર્થમાં સમજે છે અને ગુસ્સે થઈ પત્નીને તથા પછી માદ્રીપુત્ર નકુળને સજા કરવાનું નક્કી કરે છે. તેને લાગે છે કે ભાનુમતીનું દ્વિમુખી વ્યક્તિત્વ છે. તે દુર્યોધનને પાળે છે અને નકુળને પ્રેમ કરે છે. ભાનુમતી કહે છે કે હું બેસવાની તે જગા છોડીને લતામંડપમાં ગઈ તો તે નકુલ પણ મારી પાછળ પાછળ ત્યાં આવ્યો. આ સાંભળીને દુર્યોધન પ્રસ્તુત પંક્તિઓવાળો શ્લોક બોલીને પ્રતિભાવ આપે છે. તે કહે છે કે જેમની પાસે એકાંતમાં તું મારી સાથેની પ્રેમભરી રતિક્રીડાઓનું વર્ણન કરતી હતી એ જ સખીઓ સામે આવું તારું હલકટ ચરિત્ર જણાવતાં શરમ નથી આવતી ? તું પાપણી છે.

**સમજૂતી :** દુર્યોધન આવેગમાં છે. તેણે અધવચથી વાત સાંભળી છે. તેથી તેના આ ઉદ્ગાર તદન અયોગ્ય અને અવિચારી લાગે છે. પોતાની પ્રિય અને વફાદાર પત્ની ઉપર તે ખોટી રીતે કુશંકા કરે છે. મૂર્ખ દુર્યોધન પોતાની પત્નીને ખરેખર ઓળખી શક્યો નથી. વળી તે આ પ્રકારની શંકા કરવામાં ઉતાવળો થઈ જાય એવી ઉંમરનો પણ નથી. ઉંમરને અનુરૂપ ધીરતા અને સ્વસ્થતાનો તેનામાં અભાવ વરતાય છે. અનુચિત શંકાઓ કરનાર તે પછીથી ભાનુમતી પાસે શૃંગારચેષ્ટાઓ કરવા જાય છે ત્યારે તો ઘમંડી અને વક્ર પ્રકૃતિનો જણાય છે. તેના

દામ્પત્ય સાથે ભીમ અને દ્રૌપદીનું દામ્પત્ય વિરોધાભાસમાં સરસ રીતે ઉપસી આવે છે. સાચો પ્રેમ હોય ત્યાં શંકાને સ્થાન નથી. દુર્યોધન જેવા દુષ્ટ અને ટૂંકી દૃષ્ટિવાળાઓ સાચા પ્રેમનું ગળું દબાવવાની હીન કક્ષાએ ઊતરી શકે તેવા મન્દબુદ્ધિ હોય છે.

**(૨૩) स एव स्निग्धो जनो यः पृष्टः परुषमपि हितं भणति ।**

**અર્થ :** તે જ સ્નેહીજન છે જે પૂછવામાં આવે ત્યારે કઠોર હોય તો પણ હિતકારક વાત કહે.

**સંદર્ભ :** આ વાક્ય ભાનુમતીની સખી સુવદના અને ચેટી તરલિકા એકબીજાની સામે જોઈને अपवार्य બોલે છે.

દુર્યોધનની પત્ની ભાનુમતીને અશુભ સ્વપ્ન આવ્યું છે. તેને લીધે તે વ્યાકુળ છે. પોતાની સખી અને ચેટી સમક્ષ એ સ્વપ્નનું તે બયાન કરે છે. પછી પૂછે છે કે સ્વપ્નની આ વિગતોમાં કંઈ શુભસૂચક કહેવાય ? સ્વપ્નમાં ભાનુમતીએ એક નોળિયાને ૧૦૦ સર્પોને મારી નાંખતાં જોયો હતો. આથી ભાનુમતીએ જ્યારે તેઓનો અભિપ્રાય પૂછ્યો ત્યારે સખી અને ચેટી એકબીજા સામે જોઈને અંદરઅંદર વાત કરે છે કે આમાં કશું ય શુભસૂચક નથી. જો ખોટું કહીશ તો પ્રિયસખીનો અપરાધ કર્યો ગણાશે. આના અનુસંધાનમાં પ્રસ્તુત વાક્ય બોલાયું છે કે સ્નેહીજન તો એ જ છે કે જેને પૂછવામાં આવે ત્યારે કઠોર હોય તો પણ હિતની વાત કરે.

**સમજૂતી :** અહીં સ્નેહીજનની ઓળખ આપી છે. સ્નેહીજન પરસ્પરના હિતમાં રાચે છે. બીજી વ્યક્તિને ગેરલાભ કે નુકસાન થવા જેવું હોય તે જાણવા છતાં ય જે કહે નહિ તે સાચો સ્નેહીજન ન કહેવાય. તેમાં ય જ્યારે અભિપ્રાય માગવામાં આવે ત્યારે જે સાચી વાત ન કરે તેનો સ્નેહ કૃત્રિમ અને સ્વાર્થનો ગણાય. સખી અને ચેટી કહે છે કે જ્યારે પૂછ્યું જ છે ત્યારે સ્નેહીજન તરીકે આપણી ફરજ છે કે ભલે કઠોર હોય, કડવું હોય પરંતુ જે હિતકારક હોય તે જણાવી દેવું તે ભાનુમતીના હિતમાં છે. મધુર બોલવા કરતાં કડવું પણ પથ્ય વચન ઘણું ઉપકારક બની રહે છે.

આ એક સુંદર સુભાષિત વાક્ય છે. ભટ્ટનારાયણે આ વાક્યમાં સમાજોપયોગી સર્વકાલીન વિચાર આપ્યો છે.

**(૨૪) आः ममापि नाम दुर्योधनस्यानिमित्तानि हृदयक्षोभमावेदयन्ति ।**

**અર્થ :** અરે, અપશુકન મને, દુર્યોધનને પણ હૃદયમાં ક્ષોભ જન્માવે છે !

**સંદર્ભ :** આ વાક્ય દુર્યોધન બોલે છે.

લતાસમૂહ પાછળ છુપાઈને દુર્યોધને ભાનુમતીના અશુભ સ્વપ્નની વાત સાંભળી કે દિવ્યરૂપવાળા નોળિયાએ ૧૦૦ સર્પોને મારી નાંખ્યા. પછીથી આ નોળિયો

ભાનુમતીના ચોટલા ઉપર ચડી ગયો. દુર્યોધન આ ઘટનાનો સૂચિતાર્થ સમજી ગયો. આ સ્વપ્નમાં ૧૦૦ કૌરવોના મરણની આગાહી છે. તેથી ભાનુમતી ભયભીત થઈ ગઈ છે. દુર્યોધનની ડાબી આંખ ફરકે છે ત્યારે તે આ વાક્ય બોલે છે કે મને દુર્યોધનને પણ અપશુકન અને મનમાં ક્ષોભ થાય છે !

**સમજૂતી :** દુર્યોધન દુ:સ્વપ્નનો સૂચિતાર્થ પામી ગયો. ૧૦૦ સર્પોની સંખ્યા સીધી જ ૧૦૦ કૌરવોની સંખ્યાનો સંકેત કરે છે. આથી તે ગભરાયો. તેની ડાબી આંખ ફરકવા લાગી અને તેના મુખમાંથી આ ઉક્તિ સરી પડી. પોતે બળવાન અને વીર સુભટ તથા રાજા છે. છતાં જ્યારે ડાબી આંખ ફરકે છે ત્યારે તેને કુશંકા થાય છે. દુર્યોધન ગમે તેટલો ઘમંડી કે ખુમારીવાળો હોય પણ ભાગ્ય કોઈને ય છોડતું નથી. ભાવિની ઘટનાઓના ઓછાયા એક કે બીજી રીતે દેખાતા હોય છે. પોતે દુર્યોધન છે છતાં ય સ્વપ્નની વાતથી તેને ક્ષોભ થાય છે એ વિરોધી છે એવું તે સાચી રીતે માને છે.

**(૨૫) फलन्ति काकतालीयं तेभ्यः प्राज्ञा न बिभ्यति । (૧૪)**

**અર્થ :** (આ બધું) કાકતાલીય પ્રમાણે ફળે છે. ડાહ્યા પુરુષો તેમનાથી ડરતા નથી.

**સંદર્ભ :** આ પંક્તિ દુર્યોધન બોલે છે.

[ત્યારબાદ ઉપરના સંદર્ભ ૨૪માંથી સંદર્ભવાળો ફકરો લખો અને પછી આ ઉમેરો.] પણ પછી મક્કમતાપૂર્વક તે કહે છે કે ડરપોક હૃદયવાળાઓને ધ્રુજાવી મૂકે એવા અપશુકનો શી ગણતરીમાં છે ? આના સમર્થનમાં તે અંગિરસની મત ટાંકે છે કે ગ્રહનો ગતિ, સ્વપ્ન, અપશુકન, માનતા – આ બધું કાકતાલીય મુજબ ફળે છે, ડાહ્યા પુરુષો તેનાથી ડરતા નથી.

**સમજૂતી :** આ પંક્તિમાં દુર્યોધનના પાત્રની વિશેષતા છતી થાય છે. દુર્યોધન દુઃસ્વપ્નના સૂચિતાર્થથી હલબલી ઊઠ્યો છે. ૧૦૦ સર્પોને નોળિયાએ હણ્યા તેમાં ૧૦૦ કૌરવોના અર્થની છાયા તેને જણાય છે. પરંતુ દુર્યોધન જેવો વીર રાજવી બીજી જ ક્ષણે પોતાના મનને સ્વસ્થ કરી લે છે. અપશુકનથી કંપતા પોતાના મનને મનાવવા તે અપશુકન પ્રત્યે અશ્રદ્ધા પ્રગટ કરે છે. આ માટે તે અંગિરસના મતનો ઉલ્લેખ કરે છે.

સમાજમાં વહેમ, માન્યતા, અપશુકન વગેરે બાબતો કોઈ પણ જમાનામાં હોય છે. પરંતુ તેનાં પરિણામોમાં અપશુકનની ઘટનાનો ફાળો કેટલો એ બાબતમાં લોકો વિચારતા નથી. અંગિરસ મુનિના મતે આવી ઘટનાઓ થાય. પણ જે પરિણામ આવે તે એ ઘટનાનું ફળ છે એમ માની ન શકાય. જે તે ઘટના અને પરિણામ તો આકસ્મિક બાબત છે. ડાહ્યા પુરુષો, સમજદાર લોકો આવી ઘટનાઓને મહત્ત્વ આપતા નથી, માટે ડરતા નથી.

અંગિરસ બ્રહ્માના માનસપુત્ર હતા. કર્દમ પ્રજાપતિની પુત્રી શ્રદ્ધા સાથે તેમનું લગ્ન થયું હતું. (તેઓને બૃહસ્પતિ નામે પુત્ર જન્મ્યો હતો.) ઋગ્વેદમાં તેમનાં કેટલાંક સૂક્તો નવમા મંડલમાં છે. અહીં આ અંગિરસનો નાટકકારે ઉલ્લેખ કર્યો છે એમ શ્રી કાળે માને છે.

કાકતાલીય એટલે કાગડાનું બેસવું ને ડાળનું પડવું. આ સ્પષ્ટ રીતે આકસ્મિક જ છે. કાગડાના વજનથી ડાળ પડી જાય નહિ.

(૨૬) **उपकारि खल्विदं वात्याचक्रं सुयोधनस्य ।**

**અર્થ :** આ વંટોળિયાએ ખરેખર દુર્યોધન ઉપર ઉપકાર કર્યો છે.

**સંદર્ભ :** આ વાક્ય દુર્યોધન બોલે છે.

ભાનુમતીને આવેલા અપશુકનિયાળ સ્વપ્નને દુર્યોધને છુપાઈને જાણી લીધું. પછીથી તે ભાનુમતી સમક્ષ હાજર થયો. દુર્યોધન તેની સાથે પ્રેમાલાપ કરે છે ત્યારે દુઃસ્વપ્નથી ડરી ગયેલી ભાનુમતી કહે છે કે મારે એક ખાસ વ્રત કરવાની ઇચ્છા છે. પત્ની સાથે વિલાસ માણવાની ઇચ્છા સાથે આવેલો દુર્યોધન તેમાં સંમતિ નથી આપતો અને કહે છે કે પોતે હાજર હોય ત્યારે ડરવાનું કોઈ કારણ નથી. તે પત્ની સાથે વિહાર કરવાની ઇચ્છા પ્રગટ કરે છે. ત્યારે નેપથ્યમાંથી કોલાહલ સંભળાય છે. ભયંકર વંટોળિયો ફૂંકાયો છે એવા સમાચાર આપવામાં આવે છે. કોલાહલથી ડરી ગયેલી ભાનુમતી દુર્યોધનને વળગી પડે છે ત્યારે દુર્યોધન આ વાક્ય દ્વારા કહે છે કે ખરેખર વંટોળિયાએ તો દુર્યોધન ઉપર ઉપકાર કર્યો છે.

**સમજૂતી :** દુર્યોધન વિલાસક્રીડા માટે ભાનુમતી પાસે આવેલો છે. પણ ભાનુમતી તો અશુભ સ્વપ્નની શંકા અને વહેમને લીધે વ્રત કરવાની ઇચ્છા ધરાવે છે. દુર્યોધન તેમાં સંમત નથી થતો તો ય ભાનુમતી તે માટે આગ્રહ કરે છે. આવા વખતે, આવી ભાનુમતી જાતે જ રાજાને ભેટી પડે એ બાબત દુર્યોધન માટે ઉપકારક ગણાય. ભાનુમતી પ્રચંડ વંટોળિયાના આવેગ વિશે સાંભળીને ડરી ગઈ અને દુર્યોધનને વળગી પડી. આ રીતે વંટોળિયાએ અજાણતાં જ દુર્યોધન ઉપર ઉપકાર કર્યો એમ કહેવાય. વંટોળ સર્જાયો ન હોત તો ભાનુમતી વ્રત કરવાનો વિચાર અમલમાં મૂકત. માટે જ દુર્યોધન આ વાક્ય દ્વારા વંટોળિયાનો આભાર માને છે.

(૨૭) **देव, भग्नं भग्नम् ।**

**અર્થ :** દેવ, ભાંગી નાખી, ભાંગી નાખી.

**સંદર્ભ :** આ વાક્ય દુર્યોધનનો વૃદ્ધ કંચુકી બોલે છે.

દુર્યોધન ભાનુમતી પાસે ગયો છે. તે તેની સાથે વિલાસક્રીડા માટે ઇચ્છા ધરાવે છે. પરંતુ પોતાને અશુભ સ્વપ્ન આવ્યું હોવાથી ભાનુમતી વ્રત કરવાની ઇચ્છા

જણાવે છે અને પતિની સંમતિ માગે છે. દુર્યોધન તેને સ્વસ્થ રહેવાની અને ભય ન રાખવાની વાત કરે છે. આ પ્રસંગે એકાએક વંટોળિયો ચડે છે. ધૂળની મોટી ડમરીઓ ઊંચે ચડે છે. ભાનુમતી દુર્યોધનને ડરની મારી વળગી પડે છે. પછી તેઓ કાષ્ઠપર્વતના મહેલમાં પ્રવેશે છે. તે બંધ હોવાથી તેમાં પવન અંદર જઈ શકે તેમ ન હતું. ત્યાં ભાનુમતી પાથરણા વિનાની કઠણ જમીન પર બેસે છે ત્યારે દુર્યોધન તેને પોતાની સાથળ ઉપર બેસવાનું કહે છે. આ વખતે કંચુકી ગભરાટમાં એકદમ પ્રવેશે છે અને આ વાક્ય બોલે છે કે 'મહારાજ, ભાંગી નાખી, ભાંગી નાખી'.

**સમજૂતી :** આ નાનકડું વાક્ય માત્ર માહિતી આપવા માટેનું છે. ભયંકર વંટોળિયાએ જે તોફાન મચાવ્યું તેમાં અનેક જાતનું નુકશાન થયું. તેમાંના એક નુકશાનની વાત કરવા માટે કંચુકીએ આ વાક્ય કહ્યું છે. પણ તે જે રીતે પડદો ઉછાળીને પ્રવેશ્યો એ બતાવે છે કે નાનકડા વાક્યમાં ખતરનાક, ચિંતાજનક માહિતી છુપાયેલી છે. ભયંકર પવને દુર્યોધનના રથની ધજાને જમીનદોસ્ત કરી નાંખી હતી.

આ વાક્ય ભાવિ અર્થનું સૂચન પણ કરે છે. ભાનુમતીને સાથળ ઉપર બેસવાનું જણાવતાં દુર્યોધન ऊरुयुग्मम् શબ્દ બોલ્યો. તે પછી તરત જ કંચુકીનું આ વાક્ય વાંચતાં ऊरुयुग्मम् भग्नं भग्नम् – બે ય સાથળો ભાંગી નાખી, ભાંગી નાખી – એવો અર્થ નીકળે. આ અનિષ્ટ અર્થ, પૂર્વેનો શબ્દ અને આ વાક્ય સાથે વાંચવાથી મળે છે. આને પતાકા-સ્થાનક કહેવામાં આવે છે. નાટકકારે પતાકાસ્થાનકની સુંદર યુક્તિનો ભાવિ ઘટનાનું સૂચન કરવા માટે ઉપયોગ કર્યો છે.

(૨૮) **कः सिन्धुराजमभिषेणयितुं समर्थः ।**

**અર્થ :** સિંધુરાજ (જયદ્રથ) ઉપર આક્રમણ કરવા કોણ સમર્થ છે ?

**સંદર્ભ :** આ પંક્તિ રાજા દુર્યોધન જયદ્રથની માતાને કહે છે.

વંટોળિયો વિનાશ વેરીને શાંત થઈ ગયો. ભાનુમતીના જણાવ્યા મુજબ દુર્યોધને ધ્વજદંડ ભાંગવાથી નિપજતી શક્ય અપશુકનિયાળ અસરોને નાબૂદ કરવા પુરોહિત સુમિત્રને જાણ કરાવી. આ સમયે જયદ્રથની ગભરાયેલી માતા તથા દુઃશલા પ્રવેશે છે. જયદ્રથની માતા કહે છે કે અર્જુને સૂર્યાસ્ત પહેલાં અભિમન્યુનો વધ કરનાર જયદ્રથનો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. આથી તે પોતાના પુત્રને બચાવવા દુર્યોધનને વિનવણી કરે છે. દુર્યોધન તેને દિલાસો આપે છે અને દ્રૌપદીના વસ્ત્રાહરણને યાદ કરીને પાંડવોની હાંસી કરે છે. જયદ્રથની માતા કહે છે કે જયદ્રથનો વધ ન થાય તો અર્જુને પોતાના જીવનનો અંત લાવવાની પણ પ્રતિજ્ઞા કરી છે ત્યારે દુર્યોધન તેને આનંદનું સ્થાન સમજે છે અને કહે છે કે ધર્મપુત્ર અને જોડિયા ભાઈઓની તો વાત જ ન કરશો. ભીમ અને અર્જુનમાંથી કોઈ પણ એક ચમકતા વર્તુળાકાર ધનુષ્યવાળા સિંધુરાજ જયદ્રથ ઉપર આક્રમણ કરી શકવા સમર્થ છે ?

**સમજૂતી** : આ પંક્તિમાં દુર્યોધન જયદ્રથમાતાને આશ્વાસન આપે છે. અભિમન્યુના વધ વખતે છેલ્લો ગદાપ્રહાર તેના માથા ઉપર જયદ્રથે કર્યો હતો. તેથી અર્જુન તેના જ પ્રાણ લે. આ સાંભળી માતા ગભરાઈ ઊઠી. જયદ્રથની પત્ની દુર્યોધનની બહેન દુઃશલા છે. તેને સાથે રાખીને આવેલી માતાને આશ્વાસન આપતા દુર્યોધનના શબ્દોમાં નર્યું ઘમંડ અને અભિમાન પ્રગટ થાય છે. અર્જુન પોતાના પુત્રના વધનો બદલો લેવા માગે છે ત્યારે તે પૂરી ગંભીરતાથી એમ કરશે. કૌરવોએ કરેલા કપટનો બદલો અર્જુન લેશે જ એની દુર્યોધનને પણ ઊંડે ઊંડે ખાત્રી છે. પરંતુ અહીં તે આશ્વાસનના ઠાલા શબ્દો બોલે છે.

(૨૯) **आः ममापि नाम दुर्योधनस्य शंकास्थानं पाण्डवाः ।**

**અર્થ** : આહ ! મારી, દુર્યોધન જેવાની બાબતમાં પણ પાંડવો (નુકશાન કરી શકશે એવી) શંકાનું સ્થાન હોઈ શકે ખરા ?

**સંદર્ભ** : આ વાક્ય રાજા દુર્યોધન કહે છે.

સિંધુરાજ જયદ્રથની માતા અને તેની પત્ની દુઃશલા અર્જુનની પ્રતિજ્ઞાથી હલબલી ઊઠીને ડરની મારી દુર્યોધન પાસે જયદ્રથના રક્ષણ માટે દોડી આવી છે. જયદ્રથની માતા અર્જુનની પ્રતિજ્ઞાથી દુર્યોધનને વાકેફ કરે છે. દુર્યોધન તેને આશ્વાસન આપે છે અને પોતાના બળના તથા પાંડવોની દીનતાના ઉલ્લેખો કરે છે. તે કહે છે કે બીજાની વાત જવા દો પણ ભીમ કે અર્જુનમાં સિંધુરાજ જયદ્રથનો વાળ પણ વાંકો કરવાની શક્તિ છે ? ભાનુમતી કહે છે કે ધનંજયે ભારે પ્રતિજ્ઞા કરી છે ત્યારે શંકા કરવા જેવું ખરું. જયદ્રથની માતા આને સમર્થન આપે છે ત્યારે દુર્યોધન પ્રસ્તુત વાક્ય બોલે છે કે મારા જેવાની બાબતમાં પાંડવો કંઈક કરી શકશે એવી શંકાને સ્થાન હોઈ શકે ખરું ?

**સમજૂતી** : દુર્યોધન ભાનુમતીની વાતને ગંભીરતાથી લેતો નથી પણ પોતાના શક્તિશાળી ભાઈઓ અને કરોડોની સંખ્યાની સેનાની શક્તિ ઉપર મુસ્તાક છે. તેને લાગે છે કે આ બધા સામે અર્જુન તેની પ્રતિજ્ઞા પૂરી કરી શકશે નહિ. ભીમ દુઃશાસનનું લોહી પીવાની પ્રતિજ્ઞા પૂરી કરી શક્યો નથી તેમ અર્જુનની પ્રતિજ્ઞા પણ અધૂરી રહેશે એમ તે માને છે. સામા પક્ષની શક્તિઓને ઓછી આંકવામાં દુર્યોધનનો ઘમંડી સ્વભાવ કારણભૂત છે.

## અંક ૩

(૩૦) **साधु स्वामिनि साधु । सुसंविधानो मे भर्ता त्वया कृतः ।**

**અર્થ** : વાહ, સ્વામિની, વાહ. તેં મારા પતિ માટે સારી વ્યવસ્થા કરી છે.

**સંદર્ભ :** આ વાક્ય ભટ્ટનારાયણે રચેલા નાટક વેણીસંહારના તૃતીય અંકમાંથી લેવામાં આવેલું છે. [આ અંકના દરેક સંદર્ભવાક્યમાં આ લખવું અને પછી બાકીનું ઉમેરવું] આ વાક્ય તૃતીય અંકના પ્રવેશકમાં રાક્ષસી બોલે છે.

રુધિરપ્રિય રાક્ષસ અને તેની પત્ની વસાગંધા વચ્ચે વાતચીત થાય છે તેમાં જયદ્રથવધની ઘટનાની માહિતી મળે છે. વળી ઘટોત્કચના વધની પણ જાણ થાય છે. અભિમન્યુના વધથી સુભદ્રા, દ્રૌપદી વગેરે હજુ શોકગ્રસ્ત છે. આ બધાના વધ માટેના યુદ્ધમાં થયેલી માનવખુવારીથી માંસભક્ષી અને શોણિતપ્રેમી રાક્ષસ-રાક્ષસી ખુશખુશાલ થઈ ગયાં છે. દરમિયાન રાક્ષસ રુધિરપ્રિય, સ્વામિની હિડિમ્બાની આજ્ઞા જણાવે છે કે તેણે આજથી આર્યપુત્ર ભીમસેનની પાછળ પાછળ રહેવું. કારણ ભીમસેન દુઃશાસનનું લોહી પીએ ત્યારે તેના દેહમાં પ્રવેશ કરવો. આ સાંભળીને રાક્ષસી વસાગંધા સ્વામિની હિડિમ્બાને અભિનંદન આપતાં પ્રસ્તુત વાક્ય બોલે છે.

**સમજૂતી :** આ વાક્યમાં રાક્ષસી પોતાની સ્વામિની માટે જાણે કે આભારની લાગણી પ્રગટ કરે છે. રુધિરપ્રિય માટે હિડિમ્બાએ સરસ વ્યવસ્થા કરી છે જેથી તે તાજા લોહીની જ્યાફત ઉડાવી શકે. આ વાતથી તે નાચી ઊઠે છે. હિડિમ્બાની આ વ્યવસ્થા જણાવીને નાટકકારે લોહી પીવાના ભીમના પાશવી અને જંગાલિયતભર્યા કૃત્યને ક્રૂરતામાંથી બચાવ્યું છે. રાક્ષસે લોહી પીધું, ભીમે નહિ એમ કહી શકાય.

**(૩૧) प्रारब्धं रिपुघस्मरेण नियतं तत्कर्म तातेन मे । (૫)**

**અર્થ :** શત્રુનાશક મારા પિતાએ ચોક્કસ તે કામ શરૂ કર્યું છે.

**સંદર્ભ :** આ વાક્ય અશ્વત્થામા બોલે છે.

તૃતીય અંકના મુખ્ય દૃશ્યના આરંભમાં અશ્વત્થામા ખુલ્લી તલવાર સાથે પ્રવેશ કરે છે. પ્રવેશકમાં જે મહાન કોલાહલનો ઉલ્લેખ હતો તે સાંભળતાં અશ્વત્થામા વિચારે છે કે આ કર્ણકટુ અવાજ ક્યાંથી આવતો હશે ? તે કલ્પના કરે છે કે તેના પિતા પ્રચંડ લડાઈમાં શ્રેષ્ઠ ધનુર્ધારીના કોપને છાજે એ રીતે યુદ્ધ ખેલવાનું કર્મ કરી રહ્યા છે.

**સમજૂતી :** અશ્વત્થામાને પોતાના પિતા દ્રોણાચાર્યની શક્તિ અને યુદ્ધકુશળતા માટે ભારે આદર છે. પરશુરામ પાસેથી મેળવેલાં શસ્ત્રોથી તેમનામાં ત્રાટકવાની શક્તિ અનેરી છે એ તે જાણે છે. ખરેખર તો દ્રોણાચાર્યનો વધ થયો છે અને અશ્વત્થામા તે જાણતો નથી અને કોલાહલને પિતાએ ખેલવા માંડેલા પ્રચંડ યુદ્ધનું પરિણામ સમજે છે. અશ્વત્થામાને પિતાની યુદ્ધચાતુરીમાં અડગ વિશ્વાસ છે.

**(૩૨) अथ मरणामवश्यमेव जन्तोः**

**किमिति मुधा मलिनं यशः कुरुध्वे । (૬)**

**અર્થ :** પણ પ્રાણીને માટે નક્કી જ છે તો નાહક કીર્તિને કલંકિત શા માટે કરો છો ?

**સંદર્ભ :** આ પંક્તિઓ અશ્વત્થામા બોલે છે.

તૃતીય અંકના પ્રારંભમાં અશ્વત્થામાની લાંબી એકોક્તિ આવે છે. તે પ્રવેશે છે ત્યારે મોટો કોલાહલ સંભળાય છે. તે માની લે છે કે તેના પિતાએ અજોડ રણકૌશલ દર્શાવવા માંડ્યું છે. રથની રાહ જોયા વિના તે રણભૂમિમાં માત્ર તલવાર સાથે ઊતરે છે. તેની ડાબી આંખ ફરકીને અપશુકન સૂચવે છે. તે જુએ છે કે રણભૂમિમાંથી ચારે બાજુ સેનાઓ નાસી જઈ રહી છે. નાસી જતી સેનાઓને અટકાવવાનો તે વિચાર કરે છે અને કહે છે કે ''રાજાઓ, યુદ્ધ છોડવાનું સાહસ ન કરો. યુદ્ધ છોડી દીધા પછી મૃત્યુનો ભય ન હોય તો તમે અહીંથી બીજે જતા રહો તે યોગ્ય છે. પણ પ્રાણીને માટે મૃત્યુ નક્કી જ છે, તો નાસી જઈને ખોટી રીતે કીર્તિને કલંકિત શા માટે કરો છો ?

**સમજૂતી :** રણમેદાન ઉપરથી નાસી જતી સેનાઓને રોકવા માટે અશ્વત્થામા મરણના ડરની વાત કરે છે. સેનામાં જોડાનાર મૃત્યુને હથેળીમાં રાખીને યુદ્ધભૂમિ ઉપર ઘૂમે છે. અત્યારે તો બધા નાસી રહ્યા છે. યુદ્ધ છોડીને નાસી જવાથી મૃત્યુ ટાળી શકાય તો તેઓ ભલે નાસી જાય. પરંતુ મૃત્યુ તો પ્રાણીમાત્ર માટે નિશ્ચિત જ છે. તો પછી તેનાથી ભાગી જવાથી કોઈ હેતુ સરશે નહિ. વળી યુદ્ધમાં પીઠ દેખાડવાથી યોદ્ધાને કલંક લાગે છે. આ રીતે પણ સૈનિકોએ નાસી જવું જોઈએ નહિ.

અશ્વત્થામા કહે છે કે મરવાનું જ હોય તો મલિન યશ સાથે મરવાનો શો અર્થ ? ક્ષત્રિય માટે યુદ્ધ સ્વધર્મ છે. તેમાંથી તે છટકી શકે નહિ. અશ્વત્થામા અહીં યુદ્ધની ફિલસૂફી રજૂ કરે છે.

(૩૩) **કુતોઽદ્યાપિ તે તાતઃ ।**

**અર્થ :** હવે તમારા પિતા કેવા ?

**સંદર્ભ :** આ વાક્ય સૌ પ્રથમ નેપથ્યમાંથી સંભળાય છે અને પછીથી સારથિ તે વાક્ય અશ્વત્થામાને કહે છે. અશ્વત્થામા રણમેદાન ઉપર ખુલ્લી તલવાર લઈને પગે ચાલીને જાય છે. તેને કોલાહલ સંભળાયો છે. તેને લાગે છે કે તેના પરાક્રમી પિતા યુદ્ધમાં પોતાનું રણકૌશલ દેખાડી રહ્યા છે. પરંતુ તે જુએ છે કે સેનાઓ રણમેદાન પરથી ભાગી રહી છે. તે તેઓને રોકતાં કહે છે કે શ્રેષ્ઠ ધનુર્ધારી મારા પિતા યુદ્ધની વ્યવસ્થા સંભાળે છે ત્યારે ભયને સ્થાન ક્યાંથી હોય ? આ જ વખતે નેપથ્યમાંથી પ્રસ્તુત વાક્ય સંભળાય છે : હવે તમારા પિતા કેવા ?

**સમજૂતી :** આ વાક્ય દ્વારા દ્રોણાચાર્યના મૃત્યુના સમાચાર કુશળતાપૂર્વક

અશ્વત્થામાને પહોંચાડવામાં આવે છે. શરૂમાં તો આ સાંભળીને તે ગુસ્સે થાય છે પણ પછી વાસ્તવિકતાને સ્વીકારે છે. વળી આ સમાચાર દ્રોણનો સારથિ જ આપે છે એટલે તેમાં સત્યનો અંશ નહિ, સત્ય જ છે. આ સત્ય જ અશ્વત્થામાએ એકોક્તિમાં પ્રગટ કરેલ મોટી મોટી વાતો ઉપર પાણી ફેરવી દે છે.

**(૩૪) ननु कुमार एव कारणम् ।**

**અર્થ :** ખરેખર (આપ) કુમાર જ કારણ હતા.

**સંદર્ભ :** અશ્વત્થામા પ્રવેશે છે અને પરાક્રમ વિશે મોટી મોટી વાતો કરે છે. રણમેદાન પરના કોલાહલ પરથી તે સમજે છે દ્રોણાચાર્યે ઘમાસાણ યુદ્ધ છેડ્યું છે પરંતુ થોડી જ વારમાં સૈનિકો નાસભાગ કરી મૂકે છે ત્યારે તે તેમને પાછા ફરવાનું જણાવે છે. એટલામાં અવાજ સંભળાય છે કે 'હવે તમારા પિતાજી કેવા ?' દ્રોણાચાર્યનો સારથિ આવીને આ જ વાક્ય બોલે છે અને અશ્વત્થામાને પોતાના અસ્ત્રત્યાગ કરેલા પિતાનો રણમેદાનમાં વધ થયો છે એની જાણ થાય છે. બેભાન થયા પછી ભાનમાં આવેલ અશ્વત્થામા તેમના મૃત્યુના કારણની કલ્પનાઓ કરે છે. સારથિ તે બધીને ખોટી બતાવે છે. અશ્વત્થામાએ દ્રોણાચાર્યના અસ્ત્રત્યાગનું કારણ પૂછ્યું ત્યારે સારથિ જવાબ વાળે છે કે 'કુમાર, તમે જ કારણ છો.'

**સમજૂતી :** દ્રોણાચાર્યના અવસાનના સમાચાર આપ્યા પછી તેના કારણની માહિતી ધીમે ધીમે નાટકકારે આપી છે. ટૂકડે ટૂકડે માહિતી આપીને નાટકકાર કુશળતાથી સાચી વાત પર આવે છે અને તેને માટે કુમાર અશ્વત્થામાને જ જવાબદાર ગણાવે છે.

'અશ્વત્થામા હણાયો છે' એવા સમાચાર સાંભળીને દ્રોણાચાર્યે પોતાના પુત્રના વધના આઘાત તથા શોકને લીધે અસ્ત્રત્યાગ કર્યો. આ તકનો લાભ લઈને તેમનો વધ કરવામાં આવ્યો. અશ્વત્થામા કેવી રીતે અને કોનાથી હણાયો તેની ખાત્રી કર્યા વિના યુધિષ્ઠિરના વચનમાં વિશ્વાસ રાખ્યો અને પાછળથી ધીરે બોલાયેલ નરો વા કુઞ્જરો વા સાંભળ્યું નહિ. પુત્ર પ્રત્યે પ્રેમને લીધે તેમણે હથિયાર ત્યજી દીધાં. આમ અસ્ત્રત્યાગ અને વધ પાછળ અશ્વત્થામા જ કારણ છે એમ સારથિ સાચી રીતે કહે છે.

**(૩૫) शस्त्राण्याजौ नयनसलिलं चापि तुल्यं मुमोच । (૧૧)**

**અર્થ :** (એ પુત્રપ્રેમીએ) યુદ્ધમાં હથિયારો અને આંસુ એકસાથે છોડ્યાં.

**સંદર્ભ :** આ પંક્તિ દ્રોણાચાર્યનો સારથિ અશ્વત્થામા પ્રત્યે બોલે છે. [ત્યાર પછી સંદર્ભ ૩૪ના સંદર્ભનો ફકરો લખો. પછીથી આ ઉમેરો.] વધુ વિગતો આપતાં તે કહે છે કે સત્યવાદી યુધિષ્ઠિરે 'અશ્વત્થામા હણાયો' એમ કહ્યું અને પછી

ધીમેથી 'હાથી' બોલ્યા. યુધિષ્ઠિર ઉપરના વિશ્વાસને કારણે આઘાત પામેલા પુત્રપ્રેમીએ યુદ્ધમાં શસ્ત્રો અને આંસુ એકી સાથે છોડ્યાં.

**સમજૂતી :** દ્રોણાચાર્યે પુત્રશોકના આઘાતમાં શસ્ત્રત્યાગ કર્યો અને તેમની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. યુધિષ્ઠિરે શરૂઆતમાં જે વાક્ય કહ્યું તેણે દ્રોણના મન ઉપર એટલી ઘેરી અસર કરી કે પછીથી બોલાયેલો ગજઃ શબ્દ તેમણે સાંભળ્યો નહિ- ભલે તે ધીમે બોલાયો હોય. પુત્રપ્રેમનો આવેગ એટલો બધો હતો કે વધની વિગતો પણ તેમણે માગી નહિ. અસ્ત્ર અને આંસુ છોડીને તેમણે જીવન છોડી દીધું.

(૩૬) **क्रूरेऽपि तन्मयि मुधा तव पक्षपातः ।** (૧૨)

**અર્થ :** ક્રૂર એવા મારા પ્રત્યેનો તમારો પક્ષપાત વ્યર્થ હતો.

**સંદર્ભ :** યુદ્ધમેદાનમાં ખુલ્લી તલવારે રથ સિવાય પ્રવેશેલા અશ્વત્થામાને જાણ થાય છે કે તેના પિતા તેના જ કારણે અવસાન પામ્યા છે. તેમના વધ માટે પોતાને માટે તેમનો પ્રેમ જ કારણભૂત છે. આને લીધે અશ્વત્થામાને ખૂબ વેદના થાય છે. તે કહે છે કે મારો વધ થયો એવું ખોટી રીતે સાંભળીને પુત્રપ્રેમી તમે બાણો સાથે પ્રાણો ત્યજી દીધા. અને છતાં, તમારાથી વિખૂટો પડેલો હું આ જીવું છું. ક્રૂર એવા મારા પ્રત્યેનો તમારો પક્ષપાત વ્યર્થ હતો.

**સમજૂતી :** અશ્વત્થામાને લાગે છે કે પિતાએ પ્રાણ ખોયા તેને માટે તે જ જવાબદાર છે. પિતાએ તેને પુષ્કળ પ્રેમ આપ્યો અને પોતે તેમને મોત આપ્યું. પોતે તેમના પક્ષપાતને લાયક નથી. પોતે ક્રૂર અને નિર્દય છે. પિતા મૃત્યુ પામ્યા છે અને તેમનો અતિશય પ્રેમ પામેલો તે તો જીવે છે. આનો સીધોસાદો અર્થ એ કે પિતાનો તેના માટેનો પ્રેમ વ્યર્થ ગયો. પ્રેમ કરનાર પરલોક સિધાવ્યા અને પ્રેમનું પાત્ર આ લોકમાં મોજુદ છે. કેવો વિરોધાભાસ !

(૩૭) **केशाग्रहे द्वितीयेऽस्मिन् नूनं निःशेषिताः प्रजाः ।** (૧૪)

**અર્થ :** આ બીજા કેશગ્રહણ પછી તો ચોક્કસ પ્રજાઓ ખતમ થઈ ગઈ (માનો).

**સંદર્ભ :** આ પંક્તિ કૃપાચાર્ય બોલે છે.

અશ્વત્થામાને જાણ થાય છે તેના પિતાનો રણભૂમિ ઉપર વધ થયો છે અને તેને માટે પોતે નિમિત્ત છે. તે આઘાત અને વેદના અનુભવે છે. તેને આશ્વાસન આપવા તેના મામા કૃપાચાર્ય આવે છે. કૃપાચાર્ય દુર્યોધન અને તેના અનુજો તથા રાજાઓ ઉપર ધિક્કાર વરસાવે છે કારણ દ્રોણના કેશગ્રહણનું આ જઘન્ય કર્મ તેઓએ દ્રૌપદીના કેશગ્રહણની જેમ નિર્લેપ ભાવે ચિત્રવત્ જોયા કર્યું. તે વિચારે છે કે પિતાનું અયોગ્ય અપમાન સાંભળીને અશ્વત્થામાએ શું નક્કી કર્યું હશે ? એક- દ્રૌપદીના કેશગ્રહણનું આ તો ભયંકર પરિણામ અત્યારે સંસારમાં (આ યુદ્ધરૂપે)

ચાલુ છે. આ બીજું કેશગ્રહણનું અપમાન છે. તેના પરિણામે તો બધી પ્રજાનો સફાયો જ થઈ ગયો સમજી લો.

**સમજૂતી :** દ્રોણાચાર્યના કેશ પકડીને ધૃષ્ટદ્યુમ્ને તેમનો વધ કર્યો હતો. કેશગ્રહણની આ ઘટનાને કૃપાચાર્ય ભૂતકાળમાં કૌરવસભામાં દ્રૌપદીના કેશગ્રહણની બનેલી ઘટના સાથે મૂકે છે. દ્રૌપદીના ઘોર અપમાનના પરિણામે તો અત્યારે ભયાનક યુદ્ધ ખેલાઈ રહ્યું છે. બીજા કેશગ્રહણથી ભયાનક યુદ્ધતાંડવ ખેલાશે અને મહાન વિનાશ સર્જાશે એવું તેમનું માનવું છે. કૃપાચાર્યને લાગે છે અપમાનની આ ઘટના જાણીને અશ્વત્થામા કોઈના કાબૂમાં નહિ રહે. તેના ક્રોધનો જ્વાળામુખી ફાટી નીકળશે અને તે ચોમેર વિનાશ વેરશે. આ કેશગ્રહણ કૌરવપક્ષના સેનાપતિનું છે જ્યારે પહેલું કેશગ્રહણ પાંડવપત્ની યાજ્ઞસેની દ્રૌપદીનું હતું. આ બન્ને ઘટનાઓ અયોગ્ય અને અનર્થકારી છે.

(૩૮) **ममैवायं पादः शिरसिः निहितस्तस्य न करः ।** (૨૨)

**અર્થ :** મારો આ પગ તેના માથા ઉપર મૂકાવો જોઈતો હતો, (પિતાજીના) મસ્તક ઉપર તેનો હાથ નહીં.

**સંદર્ભ :** આ વાક્ય અશ્વત્થામા બોલે છે.

અશ્વત્થામાના પિતા દ્રોણાચાર્યનો વધ થયો. તે કાર્ય શી રીતે થયું એ વિગતો અશ્વત્થામા મેળવે છે. અશ્વત્થામા હણાયો એમ સાંભળીને શસ્ત્રો ત્યજી દીધેલા અને વિષાદ અનુભવતા દ્રોણના મસ્તક પર ધૃષ્ટદ્યુમ્ને હાથ મૂકીને તેમની જટા પકડી અને મસ્તક વધેરી નાંખ્યું. પિતાજીના આ અપમાનથી અશ્વત્થામા ભારે ઉત્તેજિત થઈ જાય છે. પરિણામે અત્યંત આવેશ અને ઉત્તેજનામાં તે વૈરભાવના પ્રગટ કરતાં બોલે છે કે રણમોરચે શોકગ્રસ્ત મનવાળા મારા પિતાએ દેહ છોડ્યો ત્યારબાદ તેમના મસ્તકને કાગડો, કૂતરો કે દ્રુપદપુત્ર અડકે તેનાથી ફેર પડતો નથી. પરંતુ ચમકતાં દિવ્ય અસ્ત્રો ધરાવતા અને મત્ત બનેલા મારો આ પગ શત્રુના મસ્તક ઉપર મૂકું છું, મારા પિતાના મસ્તક ઉપર તેનો હાથ નહીં.

**સમજૂતી :** પિતાનું અવસાન નિપજાવવામાં શત્રુપક્ષે અપનાવેલી રીતથી અશ્વત્થામા અત્યંત ક્રોધે ભરાય છે. વૈરની આગ તેના મનમાં ભભૂકી ઊઠે છે અને વિવેકને અભરાઈએ ચડાવી, વધ કરનાર ધૃષ્ટદ્યુમ્નના મસ્તક ઉપર પગ મૂકીને તેનું ઘોર અપમાન કરવાનો ઈરાદો જણાવે છે. મસ્તક શરીરનું ઉત્તમ અંગ છે અને પગ તદ્દન હલકું અંગ છે. પગનો મસ્તકને સ્પર્શ થાય એટલે અપમાનની હદ આવી ગઈ ગણાય. ધૃષ્ટદ્યુમ્ને તો દ્રોણના મસ્તકને હાથથી સ્પર્શ કર્યો અને કેશ પકડ્યા. પરંતુ અશ્વત્થામા તો ધૃષ્ટદ્યુમ્નના મસ્તક ઉપર પોતાનો પગ મૂકીને તેનું બેહદ ભયાનક અપમાન કરવાનું કહે છે.

**(૩૯) न कर्म क्रोधान्धः प्रभवति विधातुं रणमुखे । (૨૫)**

**અર્થ :** ક્રોધથી અંધ બનેલો (અશ્વત્થામા) રણમોરચે તે કર્મ કરવા સમર્થ નહિ બને ?

**સંદર્ભ :** આ વાક્ય અશ્વત્થામા કૃપાચાર્યને કહે છે. પિતાનો શિરચ્છેદ કરીને ધૃષ્ટદ્યુમ્ને તેમનું મોત નિપજાવ્યું એમ જાણીને અશ્વત્થામા અત્યંત ક્રોધાવેશમાં આવી જાય છે. તેના સમગ્ર દેહમાં ક્રોધ અને બદલાની ભાવના વ્યાપી ગઈ છે. યુદ્ધમાં ભારે પરાક્રમ કરવાની ને કૃષ્ણ સહિત પાંડવોને ખતમ કરી દેવાની તે પ્રતિજ્ઞા કરે છે. કૃપાચાર્ય કહે છે કે તારા જેવો શક્તિશાળી અને દિવ્ય અસ્ત્રોનો જાણકાર હોય ત્યારે આ અશક્ય નથી. આની સામે અશ્વત્થામા કહે છે કે પરશુરામે જે પરાક્રમ કર્યું છે તે તો પ્રસિદ્ધ છે. હું પણ અત્યારે ક્રોધાંધ થયો છું. પરિણામે રણમેદાનમાં શત્રુઓના લોહીનો વરસાદ વરસાવીશ અને તે માટે હું સમર્થ છું.

**સમજૂતી :** ક્રોધાંધ અશ્વત્થામા પ્રતિશોધની ભાવનાથી સળગી રહ્યો છે અને પરશુરામની જેમ પોતે પરાક્રમ કરવાનું જાહેર કરે છે. અશ્વત્થામા વીર છે પણ તેના ઉદ્‌ગારોમાં બડાઈનો રણકો પણ રહેલો જણાય છે. ક્રોધથી ધુઆંપુઆં થઈ ગયેલો હોવાથી તેણે વિવેક ગુમાવ્યો છે. બદલો લેવાનું જાહેર કરતાં તે સામા પક્ષની શક્તિઓનું મૂલ્યાંકન કરતો નથી પણ નિજશક્તિનું જ ગાણું ગાય છે.

આ પંક્તિ અને તે સંબંધી શ્લોક દ્વારા નાટકકારે વીરરસનું નિરૂપણ કરવાનો પ્રયત્ન કર્યો છે.

**(૪૦) एवं किलास्याभिप्रायो यथा अश्वत्थामा मया पृथिवीराज्ये अभिषेक्तव्य इति ।**

**અથવા**

**तस्याभावाद् वृद्धस्य मे ब्राह्मणस्य वृथा शस्त्रग्रहणमिति तथा कृतवान् ।**

**અર્થ :** એમનો આવો ઈરાદો હતો કે અશ્વત્થામાને હું પૃથ્વીના રાજા તરીકે અભિષેક કરીશ.

**અથવા**

તેમ ન થતાં 'મારે ઘરડા બ્રાહ્મણને માટે હથિયાર ઉપાડવું નકામું છે' એમ વિચારીને તે પ્રમાણે કર્યું.

**સંદર્ભ :** આ વાક્ય કર્ણ દુર્યોધનને કહે છે.

મહાભારત યુદ્ધ ચાલી રહ્યું છે. કૌરવોના પક્ષે ભીષ્મ પડ્યા અને દ્રોણાચાર્યનો પણ વધ થયો. દુર્યોધન કહે છે કે તેજસ્વી દ્રોણાચાર્યે પુત્રવધ વિશે સાંભળીને પોતાનાં હથિયાર હેઠાં મૂકી દીધાં. તેજસ્વીઓ તો હથિયાર ધારણ કરેલા બે હાથ વડે દુઃખસાગર પાર કરી જાય છે. આના જવાબમાં કર્ણ આ વાક્યમાં કહે છે કે

ખરેખર વાત જુદી છે. તેમનો ઈરાદો પોતાના પુત્રને રાજા બનાવવાનો હતો. પરંતુ તેમણે જોયું કે એ શક્ય નથી. ચાલુ યુદ્ધે તેમણે પુત્રના મૃત્યુ વિશે સાંભળ્યું એટલે તેમને લાગ્યું કે વૃદ્ધ એવા મારે હવે લડવાનો કોઈ અર્થ નથી. અને તેથી જ તેમણે હથિયાર છોડી દીધાં.

**સમજૂતી :** આ વાક્યમાં દુર્યોધન અને કર્ણની ગાઢ મૈત્રી જણાય છે. દ્રોણાચાર્યનું અસ્ત્રત્યાગનું પગલું દુર્યોધન માટે અકળ છે. સેનાપતિ કે યોદ્ધા માટે આ વર્તન તેની સમજમાં આવતું નથી ત્યારે કર્ણ આ તકનો લાભ ઉઠાવે છે અને દ્રોણાચાર્ય વિરુદ્ધ દુર્યોધનના મનમાં પૂર્વગ્રહ ઊભો કરવા બનાવટવાળી વાત કરે છે. દ્રોણાચાર્યના મનમાં અશ્વત્થામાને રાજા બનાવવાની મહેચ્છા હતી અને તેનો વધ થતાં હવે લડવાનો કોઈ હેતુ નથી એમ માનીને તેમણે હથિયાર ત્યજી દીધાં. દુર્યોધનને સચોટ અસર કરે એવી આ ઉપજાવી કાઢેલી વાત છે. કર્ણની મુત્સદ્દીગીરી પણ અહીં જણાય છે કારણ આમ કહીને તે સેનાપતિપદના માર્ગમાંથી અશ્વત્થામાની શક્યતાને નાબૂદ કરે છે.

(૪૧) **અથવા સૂક્તમિદમભિયુક્તૈઃ પ્રકૃતિર્દુસ્ત્યજેતિ ।**

**અર્થ :** અથવા, જાણકારોએ સાચું કહ્યું છે કે સ્વભાવને ત્યજવો એ ઘણું કઠિન છે.

**સંદર્ભ :** કર્ણ સાથે વાત કરતાં આ વાક્ય દુર્યોધન બોલે છે.

કૌરવો અને પાંડવો વચ્ચે ભીષણ સંગ્રામ ખેલાઈ રહ્યો છે. ભીષ્મ પછી સેનાપતિ બનેલા દ્રોણાચાર્યનો વધ થયો. તેમણે પુત્ર અશ્વત્થામાના વધ વિશે સાંભળીને હથિયાર છોડી દીધાં અને ધૃષ્ટદ્યુમ્ને તેમનું મસ્તક ઉતારી લીધું. કર્ણ સાથે વાત કરતાં દુર્યોધન કહે છે કે શસ્ત્રગ્રહણ કરવાના સમયે, આચાર્યે પુત્રવધ વિશે સાંભળીને શસ્ત્રો ત્યજ્યાં એ નવાઈ છે. પછીથી તે કહે છે કે, માણસ માટે પોતાનો સ્વભાવ બદલવો મુશ્કેલ છે એવો જાણકાર લોકોનો મત સાચો છે.

**સમજૂતી :** આ વાક્યમાં દુર્યોધનની નારાજગી જણાઈ આવે છે તે સાથે દ્રોણાચાર્ય પ્રત્યે ગર્ભિત કટાક્ષ પણ સમજાય છે. દ્રોણાચાર્યે પુત્રવધથી હથિયાર છોડી દીધાં તે અંગે દુર્યોધનનું મંતવ્ય અહીં છે. ક્ષત્રિયધર્મ કઠોરતાનો છે, બ્રાહ્મણનો કોમળતા છે. આપત્તિની ક્ષણોમાં કઠોર થઈને શસ્ત્ર ચલાવવાની જરૂર હતી ત્યારે દ્રોણાચાર્યે કોમળતા દાખવી અને શસ્ત્રત્યાગ કરીને પોતાની બ્રાહ્મણની પોચટ પ્રકૃતિ પ્રગટ કરી. નીતિશાસ્ત્રના જાણકારોનો હવાલો આપતાં દુર્યોધન કહે છે કે પોતાની પ્રકૃતિના ગુણને છોડતાં માણસ ઘણી મુશ્કેલી અનુભવે છે. દ્રોણાચાર્ય છેવટે તો બ્રાહ્મણ હતા ને. **સ્વભાવો દુરતિક્રમઃ ।**

(૪૨) **કથમન્યે કરિષ્યન્તિ પુત્રેભ્યઃ પુત્રિણઃ સ્પૃહામ્ ।** (૩૧)

**અર્થ :** બીજા પિતાઓ પુત્રો પાસેથી કેમની ઇચ્છા રાખશે ?

**સંદર્ભ :** આ પંક્તિ અશ્વત્થામા, કૃપાચાર્યના બોલ્યા પછી દુર્યોધનના બોલવાના

અનુસંધાનમાં કહે છે.

પિતાના વધના સમાચાર જાણ્યા પછી દુઃખી અશ્વત્થામા પોતાના મામા કૃપાચાર્ય સાથે દુર્યોધન પાસે જાય છે. દુર્યોધન તેને આવકારે છે અને ભેટીને બાજુમાં બેસાડે છે. પછી તે કહે છે કે આ આપત્તિરૂપી સાગરમાં આપણા બન્ને વચ્ચે કોઈ તફાવત નથી. તેમના અવસાનથી મને પણ તારા જેટલું જ દુઃખ છે. કૃપાચાર્ય તેને સમર્થન આપે છે ત્યારે અશ્વત્થામા કહે છે કે તમારો મારા માટે પક્ષપાત છે તો શોક હળવો કરવો શક્ય છે. પણ મારા જીવતાં પિતાજીનું કેશગ્રહણ થયું ત્યારે હવે બીજા પિતાઓ પોતાના પુત્રો પાસેથી કેમની ઇચ્છા રાખશે ?

**સમજૂતી :** અહીં અશ્વત્થામાની વેદના પ્રગટ થાય છે. પુત્ર પાસેથી પિતા અપેક્ષા રાખે છે કે તે તેમની સંભાળ રાખે. અશ્વત્થામા જીવતો હતો અને ધૃષ્ટદ્યુમ્ને તેમના કેશ પકડ્યા. એટલું જ નહિ, તેમનો શિરચ્છેદ પણ કર્યો. અશ્વત્થામા જેવો વીર પિતાનું રક્ષણ કરી શક્યો નહિ તો બીજા પિતાઓ પોતાના પુત્રો પાસેથી શી અને કઈ રીતે અપેક્ષા રાખી શકે ? અશ્વત્થામાના વચનમાંથી વ્યથા નીતરે છે.

(૪૩) **क्रोधान्धस्तस्य तस्य स्वयमपि जगतामन्तकस्यान्तकोऽहम् ।** (૩૨)

**અર્થ :** ક્રોધથી આંધળો થયેલો હું પોતે તે તે લોકો માટે યમનો પણ યમરાજ છું

**સંદર્ભ :** આ પંક્તિ અશ્વત્થામા કર્ણને ઉદ્દેશીને બોલે છે.

અશ્વત્થામાએ કહ્યું કે પોતે જીવતો હતો છતાં પિતાનું કેશગ્રહણ થયું ત્યારે કર્ણ કહે છે કે જ્યારે તે પોતે જ બચાવ માટેના શસ્ત્રને છોડીને જાતે જ એ દશાને પામ્યા ત્યારે શું થઈ શકે ? અશ્વત્થામા જવાબ વાળે છે કે આવું ન બોલો. પાંડવોની સેનાઓમાં જે જે બાહુબળનો અભિમાની હોય, શસ્ત્રધારી હોય, પાંચાલવંશનો મોટો માણસ, બાળક કે ગર્ભસ્થ શિશુ હોય, પિતાના શિરચ્છેદનો જે કોઈ સાક્ષી હોય અને રણમેદાનમાં મારી સામે આવનાર હોય તે સૌને માટે હું યમરાજ બનીશ. ક્રોધથી હું અત્યંત ઉત્તેજિત થયો છું, અંધ બન્યો છું.

**સમજૂતી :** કર્ણે 'આમાં શું થઈ શકે' એમ કહીને અસહાયતા દર્શાવી. અશ્વત્થામાને તે પસંદ નથી. અશ્વત્થામા ક્રોધથી સળગી રહ્યો છે. પોતે કેવો વિનાશ વેરી શકે તેમ છે એ દર્શાવતાં પોતાની યોજના જણાવે છે. પાંડવોના પક્ષના બલદર્પી શસ્ત્રધારીઓ, ધૃષ્ટદ્યુમ્નના પાંચાલ ગોત્રના નાના-મોટા, જન્મેલા-જન્મનારા સૌ અને દ્રોણવધના સાક્ષીઓને ખતમ કરવાનો તેનો દૃઢ નિર્ધાર છે. અહીં રૌદ્ર રસનો અનુભવ થાય છે.

(૪૪) **किन्तु प्राग् प्रतिपन्नोऽयमर्थोऽङ्गराजस्य ।**

**અર્થ :** પરંતુ આ બાબત તો પહેલાં જ અંગરાજ માટે નક્કી થઈ ગઈ છે.

**સંદર્ભ :** પિતાના અવસાન પછી દુઃખી થયેલો અશ્વત્થામા પોતાના મામા કૃપાચાર્ય સાથે દુર્યોધન પાસે જાય છે. કર્ણ દુર્યોધન પાસે જ છે. દુર્યોધન અશ્વત્થામાને સન્માનપૂર્વક આશ્વાસન આપે છે. અશ્વત્થામા પાંડવપક્ષમાં પોતે પરશુરામની જેમ વિનાશ વેરવાનો પોતાનો નિર્ધાર જણાવે છે અને આને સમર્થન આપતાં કૃપાચાર્ય અશ્વત્થામાને સેનાપતિ બનાવવાનો પ્રસ્તાવ મૂકે છે. આના જવાબમાં દુર્યોધન આ વાક્ય બોલે છે કે આ તો અગાઉથી જ કર્ણ માટે નક્કી થઈ ગયું છે.

**સમજૂતી :** અશ્વત્થામાએ પિતાનું વેર વાળવા અને દુર્યોધનને વિજયી બનાવવા માટે પાંડવપક્ષમાં યુદ્ધનું તાંડવ ખેલવાનો જે મક્કમ સંકલ્પ કર્યો છે એ પરિસ્થિતિમાં તેને સેનાપતિ તરીકે સ્થાપવાનો પ્રસ્તાવ કૃપાચાર્યે વિવેકપૂર્વક રજૂ કર્યો છે તેને આ વાક્યથી દુર્યોધન એક ઝાટકે વિવેકપૂર્વક ફગાવી દે છે. દુર્યોધનના વિવેકમાં પણ કપટની ગંધ આવે છે. એ સાથે તે ચતુર અને ગણતરીબાજ પણ છે. તેને અંગરાજ સાથે ગાઢ મૈત્રી છે. તેનામાં તેને વિશ્વાસ છે. વળી દ્રોણાચાર્ય વિશે કર્ણે જે ભંભેરણી કરી છે તે દુર્યોધનના મનમાં ઘર કરી ગઈ છે. જે પ્રસ્તાવ કૃપાચાર્ય મૂકે છે તેના ઉપર તો નિર્ણય લેવાઈ ચૂક્યો છે એમ કહીને તે કૃપાચાર્યને મોડા પડ્યા હોવાનો અફસોસ થાય તેવું કરે છે. આ વાક્ય અનુગામી કર્ણ-અશ્વત્થામાના કલહની ભૂમિકા તૈયાર કરે છે. આમ કહીને ભટ્ટનારાયણે નાટ્યકલાનું કૌશલ દાખવ્યું છે.

**(૪૫) वक्तुं सुकरमिदं दुष्करमध्यवसितुम् ।**

**અર્થ :** આ બોલવું સહેલું છે પણ કરવું કઠિન છે.

**સંદર્ભ :** આ વાક્ય કર્ણ અશ્વત્થામાને ઉદ્દેશીને બોલે છે. પિતાના વધ પછી તેનો બદલો લેવાનો પોતાનો મક્કમ નિર્ધાર અશ્વત્થામા જાહેર કરે છે અને મામા કૃપાચાર્ય સાથે દુર્યોધન પાસે જાય છે. કૃપાચાર્ય દુર્યોધન સમક્ષ અશ્વત્થામાને સેનાપતિ બનાવવાનો પ્રસ્તાવ મૂકે છે. આ નિર્ણય તો અંગરાજની તરફેણમાં લેવાઈ ગયો છે એમ દુર્યોધન કહે છે ત્યારે અશ્વત્થામા દુર્યોધનને કહે છે કે તમે નિરાંતે ઊંઘી જાવ. આજે પૃથ્વી પરથી કૃષ્ણ, પાંડવ અને સોમવંશનું નિકંદન નીકળી જશે એ જાણી લો. આજે પૃથ્વી પરથી રાજાઓ રૂપી જંગલનો વધારાનો બોજ દૂર થશે. આ સાંભળીને કર્ણ પ્રસ્તુત વાક્ય બોલે છે કે આ બોલવું સહેલું છે પણ તેનો અમલ કરવો કઠિન છે.

**સમજૂતી :** અશ્વત્થામાએ દુશ્મનોનો સફાયો કરવાની પોતાની યોજના બડાશભરી ભાષામાં રજૂ કરી. પોતાના પરાક્રમની પ્રશંસા કરી રહેલા અશ્વત્થામા માટે કર્ણને પહેલેથી દ્વેષ હતો જ. તેણે તક ઝડપીને આક્ષેપ કર્યો કે તારે માટે

બોલવું સહેલું છે પણ એ પ્રમાણે કરવું ઘણું અઘરું છે. કર્ણ આ વાક્ય મશ્કરીમાં વિહસ્ય કહે છે. તે અશ્વત્થામાની વાતને ડંફાસ માને છે. માટે જ તેને હસી કાઢે છે. આમ કરીને તેણે સંઘર્ષ માટે ચિનગારી પેટાવી. અહીં કર્ણનું વ્યક્તિત્વ પણ પ્રગટ થાય છે. અશ્વત્થામા વાણીશૂરો, બડાઈખોર છે એમ તે સૂચવે છે.

(૪૬) **दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम् ।** (૩૭)

**અર્થ :** (ઊંચા) કુળમાં જન્મ આપવો તે નસીબને આધીન છે પણ પુરુષાર્થ કરવો મારે આધીન છે.

**સંદર્ભ :** આ વાક્ય કર્ણ અશ્વત્થામાને જવાબ વાળતાં કહે છે. દ્રોણના વધ પછી કૃપાચાર્ય અશ્વત્થામાને લઈને દુર્યોધન પાસે પહોંચે છે. સેનાપતિપદે અશ્વત્થામાને નિયુક્ત કરવાનો પ્રસ્તાવ કૃપાચાર્ય દુર્યોધન સમક્ષ મૂકે છે. આ બાબત માટે કર્ણને અગાઉથી નક્કી કરી દેવામાં આવ્યો છે એમ દુર્યોધન જણાવે છે. અશ્વત્થામા પોતાની યોજના જણાવે છે ત્યારે તેને કર્ણ હસી કાઢીને દુષ્કર જણાવે છે. આમ ને આમ તે બંને જણ કલહમાં ઊતરી પડે છે અને કલહ જન્મે છે. કર્ણ અશ્વત્થામાને કહે છે કે દુઃખી લોકો આંસુ સારે જ્યારે ગુસ્સે થયેલા ધનુર્ધારીઓ તો યુદ્ધમાં ઊતરે, આવા લવારા કરે નહિ. આથી ગુસ્સે થઈને અશ્વત્થામા કર્ણને હીનકુળનો નીચ સારથિ કહે છે અને પોતે ઊંચા કુળનો હોવાનું જણાવે છે. તેના જવાબમાં કર્ણ આ પંક્તિ બોલે છે કે જન્મ નસીબના હાથમાં છે પણ પુરુષાર્થ કરવો મારા હાથમાં છે.

**સમજૂતી :** અશ્વત્થામાએ કર્ણને સારથિપુત્ર કહ્યો. એ તેનો વાંધો લેતો જ નથી. તેનાથી લજવાતો પણ નથી. તે માને છે કે ક્યાં જન્મ લેવો તે જન્મ લેનારના હાથની વાત નથી. તે તો નસીબના હાથમાં છે. પણ ગમે ત્યાં જન્મીને ય પુરુષાતન કરી આગળ વધે એ વ્યક્તિના હાથની બાબત છે. કર્ણને પોતાના પરાક્રમ ઉપર વિશ્વાસ છે. તે સ્વાભિમાની અને પોતાનું ઉચિત મૂલ્યાંકન કરી શકે તેમ છે. જન્મ ઈશ્વરદત્ત છે જ્યારે પૌરુષ વ્યક્તિએ કેળવેલો ગુણ છે અને કર્ણમાં તે છે. અહીં ભટ્ટનારાયણે જન્મની સામે કર્મને પ્રતિષ્ઠિત કર્યું છે. આ જ કર્ણના વ્યક્તિત્વની આધારશિલા છે.

(૪૭) **इयं सा जातिः परित्यक्ता ।**

**અર્થ :** તે જાતિને આ છોડી દીધી.

**સંદર્ભ :** આ વાક્ય અશ્વત્થામા બોલે છે. અશ્વત્થામાને સેનાપતિ બનાવવાના પ્રસ્તાવ સાથે દુર્યોધનની પાસે કૃપાચાર્ય પોતાના ભાણેજ અશ્વત્થામાને લઈને જાય છે. દુર્યોધન દિલગીરી દર્શાવે છે કારણ એ પદ પર કર્ણને અગાઉથી નિયુક્ત કરી દીધેલો છે. એ દરમિયાન વાતચીતમાં કર્ણ અશ્વત્થામા પ્રત્યે કટાક્ષભર્યા શબ્દો

પ્રયોજે છે. આથી અશ્વત્થામા ગુસ્સે થાય છે અને તે બંને વચ્ચે કલહ જામે છે. દ્રોણાચાર્ય રણમેદાન ઉપર સ્ત્રીની જેમ ઉદાસીન રહ્યા એમ કર્ણ કહે છે ત્યારે અશ્વત્થામા વધુ છંછેડાય છે અને કર્ણના માથા ઉપર ડાબો પગ મૂકવા તૈયાર થાય છે. કર્ણ કહે છે કે તું જન્મે બ્રાહ્મણ હોવાથી અવધ્ય છે પરંતુ આ તેં ઊઠાવેલા પગને તલવારના ઝાટકે કાપી નાખીશ. આ સાંભળીને અશ્વત્થામા જનોઈ ઊતારીને તોડી નાખે છે તથા પ્રસ્તુત વાક્ય બોલે છે કે 'લે, આ જાતિને ફેંકી દીધી'.

**સમજૂતી :** અશ્વત્થામા કર્ણની સમાન ભૂમિકા ઉપર રહીને કલહ કરવાની તરફેણ કરે છે. બ્રાહ્મણ જાતિના નામે તેને કોઈની દયા ખપતી નથી. માટે તો તેણે બ્રાહ્મણ જાતિનું પ્રતીક એવી જનોઈને તોડીને જાતિ ફગાવી દીધી. હવે તે માત્ર વ્યક્તિ રહે છે, બ્રાહ્મણ મટી ગયો છે. અહીં નાટકકારે બ્રાહ્મણ વગેરે જાતિની સમાજવ્યવસ્થા સામે પોતાની નામરજી દર્શાવી છે અને બ્રાહ્મણના હાથે જ તેને તોડવાનું જણાવ્યું છે.

**(૪૮) कुलक्रमागतमेवैतद् भवादृशां यदस्त्रपरित्यागो नाम ।**

**અર્થ :** આ અસ્ત્રો છોડી દેવાં એ આપ જેવા માટે કુળમાં ઊતરી આવેલું છે.

**સંદર્ભ :** આ વાક્ય કર્ણ અશ્વત્થામાને ઉદ્દેશીને કહે છે. દુર્યોધન પાસે કૃપાચાર્ય અશ્વત્થામાને સેનાપતિ બનાવવાનો પ્રસ્તાવ લઈને આવે છે. પણ તેઓ મોડા પડેલા છે. દરમિયાન કર્ણની સાથે અશ્વત્થામા બોલાબોલી કરે છે અને તેમાંથી કલહમાં ઊતરી પડે છે. અશ્વત્થામા કર્ણના મસ્તક ઉપર ડાબો પગ મૂકવા તૈયાર થાય છે અને કર્ણ તે પગને કાપી નાખવા સજ્જ બને છે. તે બંનેને કૃપ તથા દુર્યોધન વારે છે છતાં અશ્વત્થામા ઉછળી ઉછળીને સામો થાય છે. કર્ણ પણ પાછો પડતો નથી. કૃપાચાર્ય કહે છે કે પોતાના સૈન્યના મુખ્ય વ્યક્તિના વિરોધનો આ સમય નથી, ત્યારે અશ્વત્થામા જાહેર કરે છે કે આ પાપી જ્યાં સુધી નાશ નહિ પામે ત્યાં સુધી હું રણમોરચે અસ્ત્રનો ત્યાગ કરું છું. આના જવાબમાં કર્ણ આ વાક્ય બોલે છે કે અસ્ત્રત્યાગ તો તમારા જેવા માટે કુળપરંપરા છે.

**સમજૂતી :** આ વાક્યમાં કર્ણ અશ્વત્થામાની કડક અને કઠોર ટીકા કરે છે. એમાં આડકતરી રીતે દ્રોણાચાર્યના અસ્ત્રત્યાગની પણ ટીકા સમાઈ જાય છે. અસ્ત્રત્યાગની પ્રવૃત્તિ પિતા પાસેથી પુત્રને મળેલી છે. તેમાં કોઈ નવાઈ નથી. બ્રાહ્મણ અશ્વત્થામા સામે કર્ણની કટુ આલોચનાઓ મૂકીને નાટકકાર બ્રાહ્મણવિરોધી વિચારસરણીને પ્રસ્તુત કરે છે કે તેનો સંકેત કરે છે એમ કહી શકાય ?

**(૫૦) सत्यादप्यनृतं श्रेयो धिक्स्वर्गं नरकोऽस्तु मे । (૪૮)**

**અર્થ :** સત્ય કરતાંય અસત્ય વધુ સારું છે. ધિક્કાર છે સ્વર્ગને ! મને નરક

ભલે મળે.

**સંદર્ભ :** આ પંક્તિ અશ્વત્થામા પોતાના મામા કૃપાચાર્યને કહે છે. સેનાપતિ નહિ બની શકેલો અશ્વત્થામા નિરાશ થયો છે. તેની યુદ્ધકીય યોજનાઓને કર્ણ હસી કાઢે છે. બન્ને વચ્ચે ભારે કલહ થાય છે. એકબીજા પર હથિયાર ઉગામવા પ્રવૃત્ત થયેલા તે બંનેને દુર્યોધન તથા કૃપાચાર્ય વારે છે. અશ્વત્થામા કર્ણ જીવતો હોય ત્યાં સુધી અસ્ત્રત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરે છે. તે વખતે ભીમનો અવાજ સંભળાય છે કે આ દુઃશાસન મારી ભુજાઓના પાંજરામાં સપડાયો છે. શક્તિ હોય તો તેને બચાવો. કર્ણ અને દુર્યોધન તેની મદદે જાય છે. અશ્વત્થામા જુએ છે કે અર્જુન ભીમને સહાય કરવા દુર્યોધન અને કર્ણ ઉપર બાણવર્ષાથી તૂટી પડ્યો છે. પોતે દુઃશાસન ઉપરની આફત જોઈ શકતો નથી તેથી રથ મંગાવે છે કે જેથી યુદ્ધમેદાનમાં જઈ શકાય. વધુમાં તે પ્રસ્તુત પંક્તિ બોલે છે કે સત્ય કરતાં અસત્ય વધુ સારું છે. ધિક્કાર હો સ્વર્ગને ! ભલે મને નરક મળે. દુઃશાસનને બચાવવા માટે, ત્યજેલું આયુધ પણ ત્યજેલ નથી એમ હું માનું છું.

**સમજૂતી :** દુઃશાસને ભીમને પકડ્યો છે. તેનું રક્ષણ કરવાની જરૂર છે. પણ અશ્વત્થામાએ તો અસ્ત્રત્યાગ કર્યો છે. તેથી દુઃશાસનને બચાવવા માટે પોતે પ્રતિજ્ઞાભંગ કરીને શસ્ત્રગ્રહણ માટે તૈયાર થાય છે. તે ખોટો ઠરશે. પણ પ્રતિજ્ઞાપાલનના સત્ય કરતાં તેને અત્યારે અસત્ય ચડિયાતું લાગે છે. અસત્યનો આશ્રય લેવાથી નરકમાં ગતિ થાય એવું તે જાણે છે છતાં તેને વાંધો નથી. અત્યારે સ્વર્ગ તેને ધિક્કારપાત્ર લાગે છે. અશ્વત્થામા મિત્રપ્રેમ માટે ગમે તે કરવા તૈયાર છે. અહીં તેના વ્યક્તિત્વની ઉજળી બાજુનો પરિચય થાય છે.

**(૫૧) आः पक्षपातिनो देवा अपि पाण्डवानाम् ।**

**અર્થ :** અરે, દેવો પણ પાંડવોના પક્ષપાતી છે.

**સંદર્ભ :** આ વાક્ય અશ્વત્થામા બોલે છે. કર્ણ સાથેના ઉગ્ર કલહમાં અશ્વત્થામા અસ્ત્રત્યાગ કરે છે. બીજી બાજુ ભીમ દુઃસાશનને પકડે છે અને તેનું રુધિરપાન કરવાની પ્રતિજ્ઞા પૂરી કરવા માટે સજ્જ થાય છે. આ અંગે ભીમનો અવાજ સાંભળીને કર્ણ તથા દુર્યોધન દુઃશાસનને બચાવવા દોડી જાય છે. અશ્વત્થામાને લાગે છે કે આ બંનેને આગળ વધતાં અર્જુન રોકશે. તેથી પોતે દુઃશાસનની મદદે જવા ઈચ્છે છે. કર્ણના જીવતાં પોતે અસ્ત્ર નહિ ઉઠાવવાની કરેલી પ્રતિજ્ઞા તોડીને પણ તે જવા તૈયાર થાય છે ત્યારે આકાશમાંથી અશરીરિણી વાણી સત્યવચનનું પાલન કરવા સલાહ આપે છે. આ સાંભળીને અશ્વત્થામા કહે છે કે અરે, દેવો પણ પાંડવોના પક્ષે છે.

**સમજૂતી :** આ વાક્યમાં અશ્વત્થામાની વેદના જોઈ શકાય છે. મિત્રના અનુજ માટે પ્રતિજ્ઞાભંગ કરીને અસત્યનો આશ્રય લેવા, નરકમાં જવાય તેની પણ પરવા

કર્યા વિના તે તૈયાર થાય છે ત્યારે દિવ્યવાણી તેને તેમ ન કરવાની સલાહ આપે છે. સ્પષ્ટ રીતે આનો ફાયદો પાંડવોના પક્ષને જ થવાનો છે. દુઃશાસનને બચાવવામાં અશ્વત્થામાની શક્તિનો લાભ નહીં મળવાનો. એટલે અંશે ભીમને કામની સફળતામાં સરળતા રહેવાની.

## અંક ૪

**(૫૨) नाहं मन्ये सकामं कुरुकुलविमुखं दैवमेतावतापि । (૨)**

**અર્થ :** કુરુવંશથી મોં ફેરવી લીધેલું દૈવ આટલાથી પણ ધરાયું નથી એમ મને લાગે છે.

**સંદર્ભ :** આ વાક્ય ભટ્ટનારાયણના વેણીસંહાર નાટકના ચોથા અંકમાં આવે છે. [આ અંકના પ્રત્યેક સંદર્ભવાક્યમાં લખવું અને પછી બાકીનું ઉમેરવું.] આ વાક્ય દુર્યોધનનો સારથિ બોલે છે. બેભાન થઈ ગયેલા દુર્યોધનને તેનો સારથિ સુરક્ષિત સ્થળે વૃક્ષની છાયામાં લાવે છે. કુરુકુળ ઉપર જે આફતની પરંપરા ઊતરી આવી છે તેને તે યાદ કરતાં વર્ણવે છે. જયદ્રથને અર્જુનથી રક્ષણ આપવા અભયદાન આપ્યું પણ તે બચી શક્યો નહીં. ભીમે દુઃશાસન સાથે પશુતુલ્ય ઘાતકી વર્તન કર્યું. આમ દૈવ જ રૂઠ્યું છે. દૈવે જ શત્રુપક્ષની બધી પ્રતિજ્ઞાઓ સહજ રીતે પૂરી કરાવી છે. હજુ પણ તેને સંતોષ નથી. આટલેથી જ તે અટકશે કે કેમ એ સવાલ છે.

**સમજૂતી :** પાંડવોનું પલ્લું યુદ્ધમાં નમતું છે. તેમની બધી પ્રતિજ્ઞાપૂર્વકની યોજનાઓ પૂરી થાય છે. કૌરવો યુદ્ધમાં માર ખાઈ રહ્યા છે. કૌરવો બળવાન હોવા છતાં આમ થાય છે તેનું કારણ કેવળ દૈવ છે, નસીબ છે. દૈવ જ માણસનું શુભ કે અશુભ નિર્માણ કરે છે.

પોતાના સ્વામી દુર્યોધનને સારથિ સુરક્ષિત સ્થળે લાવ્યો છે તો પણ તેના મનમાં ઊંડે ઊંડે શંકા છે. ભીમની દુઃશાસન અંગેની પ્રતિજ્ઞા પૂરી થઈ. હવે દુર્યોધનની સાથળ અંગેની બાકી છે. સારથિને ડર છે કે દૈવ આ પણ પૂરી કરાવશે જ. અત્યાર સુધીના કુરુકુળના વિનાશથી તે અટકે તેમ લાગતું નથી. દૈવ જ વાંકું છે ત્યારે દુર્યોધનના ઊરૂનો ભંગ થશે અને દ્રૌપદીનો વેણી-સંહાર પણ થશે. આમ, નાટકકાર ભવિષ્યની ઘટનાનો સંકેત આપી દે છે.

**(૫૩) एषापि भीमसेनस्य प्रतिज्ञा पूर्यते त्वया । (૪)**

**અર્થ :** તેં ભીમસેનની આ પ્રતિજ્ઞા પણ પૂરી કરી આપી ?

**સંદર્ભ :** આ પંક્તિ દુર્યોધનનો સારથિ એકોક્તિમાં બોલે છે. [પછીથી સંદર્ભ વાક્ય ૫૩નો સંદર્ભનો ફકરો ઉમેરો અને પછી આગળ આ લખો.] સારથિને લાગે

છે કે આ દૈવ ક્રૂર કટાક્ષથી દુર્યોધન તરફ જોઈ રહેલ છે. ભીમે રાજદરબારમાં દ્રૌપદી માટે દુર્યોધનની કુચેષ્ટા જોઈને તેની સાથળ ભાંગી નાખવાની પ્રતિજ્ઞા કરી હતી. દુર્યોધન અત્યારે બેભાન અવસ્થામાં છે. તે ભાનમાં ન આવે અને આમ જ મરણ પામે તો ભીમને બદલે દૈવને હાથે જ ભીમની દુર્યોધનનું મોત નિપજાવવાની પ્રતિજ્ઞા પૂરી થઈ જાય.

**સમજૂતી :** દ્રૌપદીના ભરસભામાં અપમાન માટે દુર્યોધનને કોઈ રંજ નથી. તેનાં સગાં-મળતિયાઓ સિવાય સૌ આ ઘટનાથી નારાજ છે. તેનો સારથિ નારાજ વ્યક્તિઓનું પ્રતિનિધિત્વ કરે છે. તે દુર્યોધનનો વફાદાર સેવક છે. અત્યારે દુર્યોધન બેભાન છે તેમાં તે મરણનો ભય જુએ છે. ભીમના બળમાં વિશ્વાસ રાખીને તે માને છે કે ભીમની પ્રતિજ્ઞા પૂરી થશે એમાં શંકા નથી.

**(૫૪) क्रोधो न नाम करुणा न च तेऽपि लज्जा । (૫)**

**અર્થ :** તને ગુસ્સો નથી આવતો, દયા નથી આવતી અને શરમ પણ નથી આવતી ?

**સંદર્ભ :** આ વાક્ય દુર્યોધન પોતાના સારથિને કહે છે. સારથિ બેભાન દુર્યોધનને સલામત સ્થળે વૃક્ષની નીચે લઈ જાય છે. ત્યાં પોતાની એકોક્તિમાં તે બોલે છે કે ભીમસેનની પ્રતિજ્ઞા ક્રૂર વિધિ જ પૂરી કરી દેશે. આ વખતે ભાનમાં આવેલો દુર્યોધન એ વાક્ય સાંભળી જાય છે. દુઃશાસન ભારે તકલીફમાં છે એમ તેને લાગે છે. તરત જ તે ગદાયુદ્ધ માટે રથ તૈયાર કરવા સારથિને કહે છે. સારથિ બહાનું કાઢીને તે ટાળે છે ત્યારે દુર્યોધન પોતે રથ વિના જવાનું જણાવે છે અને કહે છે કે મને અટકાવતાં તને ગુસ્સો, દયા કે શરમ નથી આવતી ?

**સમજૂતી :** અત્યંત વફાદાર અને હરેક પરિસ્થિતિમાં સાથે રહેનાર સારથિ સ્વામીને અટકાવે છે કારણ દુઃશાસનનું તો અવસાન થઈ ચૂક્યું છે. દુર્યોધનને તેની ખબર નથી પણ, સારથિની જીભ તે કહેવા માટે ઉપડતી નથી. આથી દુર્યોધન તેને આ શ્લોકપંક્તિ દ્વારા જોરદાર ઠપકો આપે છે.

**(૫૫) अपि नाम भवेन्मृत्युर्न च हन्ता वृकोदरः । (૯)**

**અર્થ :** (મારું) મરણ થઈ જાય અને હત્યા કરનાર ભીમ ન બને !

**સંદર્ભ :** આ વાક્ય દુર્યોધન બોલે છે.

રણમેદાન ઉપરથી બેભાન અવસ્થામાં લાવવામાં આવેલો દુર્યોધન ભાનમાં આવે છે. દુઃશાસનનું ભીમને હાથે મોત થયું છે એ તેને ખબર નથી પણ સારથિ એ વાત તેને જણાવે છે. તેને લાગે છે કે ભીમના પ્રહારથી હું બેભાન થયો હોત તો સારું થાત. અથવા લોહીથી લથબથ દુઃશાસન બન્યો તેને બદલે અમારા બેમાંથી એક

મરે એમ થવું જોઈતું હતું તેને લાગે છે કે વિધિ દુષ્ટ છે અને ભરતવંશથી વિમુખ બન્યું છે. પછી તે પ્રસ્તુત પંક્તિ બોલે છે કે મારું મૃત્યુ ભલે થાય પણ મને હણનાર ભીમ ન હો.

**સમજૂતી :** દુર્યોધનને દુઃશાસનના મૃત્યુનો ભારે શોક છે. હવે તે મૃત્યુને સ્વીકારતો થાય છે. ભાઈના મૃત્યુના શોક કરતાં ભીમને માટે તેને અતિશય તિરસ્કાર છે. જો પોતાનું મૃત્યુ થાય તો ભલે થાય પણ તે નિપજાવનાર ભીમ ન હોય. ભીમને હાથે મરીને દુર્યોધન ભીમની પ્રતિજ્ઞા પૂરી થાય એવું ઇચ્છતો નથી. ભીમને માટેની પ્રબળ નફરત નહીં પ્રગટ થઈ છે.

**(૫૬) अथ वा तस्य खल्विदं पाञ्चाली केशग्रहणकुसुमस्य फलं परिणमति ।**

**અર્થ :** અથવા ખરેખર તેને આ દ્રૌપદીના કેશગ્રહણરૂપી પુષ્પનું ફળ પરિણમ્યું છે.

**સંદર્ભ :** આ વાક્ય અંગરાજનો સારથિ સુંદરક બોલે છે. સંગ્રામમાંથી ઘવાયેલો તે પાટા બાંધીને આવ્યો છે. યુદ્ધમેદાનમાં દુઃશાસનના વધ પછી બનેલી ઘટનાઓનું અને યુદ્ધમેદાન પરની પરિસ્થિતિનું તે બયાન કરે છે. દુર્યોધન પાસે તેણે જવું છે તેથી તે તેને શોધે છે છતાં તેની માહિતી મળતી નથી. દુર્યોધન નથી વિદુરનાં વચનોને તરછોડવામાં બીજ નંખાયું. ભીષ્મ પિતામહનો ઉપદેશ અવગણ્યો તેથી અંકુર ફૂટ્યો. શકુનિએ ચગાવ્યો તેથી મજબૂત મૂળ બંધાયાં. લાક્ષાગૃહ, દ્યૂત, વિષભોજન વગેરે રૂપી શાખાઓ થઈ. લાંબા સમયથી ભેગું થયેલું વૈર તેનો ક્યારો છે. દ્રૌપદીના કેશગ્રહણરૂપી ફૂલ બેઠાં છે. આવા વૃક્ષનું આ પરિણામ છે. દરમિયાન તેને દુર્યોધનનો રથ દેખાય છે. તે જુએ છે કે મહારાજ દુર્યોધન સામાન્ય માણસની જેમ જમીન ઉપર બેઠેલ છે. ત્યારે સુંદરક પ્રસ્તુત વાક્ય બોલે છે કે દુર્યોધનને દ્રૌપદીના કેશગ્રહણરૂપી પુષ્પનું ફળ પરિણમ્યું છે.

**સમજૂતી :** અગિયાર અક્ષૌહિણી સેનાનો નાયક દુર્યોધન સામાન્ય માનવીની જેમ અપ્રશંસિત જમીન ઉપર પડ્યો છે. જેનાથી કર્ણના સારથિ સુંદરકને દુઃખ સાથે આશ્ચર્ય થાય છે. તેને લાગે છે કે આ પૂર્વે દ્રૌપદીના કેશ ખેંચવામાં આવ્યા હતા તે નિંદનીય કર્મરૂપી પુષ્પનું ફળ આ રીતે પરિણમ્યું છે. અહીં સુંદરકે કરેલું અવલોકન તદ્દન સાચું છે. દુર્યોધનનો સેવકવર્ગ દ્રૌપદી સાથે કૌરવોના વ્યવહારને માન્ય રાખતો નથી.

**(૫૭) देव, न भग्नो रथः । अस्य मनोरथोऽपि ।**

**અર્થ :** મહારાજ, રથ (જ) નથી તોડ્યો. તેનો મનોરથ પણ તોડી નાખ્યો છે.

**સંદર્ભ :** આ વાક્ય સારથિ સુંદરક દુર્યોધનને કહે છે. દુર્યોધનને શોધતો આવેલો સુંદરક રણમેદાન ઉપરની પરિસ્થિતિનું બયાન કરતો જાય છે. છેવટે તે

દુર્યોધનને ખાલી ધરતી ઉપર બેઠેલો જુએ છે. દુર્યોધન પાસે તે જાય છે ત્યારે કર્ણના કુશળ સમાચારની દુર્યોધન પૂછપરછ કરે છે. જવાબમાં સુંદરક કહે છે, ''કુશળ છે, માત્ર શરીરથી'. દુર્યોધન પૂછે છે કે 'અર્જુને આના અશ્વ હણી નાંખ્યા, સારથિને મારી નાંખ્યો કે રથ ભાંગી નાંખ્યો ?' તેનો જવાબ સુંદરક આ વાક્ય દ્વારા આપે છે કે માત્ર રથ નથી તોડ્યો, તેમનો મનોરથ પણ ભાંગી નાખ્યો છે.

**સમજૂતી :** કર્ણનો સેવક સુંદરક ઘવાયેલો છે. તેણે દુર્યોધનને જણાવ્યું કે કર્ણ માત્ર શરીરથી કુશળ છે. તેના સામા જવાબમાં દુર્યોધન જે પૂછે છે તેમાં અર્જુને રથ તોડી નાખ્યો હોય એવી શક્યતા બતાવે છે. આના પ્રત્યુત્તરમાં સુંદરક કહે છે કે માત્ર રથ નહિ, કર્ણનો મનોરથ પણ ભાંગી નાખ્યો છે. અર્જુને કર્ણને માનસિક આઘાત પણ આપ્યો છે. આ સંવાદ સુંદર અને નાટ્યોચિત છે. તેમાં રથ અને મનોરથમાં આવતો યમક પણ હૃદ્ય છે.

**(૫૮) अहो बालस्य पराक्रमो मुग्धस्वभावोऽपि ।**

**અર્થ :** અહો, બાળકનું આવું પરાક્રમ અને મુગ્ધ સ્વભાવ પણ !

**સંદર્ભ :** આ વાક્ય દુર્યોધન સુંદરકના વર્ણન દરમિયાન બોલે છે. સુંદરક વૃષસેનનું પરાક્રમ વર્ણવે છે. અર્જુન અને વૃષસેન વચ્ચે ભયંકર યુદ્ધ ખેલાતું હતું. વૃષસેને આવતાં વેંત જ અર્જુનના રથને બાણોથી ઢાંકી દીધો. તેણે બાણોથી અર્જુનનો તિરસ્કાર કર્યો, નહિ કે વચનોથી. તેણે અર્જુનના શક્તિપ્રહારને પણ નિષ્ફળ બનાવ્યો. પછી તો અર્જુને પોતાના શિક્ષણ અને શક્તિને અનુરૂપ અવર્ણનીય આશ્ચર્ય કરી બતાવ્યું. વૃષસેને પોતાના રથ વગેરેનો નાશ થતાં બીજા રથ ઉપર બેસીને અર્જુનની સામે પરાક્રમ બતાવવા માંડ્યું. સિંહનાદ કરીને અર્જુનની ઉપર હજારો બાણોની વૃષ્ટિ તેણે કરવા માંડી. આ સાંભળીને દુર્યોધન પ્રસ્તુત વાક્ય બોલે છે.

**સમજૂતી :** વૃષસેન હજી તો ખીલતી કળી હતી. તે ઘડાયેલો અને લાંબો અનુભવી યોદ્ધો ન હતો. છતાં તેણે બાળકને માટે સહજ ન હોય તેવું પરાક્રમ બતાવ્યું તેનાથી દુર્યોધન પ્રસન્ન થયો. તેની પ્રશંસા કરતાં તેણે કહ્યું કે આ મુગ્ધ સ્વભાવવાળો બાળક છે છતાં તેનું પરાક્રમ કેટલું બધું છે ! આ વાક્ય વૃષસેનના પાત્ર ઉપર પ્રકાશ પાડે છે. ભટ્ટનારાયણે આ ગૌણ પાત્રને આગવી વિશેષતા અર્પી છે. આ પાત્ર ચિરંજીવ પાત્ર બનવા લાયક છે.

**(૫૯) सूत, पुण्यवतो हि दुःखभाजो भवन्ति ।**

**અર્થ :** સારથિ, પુણ્યશાળીઓ જ દુ:ખ ભોગવે છે.

**સંદર્ભ :** રણમેદાન ઉપર અર્જુન તથા વૃષસેન વચ્ચે ભીષણ યુદ્ધ ખેલાય છે. વૃષસેને અર્જુન સામે બરાબરનો મુકાબલો કર્યો છે. અર્જુન તેનો રથ વગેરે ભાંગી

નાખે છે તો તે બીજા રથ ઉપર ચડીને યુદ્ધ ચાલુ કરે છે. છેવટે લડતાં લડતાં તે મૃત્યુને વર્યો. આ સાંભળીને દુર્યોધનની આંખમાં આંસુ આવ્યાં. તે વિલાપ કરવા લાગ્યો. સારથિ તેને તેમ કરતાં વારે છે ત્યારે પ્રસ્તુત વાક્ય બોલીને દુર્યોધન કહે છે કે પુણ્યશાળીઓએ જ દુઃખ ભોગવવું પડે છે.

**સમજૂતી :** દુર્યોધનનું આ સર્વવ્યાપી અવલોકન છે. પુણ્ય કરનાર પાપીઓની સામે ટકી શકતો નથી. પુણ્ય માટેનો તેનો આગ્રહ જ તેની મર્યાદા બની જાય છે અને તે દુઃખના ચક્કરમાં ફસાય છે અને વ્યથા તથા વેદના ભોગવે છે. દુર્યોધનની અત્યારે જુદી જ અવસ્થા છે. તેની નજર સામે જ સ્વજનો હણાયા. તેને લીધે લાગેલા અપમાનના અગ્નિથી તે બળી રહ્યો છે. તેને લાગે છે કે હવે તો દુઃખ અને વ્યથા પણ કેવી રીતે ભોગવી શકાય ? પોતે તો એનાથી ય તીવ્રતર દશામાં રહેલો છે. પોતે પુણ્યશાળી નથી. એમ હોત તો દુઃખ તો ભોગવવા મળત ! દુર્યોધનની આ સરસ અને વાસ્તવિક ઉક્તિ છે. તેણે દુઃખ નહિ પણ બદલો લેવો તે યોગ્ય છે એમ પણ અહીં અર્થ સમજાય.

**(૬૦) हृदयं दह्यतेऽत्यर्थं कुतो दुःखं कुतो व्यथा । (૧૧)**

**અર્થ :** હૃદય અત્યંત બળે છે. તો હવે દુઃખ કેવું અને વ્યથા કેવી ?

**સંદર્ભ :** આ પંક્તિ દુર્યોધન બોલે છે. અર્જુન અને વૃષસેનના યુદ્ધમાં વૃષસેને ભારે પરાક્રમ દાખવ્યું અને છેવટે મોતને વહાલો થયો. વૃષસેનનાં પરાક્રમ અને મોત કર્ણે નજરોનજર નિહાળ્યાં. દુર્યોધને દુઃશાસનનું મરણ અનુભવ્યું. ભીમે પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી. આવી દશામાં દુઃખનો અનુભવ તદ્દન સામાન્ય બાબત બની જાય. આ બધી ઘટનાઓથી દુર્યોધનનું હૃદય ચચરી ઊઠ્યું છે, બળી રહ્યું છે. તે કહે છે કે આ સંજોગોમાં દુઃખ કે વ્યથાની વાત ક્યાંથી હોય ?

**સમજૂતી :** સ્વજનો પોતાના પક્ષે લડતાં લડતાં વીરગતિ પામ્યા એનાથી દુર્યોધનને ભારે આઘાત લાગ્યો હતો. તેમાં વૃષસેનના મૃત્યુએ ઉમેરો કર્યો. તેની વ્યથા ઘેરી બની. આ બધાથી લાગેલું લાંછન અને અપમાન તેનું દુઃખ વિસારે પાડી દે છે. હૃદય આગથી સળગી રહ્યું હોય ત્યાં દુઃખ ને વ્યથાની લાગણી અનુભવાતી નથી.

**(૬૧) त्वं दुःखप्रतिकारमेहि भुजयोर्वीर्येण बाष्पेण वा । (૧૨)**

**અર્થ :** તું બાહુબળથી કે આંસુથી દુઃખનો પ્રતિકાર કર.

**સંદર્ભ :** આ પંક્તિ કર્ણની છે જે તેણે દુર્યોધન પર મોકલેલા પોતાના પત્રમાં લખેલા શ્લોકનું છેલ્લું ચરણ છે. સુન્દરકે અર્જુન અને વૃષસેનના યુદ્ધનું વિગતવાર ચિત્રાત્મક વર્ણન કર્યું. વૃષસેનના વધ પછી અર્જુન સામે રણે ચડેલા કર્ણનો રથ સારથિએ પાછો વાળ્યો. રથમાંથી ઊતરીને તેને અનેક રીતે આશ્વાસન આપ્યું અને

પછી લોહીના ટીપામાં બાણની અણી રાખીને કર્ણને પત્રલેખન કર્યું. એ પત્ર-સંદેશ સુંદરક લઈને દુર્યોધન પાસે આવ્યો છે. દુર્યોધન પોતાનું જે રીતે સન્માન કરતો હતો તેનો ઉલ્લેખ કરીને કર્ણે લખ્યું હતું કે તમે મને માન આપ્યું અને હું શત્રુ ભીમને મારી શક્યો નહિ. હવે તો તમે પોતે બાહુબળ બતાવો કે પછી આંસુ સારતા રહો.

**સમજૂતી :** આ પંક્તિમાં કર્ણની વેદના નીતરે છે. તેણે પોતાના લોહી વડે સંદેશ મોકલ્યો છે. દુર્યોધન પોતાના ઉપર ભારે વિશ્વાસ રાખતો હતો અને પાંડવોને જીતવા માટે તેના ઉપર મદાર બાંધતો હતો. પરંતુ કર્ણ તેની આ ઇચ્છા પૂરી કરી શક્યો નહિ એનું તેને દુઃખ થાય છે. તે ભીમને પણ હણી શક્યો નથી. આ સંજોગોમાં દુઃખનો સામનો કરવા દુર્યોધને એકલા હાથે શૂરવીરતા દાખવવી જરૂરી છે. એમ ન બને તો આંસુ સારીને બેસી રહેવું એ જ માત્ર વિકલ્પ છે. કર્ણ પોતે અસ્ત્રપીડાની વેદના અનુભવી રહ્યો છે અને દુર્યોધનને મદદરૂપ બની શકે તેમ નથી.

## અંક ૫

**(૬૨) किं मां सुतक्षयकरं सुत इत्यवैषि । (૨)**

**અર્થ :** પુત્રોનો નાશ કરનાર મને શું તમે પુત્ર માનો છો ?

**સંદર્ભ :** આ પંક્તિ ભટ્ટનારાયણના નાટક વેણીસંહારમાંથી લેવામાં આવી છે. [આ વાક્ય દરેક સંદર્ભમાં લખવું અને પછી બાકીનું ઉમેરવું.] આ પંક્તિ દુર્યોધન ગાંધારીને ઉદ્દેશીને કહે છે. રણમેદાન ઉપર દુર્યોધનની પાસે ગાંધારી અને ધૃતરાષ્ટ્ર સંજય સાથે આવી પહોંચે છે. ધૃતરાષ્ટ્ર કુશળ સમાચાર તેમની રીતે પૂછે છે. દુર્યોધન સંકોચ અનુભવતો મૌન રહે છે. ધૃતરાષ્ટ્રના કહેવા છતાં દુર્યોધન ચૂપ રહે છે ત્યારે ગાંધારી કહે છે કે જો તું મૌન રહીશ તો શું દુઃશાસન કે દુર્મર્ષણ બોલવાનો છે ? આમ કહીને રડતી માતાને દુર્યોધન કહે છે કે નાના ભાઈઓને વિનાશમાં ધકેલનાર હું છું, તમારા બન્ને જણનાં આંસુનું કારણ હું છું અને હું જ ભરતવંશમાં કમજાત છું. છતાં તમારા પુત્રોનો નાશ કરાવનાર મને તમે પુત્ર માનો છો ?

**સમજૂતી :** માતાપિતા સામે દુઃર્યોધન લજ્જા અનુભવે છે કારણ તેણે જે યુદ્ધ છેડ્યું એમાં તેના નાના ભાઈઓ તેને માટે જ માર્યા ગયા હતા. તેમને બચાવવા તે કશું જ કરી ન શક્યો. આ રીતે તેણે માતાપિતાને અસહાય, લગભગ પુત્રહીન અને આંસુ સારતાં કરી મૂક્યાં છે. આથી જ માતાપિતા સામે તેને સંકોચ થાય છે. ૯૯ પુત્રોના વિનાશના જવાબદાર તેને માતાપિતા પુત્ર કહીને સંબોધે છે એ તેને અયોગ્ય લાગે છે. પોતાના પુત્રોનો વિનાશ કરનાર પુત્ર પ્રેમ અને વાત્સલ્યનો

અધિકારી ન બને એવું તે માને છે. આથી તો તે સંકોચ અનુભવે છે અને ચૂપ રહે છે. આ સંકોચ બહારનું મ્હોરું છે. પછીના સંવાદો પરથી સમજાય છે કે દુર્યોધનને આ કશાયનો અફસોસ નથી. વૈરની ભાવના તેનામાં હજુ યથાવત્ છે.

**(૬૩) निर्वत्सले सुतशतस्य विपत्तिमेतां**

**त्वं नानुचिन्तयसि रक्षसि मामयोग्यम् ।** (૩)

**અર્થ :** હે વાત્સલ્ય વિનાની, સો ભાઈઓની આફતનો તું વિચાર કરતી નથી અને નાલાયક એવા મને બચાવે છે. (અથવા અને મને ખોટી રીતે બચાવે છે.)

**સંદર્ભ :** આ પંક્તિ દુર્યોધન ગાંધારીને કહે છે. [સંદર્ભ નં. ૬૨માં સંદર્ભના ફકરામાંથી 'રણમેદાન ઉપરથી....' વાળો ફકરાનો જરૂરી અંશ લખો. પછી ઉમેરો.] ગાંધારીએ દુર્યોધનને નહિ રડવા માટે જણાવીને તેને લાંબુ જીવવાની શુભાશા દર્શાવીને કહ્યું કે મારે રાજ્ય કે વિજય સાથે કોઈ લેવાદેવા નથી. આના જવાબમાં દુર્યોધન આ પંક્તિમાં જવાબ વાળે છે.

**સમજૂતી :** યુદ્ધ દરમિયાન દુર્યોધને ભયંકર આઘાત સહન કર્યા છે. ભીષ્મ પિતામહ, દ્રોણાચાર્ય, ભાઈઓ વગેરેને તેણે ગુમાવ્યા. આવો રાજા દુર્યોધન જીવે છે એ તેને પોતાને યોગ્ય લાગતું નથી. ગાંધારીએ તેનું લાંબુ આયુષ્ય પ્રાર્થ્યું ત્યારે તેને આ વ્યથાનો અનુભવ થાય છે. તેને લાગે છે કે માતાના આશીર્વાદ તેની અત્યારની હાલતના અનુસંધાનમાં છે. જે માતાએ પોતાના સર્વે પુત્રો ગુમાવ્યા છે તે છેલ્લા બચેલા એકને તે માર્ગે જવાનું ક્યાંથી કલ્પી શકે ? પરંતુ દુર્યોધનને લાગે છે કે માતાની આવી આશા બરાબર નથી. તેને માટે પોતે નાલાયક છે. દુર્યોધનનો આ ભાવ પરિસ્થિતિજન્ય છે, માતાને સંભળાવવા માટે નહિ. તેનામાં કોઈ પરિવર્તન આવ્યું નથી જે અનુગામી ઘટનાઓ પરથી સ્પષ્ટ થાય છે.

**(૬૪) महाराज, किं वायं लोकवादो वितथः न घटस्य कूपपाते रज्जुरपि तत्र प्रक्षेप्तव्या ।**

**અર્થ :** મહારાજ, શું આ લોકોક્તિ ખોટી છે કે ઘડો કૂવામાં પડે ત્યારે દોરડું પણ તે (કૂવા)માં નાંખી દેવાય નહિ ?

**સંદર્ભ :** આ વાક્ય ધૃતરાષ્ટ્રનો સારથિ સંજય દુર્યોધનને ઉદ્દેશીને કહે છે. રણમેદાન ઉપર દુર્યોધન પાસે ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને સંજય આવે છે. તેઓ દુર્યોધનને મળે છે ત્યારે દુર્યોધનને સંકોચ થાય છે કે અનુજોનો ક્ષય કરનાર પોતે ગાંધારીનો પુત્ર કહાવવાને લાયક નથી. ગાંધારી તેને અંધયુગલનો માર્ગદર્શક ગણાવીને લાંબુ જીવવાનું કહે છે ત્યારે દુર્યોધન કહે છે કે હું નાલાયક છું છતાં તું મને બચાવવા માટેના આશીર્વાદ આપે છે ? આના જવાબમાં સંજય પ્રસ્તુત વાક્ય બોલે છે.

**સમજૂતી** : આ વાક્ય લોકોક્તિ છે, કહેવત છે. પાણી કાઢતાં કૂવામાં ઘડો પડી જાય એટલે હાથમાં રહેલું દોરડું કૂવામાં નાંખી દેવાય નહિ. દુર્યોધન માતા ગાંધારીને કહે છે કે મારા સો ભાઈઓ ખપી ગયા અને તું મને બચાવે છે, હું બચી જાઉં એવી અપેક્ષા રાખે છે ? આના જવાબમાં સંજયે ટાંકેલી કહેવત સચોટ છે. ઘડો કૂવામાં પડી ગયો અને દોરડું હાથમાં રહ્યું. હાથમાં રહેલા દોરડાને કૂવામાં ફેંકી દેવાય નહિ. દુર્યોધનના ૯૯ અનુજો યુદ્ધમાં ખપી ગયા એનો અર્થ એ તો નહિ કે તેણે પોતાના પ્રાણ પણ તેમની પાછળ છોડી દેવા. સંજયની સમજાવવાની રીત સુંદર છે ! તે વ્યવહારની વાત કહેવતના આધારે કરે છે.

**(૬૫) उपक्रियमाणाभावे किमुपकरणेन ।**

**અર્થ** : ઉપકાર કરવાને યોગ્ય વ્યક્તિ હોય નહિ ત્યારે ઉપકરણ (= સાધન)નો શો અર્થ ?

**સંદર્ભ** : રણમેદાન પર દુર્યોધન પાસે તેનાં માતાપિતા તથા સંજય આવેલાં છે. માતા ગાંધારીએ દુર્યોધનને લાંબુ જીવવાની અપેક્ષા પ્રગટ કરી. દુર્યોધન કહે છે કે મેં તો મારા ભાઈઓને આફતમાં ઘસડ્યા. હું નાલાયક છું. મને તું બચાવે તે યોગ્ય નથી. આના જવાબરૂપે સંજયે કહ્યું કે ઘડો કૂવામાં પડી જાય તેથી, દોરડું હાથમાં હોય તેને તો કૂવામાં નાખી દેવાય નહિ. આ સાથે દુર્યોધન સંમત થતો નથી અને પ્રસ્તુત વાક્ય બોલે છે કે જેનો ઉપકાર કરવાનો હોય તે વ્યક્તિ જ મોજૂદ ન હોય તો પછી ઉપકારના સાધનનો શો હેતુ રહે ?

**સમજૂતી** : દુર્યોધનના ભાઈઓ વીરગતિ પામ્યા છે ત્યારે ગાંધારી તેને બચાવવાની અપેક્ષા રાખે છે. સંજયે પણ તે વાતને અનુમોદન આપ્યું. પરંતુ દુર્યોધન સંજયની વાત સ્વીકારતો નથી અને રડે છે. તે કહે છે કે જેના ઉપર ઉપકાર કરવાનો છે તેનો જ અભાવ છે તો પછી ઉપકારના સાધનનો શો અર્થ છે ?

દુર્યોધન કહેવા માગે છે કે ઘડો અને દોરડાનું દૃષ્ટાન્ત આ બાબતમાં પૂરતું નથી. એક ઘડો કૂવામાં પડી જાય તો તેના દોરડા સાથે બીજો ઘડો બાંધીને કામ ચલાવાય છે. આથી દોરડું જાળવી રાખવું જરૂરી છે. મારી બાબતમાં મારા ખપી ગયેલા ભાઈઓને પાછા લાવી શકાય તેમ નથી કે તેમને બદલે બીજા મૂકી શકાય તેમ પણ નથી. તેથી મારી જીંદગી કે મારા રાજ્યનો કોઈ અર્થ સરે તેમ નથી. હું ઉપકારનું સાધન છું. જેને માટે તેનો ઉપયોગ કરવાનો છે તેઓ ફરીથી પાછા ન આવે એ રીતે જતા રહ્યા છે. દુર્યોધનના ભાઈઓ उपक्रियमाण છે.

**(૬૬) देव यावत्प्राणिति तावदुपदेष्टव्यभूमिर्विजिगीषुः प्रज्ञावताम् ।**

**અર્થ** : મહારાજ, પ્રાણ છે ત્યાં સુધી વિજયની ઇચ્છાવાળો રાજા ડાહ્યા પુરુષોના ઉપદેશને લાયક છે.

**સંદર્ભ :** આ વાક્ય સંજય દુર્યોધનને કહે છે. રણમેદાન ઉપર આવેલાં દુર્યોધનનાં માતાપિતા દુર્યોધનને સલાહ આપે છે. ગાંધારી કહે છે કે તું એકલો અત્યારે જીવે છે તેથી સમજી જા. આ યુદ્ધનો સમય નથી. યુદ્ધ પાછું ખેંચી લે. ધૃતરાષ્ટ્ર પણ તેને અભિમાન છોડી દઈ આંધળાં માબાપને પાળવાનું કહે છે. દુર્યોધન પૂછે છે કે યુદ્ધ અટકાવીને હું શું કરું ? ગાંધારી કહે છે કે તારા પિતા અને વિદુર કહે તે કર. સંજય પણ તેમાં સૂર પુરાવે છે ત્યારે દુર્યોધન સહેજ કડવાશથી પૂછે છે કે હજુ ય કોઈ ઉપદેશ આપવાનો છે ? તેના જવાબમાં સંજય પ્રસ્તુત વાક્ય બોલે છે.

**સમજૂતી :** દુર્યોધને કહ્યું કે હવે કોઈ ઉપદેશની જરૂર નથી. સંધિની વાત હવે અયોગ્ય છે. ત્યારે સંજયનો પ્રતિભાવ તેના રાજનીતિ વિશેના જ્ઞાનને સુંદર ઉક્તિમાં પ્રગટ કરે છે. વિજય મેળવવાની ઇચ્છાવાળા રાજાને તેના પ્રાણ હોય ત્યાં સુધી ડાહ્યા વિચારશીલ માણસોએ સલાહસૂચન આપવાં જોઈએ અને રાજાએ તેને સ્વીકારવાં-વિચારવાં જોઈએ. વિજિગીષુ રાજા સંપન્ન, મહાન ઉત્સાહવાળો, પરિશ્રમી, વિજયની કામનાવાળો હોય છે. આ લક્ષણ પ્રમાણે મૂલવીએ તો દુર્યોધનને વિજિગીષુ રાજા કહેવાય નહિ.

**(૬૭) हीयमानाः किल रिपोर्नृपाः संदधते परान् ।** (૬)

**અર્થ :** શત્રુથી નિર્બળ બનેલા રાજાઓ સામા પક્ષ સાથે સંધિ કરે છે.

**અથવા**

**दुःशासने हतेऽहीनाः सानुजाः पाण्डवाः कथम् ।**

**અર્થ :** દુઃશાસન હણાયો છે ત્યારે નાના ભાઈઓ સહિતના શક્તિશાળી પાંડવો શેના (સંધિ કરે) ?

**સંદર્ભ :** આ પંક્તિ દુર્યોધન બોલે છે. રણમેદાન પણ આવેલાં દુર્યોધનનાં માતા- પિતા તેને યુધિષ્ઠિર સાથે સંધિ કરવાની સલાહ આપે છે. દુર્યોધન આ સલાહને ઘેલછા ગણાવે છે. સો ભાઈઓ જીવતા હતા ત્યારે તે પ્રસ્તાવ તરછોડ્યો હતો તે કામ અત્યારે પોતે શરીરને બચાવવા શા માટે કરે એમ કહે છે. પ્રસ્તુત પંક્તિ દ્વારા તે વધુમાં કહે છે કે શત્રુથી નિર્બળ બનેલા રાજાઓ સામાવાળા સાથે સંધિ કરે. મારે તો દુઃશાસન હણાયો છે અને પાંડવો તો બધા સુરક્ષિત છે. આથી તેઓ સંધિ શા માટે કરે ?

**સમજૂતી :** દુર્યોધન કહે છે કે હું નિર્બળ છું. મારો અનુજ દુઃશાસન હણાયો છે. યુધિષ્ઠિરના નાના ભાઈઓ હયાત છે. પાંડવો શક્તિશાળી છે. શત્રુ કરતાં નિર્બળ રાજાઓ જ સંધિ કરે. પરિણામ અને સમય સમાન હોય તો જ સંધિ થાય.

અહીં તો એવું કશું નથી.

દુર્યોધન માને છે કે અંત સુધી લડી લેવા સિવાય વિકલ્પ નથી. પોતે લગભગ હાર્યો છે. પાંડવોનું પલ્લું ભારે અને નમતું છે. તેથી તેઓ તેના સંધિના પ્રસ્તાવને તિરસ્કારથી ફગાવી દેશે. આવી દશાને પામવા કરતાં લડી લેવું જ યોગ્ય છે. કદાચ એમ કરતાં વિજય મળે તો ! તેને પોતાના બાહુબળનું અતિશય ઘમંડ છે.

**(૬૮) एवं गतेऽपि मत्प्रार्थनया न किञ्चिन्न करोति युधिष्ठिरः ।**

**અર્થ :** આમ થયું છે તો પણ મારી વિનંતીથી યુધિષ્ઠિર કંઈ નહિ કરે એવું નથી.

**સંદર્ભ :** આ વાક્ય ધૃતરાષ્ટ્ર દુર્યોધનને કહે છે. [પછીથી સંદર્ભવાક્ય ૬૭નો સંદર્ભ લખો અને ત્યારબાદ ઉમેરો.] યુધિષ્ઠિર સંધિ વિશે ઉપેક્ષા કરશે એમ દુર્યોધને કહ્યું ત્યારે ધૃતરાષ્ટ્ર પ્રસ્તુત વાક્ય કહે છે કે હું વિનંતી કરીશ તો યુધિષ્ઠિર કંઈ જ નહીં કરે એમ નથી. મતલબ કે, તે મારી વિનંતીને લક્ષમાં લેશે જ.

**સમજૂતી :** ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિર સાથે સંધિ કરવાની સલાહ દુર્યોધનને આપી ત્યારે દુર્યોધને કહ્યું કે યુદ્ધમાં પાંડવોનો હાથ ઉપર છે તેથી તેઓ સંધિની વાત ફગાવી દેશે. આના જવાબમાં ધૃતરાષ્ટ્ર પ્રસ્તુત વાક્યમાં કહે છે કે પરિસ્થિતિ ગમે તે હોય પણ જો હું કહીશ તો યુધિષ્ઠિર તે નહિ કરે એમ માનશો નહિ.

**સમજૂતી :** અનાડી અને હઠીલા દુર્યોધનને સમજાવવા ધૃતરાષ્ટ્ર મજબૂત દલીલ કરે છે. સંધિની વાત પાંડવો કાને નહિ ધરે એમ દુર્યોધનનું માનવું ખોટું છે કારણ ધૃતરાષ્ટ્ર કહે અને યુધિષ્ઠિર તે બોલ ઉથાપે એમ ન બને. યુધિષ્ઠિરને કુરુકુળના વડીલ ધૃતરાષ્ટ્ર માટે ઘણું માન છે. પોતાની પ્રત્યે પૂજ્યભાવને લીધે ધૃતરાષ્ટ્ર સંધિ માટે યુધિષ્ઠિરને મનાવી શકશે એમ તે માને છે, ભલે ને યુદ્ધની પરિસ્થિતિ ગમે તે પ્રકારની હોય. અહીં ધૃતરાષ્ટ્ર દુર્યોધનને બચાવવા યુધિષ્ઠિરની લાગણીનો લાભ લઈને દાવ ખેલવા માગે છે. તેમાં તેની નરી લુચ્ચાઈ અને સ્વાર્થપરાયણતા જોઈ શકાય છે. કૌરવ પક્ષ તરફથી સંધિના પ્રસ્તાવનું સૂચન ભટ્ટનારાયણની કલ્પનાનું સર્જન છે.

**(૬૯) हत गान्धारि दुःखशतं प्रसूतासि । न पुनः पुत्रशतम् ।**

**અર્થ :** અરે અભાગણી ગાંધારી, તેં સો દુ:ખોને જન્મ આપ્યો છે, નહિ કે સો પુત્રોને.

**સંદર્ભ :** રણમેદાન પર દુર્યોધન પાસે આવેલાં ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને સંજય દુર્યોધનને યુદ્ધની વાત છોડી દઈને યુધિષ્ઠિરની મરજી પ્રમાણેની શરતો મુજબ સંધિ કરી લેવાનું સૂચવે છે. દુર્યોધન આ વાત માન્ય કરતો નથી. ભીમને ગદાની ધારથી

છેદી નાખીને દિશાઓમાં ફેંકી દેવાનો જુસ્સો દર્શાવે છે. લાચાર બનીને સંધિ કરવામાં તેને હીણપત લાગે છે. આ સાંભળી ગાંધારી ખૂબ દુઃખી થઈ જાય છે. તે રડી પડે છે અને આ વાક્ય બોલે છે કે તેણે સો દુઃખોને જન્મ આપ્યો છે; સો પુત્રોને નહિ.

**સમજૂતી :** ગાંધારીની સ્થિતિ અત્યંત કરુણાજનક છે. તેની માનસિક અવસ્થાનો આ વાક્યમાં પરિચય થાય છે. યુદ્ધની ઘેલછાથી ઘેરાયેલો દુર્યોધન કોઈની સલાહ કાને ધરતો નથી. આઘાતો અનુભવવા છતાં તે તેનું ઘમંડ છોડતો નથી. આથી ગાંધારી કકળી ઊઠે છે. તે દુઃશાસનને યાદ કરીને વિલાપ કરે છે અને પોતાની જાત પ્રત્યે નફરત કરે છે. તેને લાગે છે કે તેના પુત્રો એક વખત તેને માટે ગૌરવરૂપ હતા, પણ અત્યારે તેને માટે તે જ શોક અને દુઃખનું કારણ બની ગયા છે. અત્યારે દુર્યોધનનાં આડોડાઈ અને અહંકાર તેનું પતન-મૃત્યુ નોંતરે તેવાં છે. તેથી તેને લાગે છે કે તેના પુત્રો, પુત્રો નથી પણ દુઃખો છે. તેણે સો દુઃખો જણ્યાં છે, સો પુત્રો નહિ. કેવી કરુણ અવસ્થા છે ગાંધારીની ! માતાના આ વલોપાતમાં પારદર્શકતા છે, ધૃતરાષ્ટ્ર જેવી લુચ્ચાઈ કે ખંધાઈ નથી.

**(૭૦) દુર્યોધનેઽપિ હિ કૃતો ભવતા નિરાશઃ ।** (૧૩)

**અર્થ :** દુર્યોધનની બાબતમાં તેં મને નિરાશ કર્યો છે.

**સંદર્ભ :** આ વાક્ય ધૃતરાષ્ટ્ર બોલે છે. રણમેદાન ઉપર પુત્ર દુર્યોધન પાસે તેનાં માતાપિતા અને સંજય આવેલાં છે. તેઓ તેને યુદ્ધ બંધ કરી દઈને સંધિ કરી લેવાનું સૂચવે છે. દુર્યોધનને તે પસંદ નથી. તે યુદ્ધને ચાલુ રાખવા મક્કમ છે. એટલામાં ભારે કોલાહલ થાય છે અને સમાચાર આવે છે કે કર્ણ પડ્યો. આ સાંભળીને ધૃતરાષ્ટ્ર પ્રસ્તુત વાક્ય બોલે છે. દુર્ભાગ્યને સંબોધીને તે કહે છે કે હું અને મારી પત્ની તો પુત્રો ગુમાવીને શોકગ્રસ્ત હતાં જ. પણ અત્યારે મિત્રો, વડીલો અને સ્વજનોનો સમુદાય ખતમ થઈ ગયેલા આ દુર્યોધનની બાબતમાં પણ તેં મને નિરાશ કર્યો છે.

**સમજૂતી :** ધૃતરાષ્ટ્રના આ શબ્દોમાં અસહાય બની ગયેલી વ્યક્તિના ઉદ્‌ગાર સંભળાય છે. સંધિની સલાહ આપનાર તેના મનમાં એમ હશે કે કર્ણ ઉપર મદાર બાંધી શકાશે. તે તો દુર્યોધનના સાથમાં છે એવું આશ્વાસન તે લેતો હશે. પણ કર્ણવધના સમાચારથી તેની એક રહીસહી આશા ઉપર પણ પાણી ફરી વળ્યું. તેથી જ દૈવને ઠપકાના સૂરમાં આ વાક્ય કહે છે. દૈવ વિપરીત થાય ત્યારે અનર્થોની વણઝાર સર્જાય છે. દુર્યોધનને જેનો સાથ હતો તે સૌ તેને ત્યજી ગયાં -મરણ પામ્યાં અને આશાની લાકડી જેવો કર્ણ પણ હવે તેને છોડી ગયો ! આને લીધે ધૃતરાષ્ટ્ર હતાશ થઈ જાય છે. નસીબ દુર્યોધનની તરફેણ કરતું નથી.

**(૭૧) समानायां विपत्तौ मे वरं संशयितो रणः ।** (૨૦)

**અર્થ :** આફત સમાન હોય ત્યારે મારે માટે સંશયગ્રસ્ત યુદ્ધ વધુ સારું છે.

**સંદર્ભ :** યુદ્ધમેદાન ઉપર ધૃતરાષ્ટ્રે દુર્યોધનને યુધિષ્ઠિર સાથે સંધિ કરી લેવા જણાવ્યું. ગાંધારીએ પણ તેમ જ કહ્યું. સંજયને પણ તે જ પસંદ હતું. પરંતુ દુર્યોધન લડી લેવાના મિજાજમાં હતો. તેનું અભિમાન તેને સંધિ કરતાં રોકે છે. કર્ણ યુદ્ધમાં પડ્યો એમ જાણીને તે માતાપિતાને વિનંતીપૂર્વક કહે છે કે શોકથી જન્મતો અસહ્ય અગ્નિ મને બાળે છે. બીજી બાજુ મૃત્યુ રહેલું છે. આ બન્ને પરિસ્થિતિ સરખી છે. આવા સંજોગોમાં લડી લેવું જ વધુ સારું છે.

**સમજૂતી :** દુર્યોધન દલીલ કરીને પોતાની વાત જ ખરી કરે છે અને તેને પ્રતીતિજનક રીતે માતાપિતા સમક્ષ રજૂ કરે છે. તે કહે છે કે કર્ણના અવસાનથી શોક થાય છે અને મારો પ્રચંડ ક્રોધ તે શોકને દૂર કરે છે. આ ઉત્તેજના જ તેને વૈર વાળવા માટે પ્રેરે છે. શોકની આગમાં સળગ્યા કરવું તે એક આફત છે અને લડતાં લડતાં મરણ પામવું તે બીજી આફત છે. દુર્યોધન બીજી આફત પસંદ કરવાના મતનો છે. આ વિના બીજા વિકલ્પને તે સ્વીકારતો નથી.

**(૭૨) आशा बलवती राजन् शल्यो जेष्यति पाण्डवान् ।** (૨૩)

**અર્થ :** રાજન્, આશા બળવાન છે. શલ્ય પાંડવોને જીતી લેશે.

**સંદર્ભ :** આ વાક્ય સંજય બોલે છે. માતાપિતાની સંધિ કરવાની સલાહ અવગણીને દુર્યોધને યુદ્ધ ચાલુ રાખવાનો માર્ગ પસંદ કર્યો. પણ યુદ્ધનો ત્રીજો સેનાપતિ કર્ણ પણ અર્જુનના હાથે હણાયો. આ સાંભળીને દુર્યોધન બદલો લેવા વધુ મક્કમ બને છે. તે યુદ્ધમાં ઊતરવા તૈયાર થાય છે ત્યારે ધૃતરાષ્ટ્ર તેને કોઈ એક વીરને સેનાપતિ બનાવવાનું જણાવે છે. એ તો અભિષેક થયેલો જ છે, એવો તેનો જવાબ સાંભળીને ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે તે શલ્ય છે કે અશ્વત્થામા ? આ સાંભળીને સંજય પ્રતિભાવ આપે છે કે ભીષ્મ ગયા, દ્રોણ મર્યા અને કર્ણ પડ્યો. હે રાજા, આશા બળવાન છે. શલ્ય પાંડવોને જીતશે.

**સમજૂતી :** કૌરવ પક્ષમાં સેનાપતિપદ કુશળતાથી સંભાળે તેવા ધુરંધરો હતા. પણ તે બધા વિદાય થયા. હવે શલ્ય અને અશ્વત્થામાને ગણાવી શકાય એમ ધૃતરાષ્ટ્રને લાગે છે. પરંતુ સંજય આ સાથે સંમત નથી. તેથી તે કટાક્ષપૂર્વક કહે છે કે શલ્યને સેનાપતિ બનાવો. તે પાંડવોને જીતીને વિજય અપાવશે. સંજયનું વિધાન વિપરીત અર્થમાં સમજવાનું છે. ભીષ્મ, દ્રોણ અને કર્ણ જે ન કરી શક્યા તે શલ્ય ક્યાંથી કરી શકશે ? છતાં આશા રાખો. આશાને તાંતણે તો સૌ ટકી રહે છે. બળવાન છે તે આશા છે, નહિ કે શલ્યરાજ.

(૭૩) मूढ अनुल्लङ्घनीयः सदाचारः ।

**અર્થ :** મૂરખ, સદાચારને ઓળંગવો જોઈએ નહિ.

**સંદર્ભ :** આ વાક્ય ભીમ અર્જુનને કહે છે. દુર્યોધને માતાપિતાની સલાહને અવગણી. તેમની સંધિ કરવાની સલાહ તેણે ન સ્વીકારી. તે લડવા માટેના મતનો હતો. કર્ણનું પતન થયું જાણીને તેને વધુ ઉત્તેજના અને ક્રોધ વ્યાપ્યાં. તે લડી લેવાનો મક્કમ નિર્ણય કરે છે. તેવામાં સમાચાર આવ્યા કે ભીમ અને અર્જુન તેને વિશે પૂછપરછ કરી રહ્યા છે. દુર્યોધન પોતાના સમાચાર તેઓને આપવા જણાવે છે ત્યારે સારથિ જઈને કહે છે કે મહારાજ પિતા અને માતા સાથે વડની છાયામાં બેઠા છે. માતાપિતાની હાજરી વિશે જાણીને અર્જુન પાછા વળી જવાની વાત કરે છે કારણ પુત્રમરણના શોકવાળાં તે વ્યાકુળ થશે. ત્યારે ભીમ પ્રસ્તુત વાક્ય બોલે છે. તે કહે છે કે વડીલોને પ્રણામ કરવાનું ટાળવું તે સદાચારનું ઉલ્લંઘન કહેવાય.

**સમજૂતી :** અર્જુને દુર્યોધનને મળ્યા વિના પાછા વળવાનું સૂચવ્યું તેનું કારણ એ હતું કે શોકગ્રસ્ત વડીલો વધુ વ્યાકુળ બને. ભીમનો મત તેનાથી ભિન્ન હતો. વડીલોનાં દર્શન કરવાં એ સદાચાર છે. તેમને વંદન કર્યા સિવાય જવાય નહિ. અહીં ભીમના કઠોર વ્યક્તિત્વની બીજી બાજુ જણાય છે. તે વડીલો પ્રત્યે વિનમ્રતા અને આદરભાવ દર્શાવવામાં માને છે. સદાચારનું પાલન કરવામાં તેનો આગ્રહ છે.

(૭૪) ममाप्यन्तं प्रतीक्षस्व कः कर्णः कः सुयोधनः । (૩૯)

**અર્થ :** મારા અંતની પણ રાહ જુઓ. કોણ કર્ણ અને કોણ સુયોધન ?

**સંદર્ભ :** આ પંક્તિ દુર્યોધન અશ્વત્થામાને કહે છે. દુર્યોધને સંધિ કરવાની માતાપિતાની સલાહને નકારી. કર્ણ હણાયો. દુર્યોધને રણમેદાનમાં ઊતરવાનો મક્કમ નિર્ધાર તેજ કર્યો. ભીમ અને અર્જુન ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને મળે છે ત્યાં ભીમ અને દુર્યોધન વચ્ચે ઉગ્ર બોલાચાલી થાય છે. એટલામાં સાંજ થવાથી યુદ્ધ થંભી જાય છે. દરમિયાન અશ્વત્થામા દુર્યોધન પાસે જાય છે. તેણે કહ્યું કે કર્ણે યુદ્ધમાં જે કર્યું તે તમે જાણી લીધું. હવે હું ધનુષ્ય સજ્જ કરીને આવી ગયો છું ત્યારે પ્રતિકારની ચિંતા છોડો. આ સાંભળીને દુર્યોધન પ્રસ્તુત વાક્ય બોલે છે કે હવે તમે મારા પણ અંતની રાહ જુઓ. તમારે મન તો શું કર્ણ કે શું સુયોધન ? બે ય સરખા છે.

**સમજૂતી :** દુર્યોધન અશ્વત્થામા પ્રત્યે કટુભાષી બને છે. કર્ણ સાથેના કલહ દરમિયાન અશ્વત્થામાએ પ્રતિજ્ઞા કરી હતી કે જ્યાં સુધી કર્ણ જીવતો હશે ત્યાં સુધી પોતે હથિયાર નહિ ઉઠાવે. હવે કર્ણ હણાયો છે ત્યારે અશ્વત્થામા ગર્જના કરતો આવે છે તેનાથી દુર્યોધનને કોઈ જાતનો આનંદ થતો નથી. અંગત દ્વેષને ખાતર જેણે પોતાના સ્વામીનું અહિત થાય તેવું કર્યું તેના પરાક્રમનો હવે શો અર્થ રહ્યો ? તેથી જ દુર્યોધન કહે છે કે થોડીવાર ખમી જાવ. મારું મોત થાય ત્યાર પછી લડજો. અંગરાજ કર્ણ અને મારી વચ્ચે કોઈ ભેદ ન હતો.

કર્ણે દુર્યોધનની કાનભંભેરણી કરતાં દ્રોણાચાર્યના ઇરાદા વિશે બનાવટી વાત કરી હતી. દુર્યોધન અત્યારે તેને જ મનમાં રાખીને કડવાં વચન બોલતો જણાય છે. હું મરું પછી લડજો અને રાજા થજો.

## અંક ૬

**(૭૫) आयस्तभीमभुजमन्दरवेल्लनाभेः**

**क्षीरोदधेः सुमथितादिव कालकूटः ।** (૯)

**અર્થ :** ભીમના ફેંકાયેલા બાહુરૂપી મંદરાચલના હાલવાથી, સારી રીતે ડહોળાયેલા ક્ષીરસાગરમાંથી જેમ કાલકૂટ ઝેર બહાર આવ્યું હતું તેમ (તે દુર્યોધન બહાર આવ્યો).

**સંદર્ભ :** આ પંક્તિઓ પાંચાલક યુધિષ્ઠિર અને દ્રૌપદી સમક્ષ બોલે છે. ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય વગેરે રણમેદાનમાંથી દૂર થઈ ગયા. દુર્યોધનને કોઈ સહારો રહ્યો નથી ત્યારે તે ક્યાંક ભાગી ગયો. તેને શોધવા જાસૂસો અને પગલાંના પારખુઓને કામે લગાડ્યા. કૃષ્ણ સહિત પાંડવો પણ કુરુક્ષેત્ર ઘૂમી વળ્યા. પણ તેનો પત્તો મળ્યો નહિ. છેવટે તે સરોવરમાં સંતાયો હોવાના સમાચાર આવ્યા. ભીમે ગદા સાથે પાણીમાં પ્રવેશ કર્યો અને આખા સરોવરને ડહોળી નાખ્યું. ત્યારે સરોવરનું તળિયું છોડીને કાલકૂટના ઝેર જેવો તે બહાર આવ્યો.

**સમજૂતી :** પાંચાલક ભીમની ભીષણતા અને તેના બળને ઉત્સાહપૂર્વક વર્ણવે છે. જલસ્તંભનસ્થિતિ વિદ્યાને જાણતા દુર્યોધનને બહાર લાવવા ભીમે જે પરાક્રમ કર્યું, આખું સરોવર ડહોળી નાખ્યું તેને પાંચાલક સમુદ્રમંથનની પ્રક્રિયા સાથે સરખાવે છે. સમુદ્રમંથન વખતે કાલકૂટ-હલાહલ ઝેર પણ નીકળ્યું હતું. અહીં પણ ઝેરીલો દુર્યોધન સરોવરમાંથી બહાર નીકળ્યો.

ભટ્ટ નારાયણે અહીં પૌરાણિક સંદર્ભવાળી ઉપમા પ્રયોજીને વર્ણનને ચિત્રાત્મક બનાવ્યું છે. તે સાથે તેમાં વ્યંજના પણ વાંચી શકાય કે ખતરનાક ઝેરને પણ શંકરે નાથ્યું-પચાવ્યું તેમ ઝેરીલા ખતરનાક દુર્યોધનને પણ ભીમ નાથશે, ઠેકાણે પાડી દેશે.

**(૭૬) अप्रियोऽपि प्रियो योद्धुं त्वमेव प्रियसाहसः ।** (૧૧)

**અર્થ :** અણગમતો હોવા છતાં, લડવા માટે તે સાહસપ્રિય તું જ મને પ્રિય છે.

**સંદર્ભ :** આ દુર્યોધનની ઉક્તિ છે ને પાંચાલક તેને યુધિષ્ઠિર તથા દ્રૌપદી સમક્ષ રજુ કરે છે. દુર્યોધન ભાગીને સરોવરમાં સંતાઈ ગયો હતો. તેની ભાળ પગલાં-પારખુઓ દ્વારા મળી. કૃષ્ણ સહિત પાંડવો ત્યાં ગયા અને ભીમે બાહુઓ વડે

આખા સરોવરને ડહોળી નાખ્યું ત્યારે દુર્યોધન બહાર આવ્યો. ભીમે તેને કહ્યું કે પાંડવો પૂરતા છે અને હું અસહાય છું એવું દુઃખ લગાડીશ નહિ. અમારામાંથી કોઈ પણ એક સાથે કવચ પહેરીને તું યુદ્ધમાં ઊતર. આ સાંભળીને દુર્યોધને ભીમ તથા અર્જુન તરફ ક્રોધભરી નજર નાંખીને કહ્યું કે મારે માટે તમે બંને સરખા છો. પરંતુ તું અપ્રિય હોવા છતાં સાહસપ્રિય તું જ મને લડવા માટે ગમશે.

**સમજૂતી :** ભીમે પાંચમાંથી એકની સાથે લડવા માટે દુર્યોધન સમક્ષ પ્રસ્તાવ મૂક્યો પણ દુર્યોધને ભીમને પસંદ કર્યો. અર્જુને કર્ણને અને ભીમે દુઃશાસનને હણ્યો હોવાથી બન્ને સરખા બળિયા છે. ભીમ તેને ગમતો નથી પરંતુ તે સાહસપ્રિય છે માટે તે ભીમ સાથે જ લડવા માટે તૈયારી બતાવે છે.

ભીમના પાત્રની દૃષ્ટિએ આ પંક્તિ મહત્ત્વની છે. દુર્યોધન જેવો કટ્ટર શત્રુ પણ તેના સાહસની પ્રશંસા કરે છે. અર્જુનને પણ તે બળિયો ગણાવે છે જ. દુર્યોધનની પસંદગી ભીમ ઉપર ઊતરી તેનાથી સંદેહ દૂર થયો કે બીજા કોઈની પસંદગી થઈ હોત તો શું પરિણામ આવત. અહીં દુર્યોધનની પણ ખેલદિલી જોઈ શકાય છે. સરખા સાથે જ તે બાથ ભીડવામાં માને છે.

**(૭૭) अनुक्तहितकारिता हि प्रकाशयति मनोगतां स्वामिभक्तिम् ।**

**અર્થ :** બોલ્યા વિના હિત કરવામાં આવે તે મનમાં રહેલી સ્વામી માટેની ભક્તિને પ્રગટ કરે છે.

**સંદર્ભ :** આ વાક્ય યુધિષ્ઠિરનો કંચુકી બોલે છે. ભીમ અને દુર્યોધન વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું છે. તે દરમિયાન કૃષ્ણે પાંચાલકને યુધિષ્ઠિર પાસે મોકલ્યો અને જણાવ્યું કે હવે પૃથ્વીને નિષ્કંટક થયેલી સમજો. તમારો અભ્યુદય થઈ રહ્યો છે તેવે ટાણે પ્રસંગને અનુરૂપ મંગલકર્મ શરૂ કરો. યુધિષ્ઠિર કંચુકીને બોલાવીને વિજયને અનુરૂપ પ્રવૃત્તિ કરવા આદેશ આપે છે. કંચુકી તે આયોજકો, દ્વારપાળો વગેરેને જણાવે છે ત્યારે તેને જાણવા મળે છે કે સૌએ તૈયારીઓ શરૂ કરી દીધી છે. આ સાંભળી કંચુકી પ્રસ્તુત વાક્ય બોલે છે.

**સમજૂતી :** યુધિષ્ઠિરનો આદેશ હતો કે ભીમના શુભ વિજયની પ્રવૃત્તિરૂપે યોગ્ય પ્રવૃત્તિઓ ચાલુ કરવી. આ આદેશ કંચુકી સંબંધિત વ્યક્તિઓને કહે છે ત્યારે તેને આશ્ચર્ય થાય છે કારણ તેઓએ તે પ્રવૃત્તિ ચાલુ કરી જ દીધી છે. આ કામગીરી તેમની સ્વામિભક્તિનો પરિચય કરાવે છે. કહ્યા પછી તો સૌ કામ કરે. પણ કહ્યું ન હોય છતાં ય જાતે જ સ્વામીના હિતની પ્રવૃત્તિ જે કરે છે તેની પાછળ તેના મનમાં દૃઢ સ્વામીભક્તિ રહેલી છે. યુધિષ્ઠિરના સેવકો વફાદાર અને સ્વામીના હિતમાં જ આચરણ કરનારા હતા.

(૭૮) **वत्सस्य निश्चिते तत्त्वे प्राणत्यागादयं सुखी । (૧૪)**

**અર્થ :** વત્સનું (મરણ) જ્યારે નિશ્ચિત બાબત હોય તો પ્રાણનો ત્યાગ કરવાથી આ (યુધિષ્ઠિર) સુખી થાય તેમ છે.

**સંદર્ભ :** આ વાક્ય યુધિષ્ઠિર ચાર્વાક મુનિને કહે છે. યુધિષ્ઠિર જ્યેષ્ઠ પાંડવ છે. તેમણે નિશ્ચય કર્યો હતો કે પોતાનો એક પણ ભાઈ યુદ્ધમાં મરશે તો પોતે પ્રાણ ધારણ કરી રાખશે નહિ. કૃષ્ણે વિજયોત્સવની મંગલ તૈયારીઓ કરવાનો સંદેશો મોકલ્યો છે. બીજી બાજુ ચાર્વાક રાક્ષસે મુનિના વેશમાં આવીને ગોળગોળ વાત કરીને યુધિષ્ઠિરના મનમાં ઠસાવ્યું કે ગદાયુદ્ધમાં ભીમસેનનું મોત નીપજ્યું છે. બલરામ કૃષ્ણને તેમની અનિચ્છાએ પણ દ્વારકા લઈ ગયા. યુધિષ્ઠિર સમજ્યા કે ભીમ હણાયો અને અર્જુન ગદાયુદ્ધમાં દુર્યોધનનો મુકાબલો કરી શકે તેટલો હોંશિયાર નથી. આથી તે નક્કી માર્યો જાય. પરિણામે યુધિષ્ઠિર આત્મવિલોપનનો નિશ્ચય જાહેર કરે છે. તે મુનિને કહે છે કે મારા વત્સની બાબતમાં મૃત્યુ નક્કી જ છે તો પ્રાણ ત્યજવાથી મને સુખ મળશે.

**સમજૂતી :** ચાર્વાક મુનિએ કહ્યું કે ભીમ અને દુર્યોધનનું ગદાયુદ્ધ પુરું થઈ ગયું. યુધિષ્ઠિરે તેનો અર્થ તારવ્યો કે ભીમ હણાયો એથી યુદ્ધ પુરું થયું. આથી દ્રૌપદી મૂર્છા પામે છે અને આંસુ સારવા લાગે છે અને દુઃખી થઈ યુધિષ્ઠિર પોતાનો પ્રાણત્યાગનો ઈરાદો જણાવે છે.

યુધિષ્ઠિરનું આ પગલું તાર્કિક નથી જણાતું. કોઈ પણ જાતના અધિકૃત સમાચાર મળ્યા નથી ત્યારે અપરિચિત બ્રાહ્મણના કહેવા ઉપર વિશ્વાસ રાખીને તે પ્રાણત્યાગ જેવો અંતિમ નિર્ણય લે છે તે બરાબર નથી. તેમનું મન અશુભનું જ ચિંતન કર્યા કરતું લાગે છે.

મહાભારતમાં ચાર્વાકનો પ્રસંગ વિજય બાદ પાંડવોના નગરપ્રવેશ વખતે બને છે. નાટકકારે તેને યુદ્ધના અંતિમ ચરણમાં રજુ કર્યો છે.

(૭૯) **किं ज्ञातोऽहमनेन ।**

**અર્થ :** શું આ મને ઓળખી ગયો ?

**સંદર્ભ :** આ વાક્ય ચાર્વાક રાક્ષસ મનમાં બોલે છે. કૃષ્ણે મંગલોત્સવની તૈયારી માટે સમાચાર મોકલ્યા. તે વખતે ચાર્વાક રાક્ષસ મુનિના વેશમાં આવે છે અને સંદિગ્ધ શબ્દોમાં ભીમના ગદાયુદ્ધમાં મૃત્યુના તથા અર્જુન અને સુયોધનના ગદાયુદ્ધના સમાચાર આપે છે. યુધિષ્ઠિર પ્રાણત્યાગ કરવા તૈયાર થાય છે, પણ પછી પોતે યુદ્ધે ચડવાનો નિર્ણય કરે છે. આથી રાક્ષસ તેમને કહે છે કે ત્યાં જવાનું હવે કોઈ પ્રયોજન નથી. આ સાંભળીને કંચુકીએ કહ્યું કે 'મુનિ, ધિક્કાર છે તમને. તમે

ભલે મુનિ હો, પણ તમારું હૃદય તો રાક્ષસનું છે'. આ સાંભળી ચાર્વાક રાક્ષસ આ વાક્ય મનમાં બોલે છે કે 'શું આ મને ઓળખી ગયો ?'

**સમજૂતી :** મુનિનો વેશ બદલી આવેલો દુર્યોધનનો મિત્ર ચાર્વાક પોતાની યુક્તિને કુશળતાથી પાર પાડી રહ્યો છે અને યુધિષ્ઠિરના મનમાં સંદેહ નહિ, પણ ભીમના અવસાનની વાત ઠસાવી શક્યો છે. પરંતુ તેના વર્તનની કંચુકીએ કરેલી ટીકા તેનામાં ભય પ્રેરે છે. તેને શંકા થાય છે કે કંચુકી તેનો છદ્મવેશ કદાચ જાણી ગયો છે. પોતે ખોટું કરી રહ્યો છે તેનાથી તે સભાન છે. તેથી તો તે ખૂબ સાવધાનીપૂર્વક વર્તે છે. આ વાક્યમાં મનોવૈજ્ઞાનિક નિરૂપણ છે.

(૮૦) **वनं गच्छेर्मा गाः पुनरकरुणां क्षात्रपदवीम्** । (૨૮)

**અર્થ :** તું વનમાં જજે પણ ક્ષત્રિયોના ક્રૂર માર્ગે જઈશ નહિ.

**સંદર્ભ :** આ વાક્ય યુધિષ્ઠિર કંચુકી જયંધરને અર્જુનને આપવાના સંદેશાના ભાગરૂપે કહે છે. ચાર્વાક રાક્ષસે બ્રાહ્મણ મુનિના વેશમાં આવીને યુધિષ્ઠિરના મનમાં બનાવટ કરીને ઠસાવ્યું કે ગદાયુદ્ધમાં ભીમ માર્યો ગયો. આથી તે દ્રૌપદી સાથે પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કરે છે. એ પહેલાં તે પોતાના ભાઈઓને જુદો જુદો સંદેશ પાઠવવાનું કંચુકી જયંધરને જણાવે છે. વધુમાં તે કહે છે કે જો અમારાં ભાગ્ય હોય અને અર્જુન મળે તો તેને કહેજે કે ભીમના મૃત્યુમાં બળરામ કારણ છે એ સાચું. પણ બળરામ તો તારા સહજમિત્ર કૃષ્ણના ભાઈ છે. તેથી જો તું જીવતો હોય તો વનમાં જજે પણ બદલો લેવાનો ક્રૂર ક્ષત્રિયનો માર્ગ અપનાવીશ નહિ.

**સમજૂતી :** યુધિષ્ઠિરની આ અંતિમ સમયની સોનેરી સલાહ છે. ચાર્વાક રાક્ષસે કહેલી વાતના પૂરા પ્રભાવ નીચે તે આવેલા છે. બળરામે ભીમનો નાશ કરવા દુર્યોધનને સંકેત કર્યો એ છલથી બળરામ ઉપર બદલો લેવાની ભાવના રાખવી નહિ. તે તો તારા પ્રગાઢ મિત્રના ભાઈ છે. રહેવાય અને સહેવાય નહીં તો મનની શાંતિ માટે વનમાં જજે. આ સલાહમાં યુધિષ્ઠિરની બદલો નહિ લેવાની ભાવના પ્રગટ થાય છે. મરતા પહેલાં માણસ વીલ કરે એવું યુધિષ્ઠિર કરે છે.

(૮૧) **अनतिक्रमणीयं लोकवृत्तम्** ।

**અર્થ :** સંસારની પરંપરાને ઓળંગવી મુશ્કેલ છે.

**સંદર્ભ :** આ વાક્ય યુધિષ્ઠિર દ્રૌપદીને કહે છે. ચાર્વાક રાક્ષસની બનાવટી વાતોના પ્રભાવ હેઠળ આવીને યુધિષ્ઠિર અને દ્રૌપદી અગ્નિમાં આત્મવિલોપનનો નિર્ણય કરે છે. તે પહેલાં ભીમ તથા અર્જુનને જલાંજલિ આપવા યુધિષ્ઠિર તેને કહે છે કે સંસારમાં સ્થાપિત પરંપરાને ઓળંગવી મુશ્કેલ છે.

**સમજૂતી :** કોઈપણ સમાજમાં કેટલીક રૂઢ પરંપરાઓ હોય છે. સમાજ તેને

અનુસરે છે. મૃતાત્માઓને જલાંજલિ આપવાની આવી જ એક પરંપરા છે. મરતાં પહેલાં યુધિષ્ઠિર પોતાના બે ભાઈઓને પાણીની અંજલિ આપવા દ્રૌપદીને કહે છે. પરંપરાના પાલનની દલીલ કરીને તેને અગ્નિમાં પ્રવેશતાં નાટકકાર સહેતુક રોકે છે. જેમને તેઓ અંજલિ આપવાનાં છે તેઓ તો જીવંત છે. એથી યુધિષ્ઠિર તથા દ્રૌપદીને જીવતાં રાખવાં જરૂરી છે.

**(૮૨) अनुभवतु तपस्विनी वेणीसंहारमहोत्सवम् ।**

**અર્થ :** બિચારીને વેણીસંહારનો મહાન ઉત્સવ અનુભવવા દો.

**સંદર્ભ :** આ વાક્ય યુધિષ્ઠિર બોલે છે. ભીમ અને અર્જુન જીવતા છે. ભીમસેન યુધિષ્ઠિર પાસે આવે છે. યુધિષ્ઠિરના શંકિત હૃદયને ખાત્રી થાય છે કે એ ભીમ જ છે અને ભૂત કે રાક્ષસ નથી ત્યારે તેમનો આનંદ સમાતો નથી. ભીમ મોટાભાઈ પાસે આજ્ઞા માગે છે કે મને દ્રૌપદી પાસે તેના કેશસંયમન માટે જવા દો. યુધિષ્ઠિર સંમતિ આપતાં પ્રસ્તુત વાક્ય બોલે છે કે ભલે બાપડી કેશસંયમ -અંબોડો બાંધવાનો મહાન ઉત્સવ માણે.

**સમજૂતી :** વેણીસંહાર નાટકનું મુખ્ય પ્રયોજન દ્રૌપદીએ અપમાનને લીધે છૂટા રાખેલા કેશને બાંધવાનું છે. ભીમે તે કામ કરવાની પ્રતિજ્ઞા કરેલી હતી. દુર્યોધનને હણીને તેના રક્તરંજિત હાથ વડે તે દ્રૌપદીના કેશ બાંધવા આવ્યો ત્યારે યુધિષ્ઠિરે તેને તેમ કરવા અનુમતિ આપી એમાં દ્રૌપદીની વ્યથા માટે તેમની વેદના વાંચી શકાય છે. એક તેજસ્વી સામ્રાજ્ઞી બાપડી, ગરીબડી બનીને જીવી રહી હતી. તેને માટે તો આ મોટો ઉત્સવ છે.

દ્રૌપદીના કેશનું સંયમન થયું તે સાથે નાટકકારે પણ છૂટા મૂકેલા નાટ્યવસ્તુનું પણ સંયમન થાય એ સ્વાભાવિક છે. હવે નાટકનું નિર્વહણ થાય છે. દ્રૌપદીની છૂટી વેણી - અંબોડો ભીમના હાથે બંધાયો.



# પ્રશ્નોત્તર

**પ્ર. ૧. ભટ્ટનારાયણના જીવનનો પરિચય આપો.**

**ઉત્તર :**

**ક્ષત્રિય :** નાટક 'વેણીસંહાર'ની 'પ્રસ્તાવના'માં માત્ર એક વાક્યમાં કવિ ભટ્ટનારાયણે પોતાનો પરિચય આપ્યો છે. તેમાંથી માત્ર એટલું ફલિત થાય છે કે તે 'મૃગરાજલક્ષ્મા' હતો.

અહીં ટીકાકાર જગદ્ધર સ્પષ્ટતા કરે છે મૃગરાજલક્ષ્મા એટલે સિંહના ચિહ્નવાળો. વિશ્વનાથના સાહિત્યદર્પણ મુજબ નાટ્યકારે 'પ્રસ્તાવના'માં રૂપકનું નામ અને કવિનું ગોત્ર આપ્યું છે. 'સિંહ' શબ્દ ક્ષત્રિયનો વાચક છે. આથી 'ભટ્ટનારાયણ' ક્ષત્રિય હોય તેવું સૂચન પ્રાપ્ત થાય છે. પરંતુ આ અભિપ્રાય સાચો નથી.

ક્ષત્રિય માટે 'સિંહ'નો પ્રયોગ બહુ પ્રાચીન નથી. અશોક ચેટરજી શાસ્ત્રીનો અભિપ્રાય છે કે આપણા કવિના જમાનામાં અટક તરીકે સિંહ શબ્દ ભાગ્યે જ વપરાતો હતો.

**બ્રાહ્મણ :** નાટ્યકાર ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ હોય તે વધુ સંભવિત છે. કારણ કે, (૧) છેક પ્રાચીન સમયથી બ્રાહ્મણ જાતિમાં નામ સાથે 'ભટ્ટ' વિશેષણ જોડાયેલું હોય છે. (૨) નાટકના ત્રીજા અંકમાં કર્ણ-અશ્વત્થામાનો વાક્કલહ છે. આમાં નાટ્યકારે અશ્વત્થામા તરફ પક્ષપાત દર્શાવ્યો છે. (૩) પુરોગામી હર્ષવર્ધન વગેરે નાટ્યકારોની રચનામાં બ્રાહ્મણ વિદૂષકની ચેષ્ટાઓમાં મૂર્ખતાનું આલેખન જોઈને સંભવતઃ નાટ્યકારે પોતાના નાટક 'વેણીસંહાર'માં વિદૂષકનું પાત્ર યોજ્યું નથી. (૪) ત્રીજા અંકના પ્રવેશકમાં રાક્ષસી વસાગન્ધા એના પતિ રુધિરપ્રિયને મરણ પામેલા દ્રોણનું લોહી પીવા સૂચવે છે, ત્યારે રાક્ષસ તેને કહે છે - 'બ્રાહ્મણનું લોહી તો ગળું બાળી નાખે છે.' (૫) નાન્દી શ્લોક અને બીજા સંદર્ભને આધારે નાટ્યકાર પાંચરાત્ર શાખાના વૈષ્ણવ જણાય છે. (૬) મૃગરાજલક્ષ્મન્‌ને આ રીતે સમજાવી શકાય-(ક) मृगराजः=मृगेन शशेन राजते इति=द्विजराजः='બ્રાહ્મણશ્રેષ્ઠ' તરીકે ઓળખાતા. (ખ) સિંહ (मृगराज) જે રીતે જટા (लक्ष्मन्) ચિહ્ન ધારણ કરે, તેની જેમ જટા(પાઠ)ને ધારણ કરનાર (બ્રાહ્મણ).

ખરેખર તો मृगराजलक्ष्मणःને આધારે કોઈ જાતિસૂચક અનુમાન કરવામાં ન આવે. સંસ્કૃત નાટકોમાં, અભૂતપૂર્વ વીરતાનું નિરૂપણ કરનારને કવિસિંહ જ કહેવાય. તો પણ તેનો સરળ અર્થ છે - કવિઓમાં સિંહ તરીકે ઓળખાતો. આ નાટકમાં વીરરસ મુખ્ય છે. मृगराज શબ્દ સમાસમાં ઉત્તરપદે આવે ત્યારે એનો અર્થ 'શ્રેષ્ઠ' થાય છે. એ રીતે અર્થ થાય 'શ્રેષ્ઠ કવિ તરીકે ઓળખાતો.'

**બંગાળની પરંપરા :** બંગાળમાં રાજાઓને લગતી કથાપરંપરાઓ સંસ્કૃત રાજવંશાવળીઓમાં સચવાયેલી છે. આવી એક પરંપરા ભટ્ટનારાયણ વિષે છે. તે મુજબ બંગાળમાં સેન વંશનો આદિપુરુષ રાજા આદિસૂર હતો. એકવાર તેના પ્રદેશમાં દુષ્કાળ પડ્યો. તેણે તેના નિવારણ માટે વૈદિક યજ્ઞ કરાવવા વિચાર્યું. પરંતુ પોતે શૂદ્ર હતો, તેથી કોઈ વિદ્વાન બ્રાહ્મણ આ માટે તૈયાર ન થયો. તેથી તેણે કાન્યકુબ્જથી પાંચ બ્રાહ્મણોને નિમંત્ર્યા. કનોજમાં બૌદ્ધશાસન હતું. તેથી બ્રાહ્મણો ધાર્મિક પીડાનો ભોગ બનેલા હતા. આથી નિમંત્રિત બ્રાહ્મણો બંગાળ આવ્યા. તેમાં શાંડિલ્ય ગોત્રનો ભટ્ટનારાયણ મુખ્ય હતો. તેઓએ આદિસૂરનું પ્રયોજન સાધી આપ્યું. નાટ્યકારે પહેલા અંકમાં રણની યજ્ઞ સાથે એકરૂપતા દર્શાવી છે. રાજાએ પ્રસન્ન થઈને ભટ્ટનારાયણને પાંચ ગામની ભેટ આપી. નાટકમાં કૃષ્ણની સંધિશરતોમાં પાંચ ગામનો જ પ્રસ્તાવ છે. ત્યાર પછી ભટ્ટનારાયણની સંપત્તિ વિશાળ થતી ગઈ અને તે એક રાજવંશનો આદિપુરુષ બની ગયો.

**પરંપરાની અવિશ્વસનીયતા :** આ પરંપરા વિશ્વાસપાત્ર નથી.

(૧) એસ. કે. ડે કહે છે કે આદિસૂરની ઐતિહાસિકતા શંકાસ્પદ છે. અને આ પરંપરા તો પ્રસિદ્ધ નામોને સાંકળી લેતી દંતકથા જણાય છે.

(૨) આ વંશાવળીઓમાં પરસ્પર વિરોધ છે. નિમંત્રણના કારણમાં એકમતી નથી અને નિમંત્રિત બ્રાહ્મણોનાં નામોમાં સંમતિ નથી.

(૩) પરંપરાનું નાટ્યકથા સાથેનું સામ્ય આકસ્મિક છે અને તેનાથી કોઈ નિર્ણય બાંધી શકાતો નથી.

(૪) પરંપરા ભટ્ટનારાયણની કવિતા બાબતે સાવ મૌન છે.

(૫) નાટ્યકારને કોઈનો રાજ્યાશ્રય મળ્યો હોય તેવું નાટકમાંથી જણાતું નથી. તેને ક્યારેય ધાર્મિક રીતે સહન કરવાનું આવ્યું તેનો અણસાર તેની એકમાત્ર રચનામાં આવે જ. પરંતુ આમ થયું નથી. આથી ભટ્ટનારાયણને આદિસૂર બ્રાહ્મણ તરીકે માનવાની વાત કોઈ પણ રીતે નક્કી થતી નથી.

**ઓરિસ્સાની પરંપરા :** ઓરિસ્સાની પરંપરા પણ પ્રચલિત છે કે ભટ્ટનારાયણ કલિંગમાં રહ્યો હતો. માધવવર્મન્ શૈલોદ્ભવના અભિલેખમાં તેનો નિર્દેશ છે. બંગાળ કરતાં ઓરિસ્સાની આ પરંપરાને વોર્ડર વધુ શ્રદ્ધેય માને છે.

**ઉપનામ :** જલ્હણની 'સૂક્તિમુક્તાવલિ'માં ભટ્ટનારાયણને નામે રાત્રિવર્ણનનો એક સરસ શ્લોક છે. આથી તેને 'નિશાનારાયણ'નું ઉપનામ મળ્યું છે.

ધર્મકીર્તિના 'રૂપાવતાર' ઉપરની 'નીવી' ટીકાની હસ્તપ્રતને આધારે કૃષ્ણમાચારિયર અને હંસરાજ અગ્રવાલ જણાવે છે કે બાણભટ્ટના સૂચનથી ભટ્ટનારાયણ કોઈ ભદન્ત પાસે બૌદ્ધ સિદ્ધાન્તો ભણ્યો. પછી તેણે ધર્મકીર્તિને

હરાવ્યા. ધર્મકીર્તિના 'રૂપાવતાર'ના કર્તૃત્વમાં તેણે પણ ફાળો આપ્યો. પણ આમાં તકલીફ છે કે બાણભટ્ટ અને ભટ્ટનારાયણ સમકાલીન નથી.

**માન્યતા અને ધર્મ :** ભટ્ટનારાયણને દુઃસ્વપ્નદર્શન, એના ફલિતર્થો અને તેના નિવારણમાં વિશ્વાસ છે. તે વામાક્ષિસ્પંદન વગેરે શુકન-અપશુકનમાં માને છે. અનિષ્ટનિવારણના ઉપાય તરીકે દેવપૂજનમાં તેને શ્રદ્ધા છે. કર્ણ અને અશ્વત્થામાના સંવાદને આધારે લાગે છે કે તે લોકપરલોકમાં માને છે. ભાગ્યવાદ પ્રબળ ખરો, પણ પુરુષાર્થ તેનાથી ચડિયાતો છે, એ માન્યતાનું સૂચન કર્ણની પ્રસિદ્ધ ઉક્તિ दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम्માંથી મળે છે. સંપ્રદાયો તરફનો તેનો અભિગમ સમન્વયવાદી છે. ભરતવાક્યમાં યુધિષ્ઠિરમુખે જાણે કે નાટ્યકાર કહે છે : त्वयि मुरनरकारौ भक्तिरद्वैतयोगाद्भवतु । પોતે વૈષ્ણવ હોવા છતાં નાન્દી શ્લોકમાંના ત્રીજા પદ્યમાં શિવનું ભક્તિભાવપૂર્ણ આલેખન છે.

**વિદ્વત્તા :** 'વેણીસંહાર'ના અધ્યયનથી જણાય છે કે નાટ્યકાર પોતે વિદ્વાન છે. સાંખ્ય, યોગ, વેદાન્ત અને વૈષ્ણવ દર્શનો તે જાણે છે. છેલ્લા અંકમાં યુધિષ્ઠિર કૃષ્ણની સ્તુતિ કરે છે તેના ઉપરથી આનો ખ્યાલ આવે છે. પુરોગામી નાટ્યકારોની કૃતિઓમાંથી કાલિદાસ અને ભવભૂતિનો તેના પર પ્રભાવ જણાય છે. નાટ્યશાસ્ત્રનો અભ્યાસ તેણે સૂક્ષ્મતાપૂર્વક કર્યો છે. તેનું નાટક સ્વરૂપની દૃષ્ટિએ 'नाटक'નું આદર્શ ઉદાહરણ છે. અનુગામી નાટ્યશાસ્ત્રકારોએ તેમાંથી ભરપૂર ઉદાહરણો લીધાં છે. છંદો અને અલંકારોનો તેને અભ્યાસ છે. મહાભારતનું નાટ્યરૂપાંતર કરવાનું હોય ત્યારે તેનો અભ્યાસ સૂક્ષ્મતા સાથેનો હોય જ. યુદ્ધને યજ્ઞ સાથે એકરૂપ ગણતા નાટ્યકારનું મીમાંસાજ્ઞાન જણાઈ આવે છે. તે પુરાણશાસ્ત્ર સાથે રાજનીતિનું જ્ઞાન ધરાવે છે. છેલ્લા અંકમાં ગુપ્તચરવૃત્તાન્ત તેનો પુરાવો છે. તેના અપાણિનીય પ્રયોગો ખટકે તેવા છે. તેનું કારણ કદાચ મહાભારતનો સર્વગ્રાહી પ્રભાવ હોય, પ્રાદેશિકતાની અસર હોય કે પછી ભાષાપ્રભુત્વ ધરાવતા લેખકની બેદરકારી હોય.

**પ્ર. ૨. ભટ્ટનારાયણના સમય વિશે ચર્ચા કરો.**

**ઉત્તર :** ભટ્ટનારાયણ ૭મી સદીના પાછળનો ભાગથી ૮મી સદીના શરૂના ભાગમાં થઈ ગયો છે.

બાણભટ્ટે 'હર્ષચરિત'ના પ્રારંભે પૂર્વસૂરિઓને યાદ કર્યા છે, તેઓ ઈ. સ. સાતમી સદીના પૂર્વાર્ધ સુધીના છે. તેમા ભટ્ટનારાયણના 'વેણીસંહાર'નો સમાવેશ નથી. બાણભટ્ટનો સમય ઈ. સ. છઠ્ઠી સદીના અંતથી સાતમી સદીના પૂર્વાર્ધનો છે.

(૨) આદિસૂર અને ભટ્ટનારાયણને લગતી પરંપરા અસ્તિત્વમાં છે. કનિંગહામના મતે, આદિસૂરે ઈ. સ. ૬૫૦માં બંગાળમાં સેનવંશ પ્રવર્તાવ્યો હતો. આદિસૂર અને શૂરસેનને એક માનવામાં આવે છે. હ્યુ-એન-ત્સંગ નોંધે કે શૂરસેન, નેપાળના રાજા

અંશુવર્માની બહેનનો પતિ હતો. અંશુવર્માનો સમય ઈ. સ. ૬૪૪-૬૫૨નો છે. સ્ટેન કૉનો આદિસૂર અને આદિત્યસેનને એક માને છે. આર. સી. મજુમદાર આદિત્યસેનનો સમય ઈ. સ. ૬૭૫ માને છે. પરંતુ ખરેખર આ બાબતો ભટ્ટનારાયણના સમયનિર્ધારણમાં બહુ ઉપયોગી નથી, કારણ કે તેની આદિસૂર સાથેના સંપર્કને લગતી પરંપરા વિશ્વાસપાત્ર જણાતી નથી. ખુદ આદિસૂરની જ ઐતિહાસિકતા શંકાસ્પદ છે.

(૩) દંડીની 'અવન્તિસુન્દરી' કથાના પ્રારંભના શ્લોક (૧૭)માં ભટ્ટનારાયણનો નિર્દેશ છે. દંડીનો સમય ઈ. સ. સાતમી સદીના ઉત્તરાર્ધનો છે.

(૪) ભટ્ટનારાયણ ઉપર ભવભૂતિનો પ્રભાવ જણાય છે. ભવભૂતિનો સમય ઈ. સ. ૭૦૦નો છે.

(૫) વામને પોતાના અલંકારના ગ્રંથમાં ભટ્ટનારાયણના વેણીસંહારમાંથી पतितं वेत्स्यसि क्षितौथी વ્યાકરણસિદ્ધતા દર્શાવી છે. વામનનો સમય ઈ. સ. આઠમી સદીનો મધ્યભાગ છે.

આ પુરાવાઓને આધારે જણાય છે કે ભટ્ટનારાયણનો સમય ઈસવીસનની સાતમી સદીના ઉત્તરાર્ધથી આઠમી સદીના પ્રારંભનો છે.

**પ્ર. ૩. ભટ્ટનારાયણની કૃતિઓનો પરિચય આપો.**

**ઉત્તર : ત્રણ કૃતિઓ :**

व्याप्तुं पदत्रयेणापि यः शक्तो भुवनत्रयम् ।
तस्य काव्यत्रयव्याप्तौ चित्रं नारायणस्य किम् ॥

દંડીની 'અવન્તિસુન્દરી' કથામાં પ્રારંભિક શ્લોકોમાં પૂર્વસૂરિઓના નિર્દેશમાં આવતા આ શ્લોક પરથી જણાય છે કે નારાયણની ત્રણ રચનાઓને સમગ્ર સંસારમાં પ્રસિદ્ધિ મળી છે. અહીં ભટ્ટનારાયણનો નિર્દેશ હોય, તેવું જણાય છે.

(૧) આ ત્રણમાં એક 'વેણીસંહાર' હોય, તે નિશ્ચિત છે. 'પ્રસ્તાવના'માં સૂત્રધાર પ્રેક્ષકોને વિનતિ કરે છે તે ઉપરથી જણાઈ આવે છે કે મૃગરાજલક્ષ્મા કવિ ભટ્ટનારાયણે પરિશ્રમપૂર્વક નાટક 'વેણીસંહાર'ની રચના કરી છે અને તેની આ પ્રથમ રચના (नवनाटक) છે.

(૨) દંડીની **'દશકુમારચરિત'ની પૂર્વપીઠિકાની** રચના ભટ્ટનારાયણે પણ કરી હતી. હરિશર્માએ તેની પ્રતિલિપિ લખી હતી. ભટ્ટનારાયણની 'પૂર્વપીઠિકા'નું નામ 'પૂર્વવૃત્તાન્તદર્શન' છે. પરંતુ આ લેખક ભટ્ટનારાયણ 'વેણીસંહાર'ના કર્તા છે તે જ છે કે બીજો, તેમાં મતભેદ છે. પ્રા. ગજેન્દ્રગડકર અને અશોક ચેટરજી આને 'વેણીસંહારકર્તા' હોવાની સંભાવના દર્શાવે છે. જ્યારે ડૉ. માનસિંઘ આને ઈ. સ. ની ૧૧મી સદીમાં

રચાયેલા 'આન્ધ્રભારત'ના રચયિતાના અન્તેવાસી સંન્યાસી માને છે.

(૩) સુભાષિતસંગ્રહો'માં ભટ્ટનારાયણના નામે પદ્યો મળે છે. પરંતુ આ પદ્યો વેણીસંહારમાં મળતાં નથી. જલ્હણની 'સૂક્તિમુક્તાવલિ'માં આવા એક પદ્યમાં રાત્રિનું અત્યંત સુંદર વર્ણન છે. આને આધારે તેને 'નિશાનારાયણ'નું બિરુદ મળ્યું છે. આ પદ્યોને આધારે એમ જણાય છે કે ભટ્ટનારાયણની 'વેણીસંહાર' ઉપરાંત કોઈ રચના હોવી જોઈએ અને તે અત્યારે ઉપલબ્ધ નથી.

(૪) 'પૂર્વવૃતાન્તદર્શન'ની પ્રતિલિપિમાં હરિશર્માએ યાદી આપી છે. તેને આધારે જણાય છે કે ભટ્ટનારાયણે **'જાનકીહરણ'** નાટકની રચના કરી હતી. રાજવંશ સહાયે આની હસ્તપ્રતની નોંધ લીધી છે. બીજી બાજુ, વલ્લભદેવની સુભાષિતાવલીમાં એક પદ્ય ભટ્ટનારાયણને નામે મળે છે- किं किं मिथ्या..... पातु शम्भुः । પ્રણયના ભાવને પ્રાધાન્ય હોય એવા નાટકનો આ નાન્દી શ્લોક હોય તેમ જણાય છે. આ જાનકીહરણ નાટકનો નાન્દી શ્લોક હોવાનો સંભવ છે.

અત્યારે તો આ જ નિર્વિવાદ સત્ય છે કે ભટ્ટનારાયણની એકમાત્ર રચના ઉપલબ્ધ છે અને તે છે નાટક 'વેણીસંહાર'.

**પ્ર. ૪. વેણીસંહારના અંક ૧ નો સાર આપો :**

**ઉત્તર :** ત્રણ શ્લોકોની નાન્દી પછીથી સૂત્રધાર રંગમંચ પર આવીને પ્રેક્ષકોને જણાવે છે કે કૃષ્ણ દૂત બનીને કૌરવોની સભામાં કૌરવ-પાંડવો વચ્ચે સંધિ માટે મધ્યસ્થી કરવા ગયા છે. તે આશા પ્રગટ કરે છે કે બન્ને પક્ષો વચ્ચે શાંતિ સ્થપાશે અને યુદ્ધની શક્યતા ટળશે જેનો લાભ માત્ર કુરુકુળને જ નહિ પણ આખા જગતને મળશે.

ભીમ આ સાંભળી જાય છે અને સૂત્રધારને ભાંડતો ગુસ્સામાં પ્રવેશે છે. સહદેવ તેની પાછળ છે. યુધિષ્ઠિરે સંધિપ્રસ્તાવ મોકલ્યો તેનાથી તે સખત નારાજ છે. કૌરવોએ અવારનવાર કરેલાં અપમાનોની વણઝાર માટે તે પોતાના ભાઈઓને દોષી ગણે છે અને ઠપકો આપે છે. તે જાહેર કરે છે કે કૃષ્ણ તેમના વિષ્ટિકર્મમાં સફળ થશે તો પોતે તેનું પાલન નહીં કરે. આ માટે તે જિંદગીમાં પહેલીવાર વડીલ ભ્રાતા યુધિષ્ઠિરની આજ્ઞાનો લોપ કરશે અને કૌરવો સામે લડી લેશે તથા તેમને અંતિમ કક્ષાનો દંડ ફટકારશે. પછી શસ્ત્રાગાર તરફ જવા નીકળેલા તે અને સહદેવ દ્રૌપદીના આવાસ તરફ ભૂલથી પહોંચી જાય છે. સહદેવ ભીમની ભૂલનું ધ્યાન દોરે છે. ત્યારે ભીમ ત્યાં રોકાઈને દ્રૌપદીની રાહ જુએ છે. દ્રૌપદી આવે છે. તેના કેશ છૂટા છે અને તેની આંખોમાંથી અશ્રુધારા વહે છે. તેના દુઃખના કારણ વિશે તપાસ કરતાં ભીમને જાણવા મળે છે કે દુર્યોધનની પત્ની ભાનુમતીએ દ્રૌપદીનું તાજું જ અપમાન કર્યું હતું. રસ્તામાં મળેલી દ્રૌપદીને ભાનુમતીએ કહ્યું કે 'તારા પતિઓ પાંચ ગામની માગણી કરી રહ્યા છે એમ સાંભળ્યું છે. તો પછી હવે કેશ બાંધી દે.'

દ્રૌપદીની દાસીએ જો કે વળતો ફટકો માર્યો કે 'તમારા કેશ છૂટા ન હોય ત્યાં સુધી અમારાં રાણીજીના કેશ બંધાય નહિ.' આ સાંભળીને ભીમ દ્રૌપદીને દિલાસો આપે છે અને દુર્યોધનને હણીને તેના લોહીથી ખરડાયેલા હાથ વડે તેના કેશ બાંધવાની પ્રતિજ્ઞાનું પુનરુચ્ચારણ કરે છે.

દરમિયાન સંદેશવાહક આવીને જણાવે છે કે કૃષ્ણનું દૂતકર્મ નિષ્ફળ ગયું છે. દુર્યોધને કૃષ્ણને કેદ કરવા પ્રયત્ન કર્યો પણ કૃષ્ણ પોતાની દિવ્ય શક્તિની મદદથી તેમાંથી છટકીને પાછા આવી ગયા. હવે તો યુદ્ધનાં દુંદુભિ વાગવા માંડ્યાં અને યુદ્ધની તૈયારી માટે આદેશ છૂટ્યા. ભીમ રાજી થઈ ગયો અને યુદ્ધમાં જોડાઈ જવા માટે તેણે સહદેવ સાથે દ્રૌપદીની વિદાય લીધી.

**પ્ર. ૫. બીજા અંકનો કથાસાર લખો :**

**ઉત્તર :** પહેલા અંકને અંતે યુદ્ધનાં નગારાં સંભળાયાં હતાં. યુદ્ધ ચાલુ થઈ ગયું છે. બીજા અંકના આરંભે માહિતી આપતાં કંચુકી જણાવે છે કે યુદ્ધ ચાલુ છે તેમાં ભીષ્મ, અભિમન્યુ અને બીજાઓ વીરગતિ પામ્યા છે. મુખ્ય દૃશ્યમાં ભાનુમતી તેની સખીઓ સાથે પ્રવેશે છે અને પોતાના દુઃસ્વપ્નની વાત સખીને કહે છે. એક નોળિયાએ-નકુલે ૧૦૦ સર્પોને મારી નાખ્યા. આ દુઃસ્વપ્ન કૌરવો તરફ ઈશારો કરે છે. તેથી તે દુઃખી થાય છે અને દેવતાઓની પૂજા કરે છે કે જેથી અશુભનું નિવારણ થાય. આ વાતચીતનો કેટલોક ભાગ દુર્યોધન સંતાઈને સાંભળે છે. નકુલે ભાનુમતી સાથે કરેલા વ્યવહારની વાત કાને પડતાં તે પોતાની પત્નીની વફાદારી વિશે શંકા કરે છે. પરંતુ વાતની સમાપ્તિમાં તે સ્વપ્ન હોવાની જાણ થતાં તેને નિરાંત વળે છે.

પછીથી તે ભાનુમતી પાસે પહોંચે છે અને તેના ડરને દૂર કરે છે. પોતાના જીવતાં કોઈ પણ પ્રકારનો ભય ઊભો થાય જ નહિ એમ તે ભારપૂર્વક જણાવે છે. પછીથી તે તેના સંગમાં આનંદ ઉપભોગ માટે પોતાની ઈચ્છા પ્રગટ કરે છે. એટલામાં ભારે વંટોળિયો ફૂંકાય છે. એને પરિણામે તેઓને નજીકના કાષ્ઠગૃહમાં આશ્રય લેવો પડે છે.

ત્યાં જયદ્રથની માતા તેની પુત્રવધૂ સાથે ગભરાટમાં આવી પહોંચે છે અને દુર્યોધનને અર્જુનની પ્રતિજ્ઞાની જાણ કરે છે કે સૂર્યાસ્ત પહેલાં તે જયદ્રથનો નાશ કરશે અથવા તેમ ન થતાં પોતે જ અગ્નિની જ્વાળાઓમાં પોતાની જાતને હોમી દેશે. દુર્યોધન જયદ્રથની માતાના ભયને હસી કાઢે છે અને અર્જુનનું હવે નિશ્ચિત મૃત્યુ થશે તેથી આનંદ કરવાનું તેને જણાવે છે. ત્યારબાદ તે સારથિને યુદ્ધરથ સજ્જ કરવાનું જણાવે છે અને જરૂરી સાવચેતી જાળવવા માટે નીકળી જાય છે.

**પ્ર. ૬. તૃતીય અંકનું કથાનક નિરૂપો.**

**ઉત્તર :** વેણીસંહાર નાટકમાં તૃતીય અંક અગત્યનો છે. શરૂમાં રાક્ષસ

રુધિરપ્રિય અને રાક્ષસી વસાગન્ધા વચ્ચે સંવાદ આવે છે જેના દ્વારા કૌરવ પક્ષના મહારથીઓનાં મૃત્યુની જાણ થાય છે. તેમાં દ્રોણાચાર્યના મૃત્યુની માહિતી વિશિષ્ટ મહત્ત્વ ધરાવે છે. રુધિરપ્રિયને તેની સ્વામિની હિડિમ્બાએ સૂચવ્યું છે કે દુઃશાસન સાથેના યુદ્ધ વખતે ભીમ તેનું રુધિરપાન કરે ત્યારે તેણે ભીમસેનના દેહમાં પ્રવેશ કરવો.

મુખ્ય દશ્યમાં અશ્વત્થામા આવે છે અને જુએ છે કે કૌરવ પક્ષનાં દળો પીછેહઠ કરીને દોડી રહ્યાં છે. તેને જાણવા મળે છે કે તેના પિતા ગુરુ દ્રોણ યુદ્ધમાં મરાયા છે તેને એમ પણ માહિતી મળે છે કે અશ્વત્થામા હણાયો છે એમ સાંભળ્યું અને યુધિષ્ઠિરે અસ્પષ્ટ રીતે પણ તેને સમર્થન આપ્યું ત્યારે પુત્રશોકમાં પડેલા તેમના કેશ પકડીને તેમને વધેરી નાંખ્યા. તે ઉકળી ઊઠે છે અને પિતાના અપમાનજનક મૃત્યુનો બદલો લેવા નિર્ધાર કરે છે. એટલામાં તેના મામા કૃપાચાર્ય ત્યાં આવે છે અને દિલાસો આપીને તેને દુર્યોધન પાસે લઈ જાય છે.

દુર્યોધન અને કર્ણ વડના ઝાડ નીચે હોય છે જ્યાં કર્ણ દુર્યોધનના કાનમાં દ્રોણાચાર્યના બદઈરાદાઓની કપોલકલ્પિત વાત કરીને દુર્યોધનના કાન ભંભેરે છે કાચાકાનના દુર્યોધન ઉપર તેની પ્રભાવકારી અસર થાય છે. કૃપ અને અશ્વત્થામા દુર્યોધન પાસે જાય છે. કૃપાચાર્ય દુર્યોધન સમક્ષ પ્રસ્તાવ મૂકે છે કે હવે અશ્વત્થામાને કૌરવ પક્ષનો સેનાપતિ બનાવવો. પણ દુર્યોધન જણાવે છે કે આ જવાબદારી તો કર્ણને સોંપી ચૂકાઈ છે. અશ્વત્થામા પોતાની શક્તિ અને પોતાના મક્કમ નિરધરાની વિગતવાર વાત કરે છે એ દરમિયાન કર્ણ તેને અપમાનજનક શબ્દો કહે છે. તેનાથી અશ્વત્થામા ઉશ્કેરાય છે અને બંને વચ્ચે જોરદાર કલહ જામી પડે છે. બંને એકબીજા માટે અપશબ્દો પ્રયોજે છે અને મારામારીની કક્ષાએ પહોંચી જાય છે. કૃપ અશ્વત્થામાને અને દુર્યોધન કર્ણને વારે છે. છેવટે અશ્વત્થામા પ્રતિજ્ઞા કરે છે કે જ્યાં સુધી આ કર્ણ યુદ્ધનો કર્ણધાર હશે ત્યાં સુધી પોતે શસ્ત્ર ગ્રહણ નહિ કરે.

**પ્ર. ૭. વેણીસંહારના ચતુર્થ અંકની ઘટનાઓનો સંક્ષિપ્ત પરિચય આપો.**

**ઉત્તર :** દુઃશાસનને બચાવવા જતાં દુર્યોધન ઘવાયો છે. તે બેભાન થયો છે. તેનો સારથિ તેને રણભૂમિ ઉપરથી દૂર લઈ જાય છે. તે ભાનમાં આવે છે ત્યારે સારથિ મારફતે તેને દુઃશાસનના વધની જાણ થાય છે. તે દુઃખી થઈ જાય છે અને ખૂબ વિલાપ કરે છે. એટલામાં સુંદરક આવે છે. બાણની કૃતિઓનાં કે સુબંધુની વાસદત્તાનાં દીર્ઘ લખાણોની યાદ આપે તેવી લાંબી કંટાળાજનક ઉક્તિ દ્વારા તે દુર્યોધનને કેટલીક વિગતો આપે છે જેમાં કર્ણપુત્ર વૃષસેનના વીરોચિત પરાક્રમની વાત મહત્ત્વની છે. સુંદરક દુર્યોધનને એક પત્ર આપે છે જેના ઉપર કર્ણે પોતાના લોહીમાં બાણને બોળીને લખાણ લખ્યું છે. દુર્યોધન ઉપર લખાયેલા તે પત્રમાં તેણે યુદ્ધ દરમિયાન પોતાના પ્રયત્નોનું સૂચન કરીને જણાવ્યું છે કે હવે તે પોતે કંઈ કરી શકે તેમ નથી. મરણોન્મુખ કર્ણની વેદનાભરી વાતથી દુર્યોધન યુદ્ધરથ સજ્જ

કરવાનો આદેશ આપે છે અને મિત્ર કર્ણના બચાવ માટે જવા તૈયાર થાય છે. એટલામાં સંજય સાથે ધતૃરાષ્ટ્ર અને ગાંધારી હાજર થાય છે અને દુર્યોધનનું જવાનું રોકાઈ જાય છે.

**પ્ર. ૮. પાંચમા અંકમાં વેણીસંહાર નાટકે સાધેલો વસ્તુવિકાસ ટૂંકમાં આલેખો.**

**ઉત્તર :** ચતુર્થ અંકને અંતે દુર્યોધનનાં માતાપિતા સાથે સંજય હાજર થયો છે. ધૃતરાષ્ટ્ર દુર્યોધનને પાંડવો સાથે સંધિ કરી લેવા માટે આગ્રહપૂર્વક સમજાવે છે. પણ દુર્યોધન તે માનતો નથી. ધૃતરાષ્ટ્ર તે વાત પોતાના નામે યુધિષ્ઠિરને કહેવાનું સૂચવે છે અને વિશ્વાસપૂર્વક કહે છે કે યુધિષ્ઠિર તે વાતને અવગણશે નહિ. પણ દુર્યોધન તે સલાહ નહિ માનવામાં મક્કમ છે. આ વાતચીત દરમિયાન મોટો શોરબકોર સંભળાય છે. પછીથી સમાચાર આવે છે કે યુદ્ધમાં કર્ણ પડ્યો. પોતાના જીગરી દોસ્ત માટે દુર્યોધન વિલાપ કરે છે અને તરત જ તેના મોતનો બદલો લેવાની ઇચ્છા પ્રગટ કરે છે.

એ જ સમયે ભીમ અને અર્જુન આવે છે. તેઓ વૃદ્ધ દંપતીને પ્રણામ કહે છે જેમાં અપમાનજનક સંબોધનનો સમાવેશ થાય છે. દુર્યોધન સરખી અપમાનજનક ભાષાથી તેમને ઉત્તર વાળે છે અને ભીમનો વિરોધ કરે છે. પરંતુ યુદ્ધવિરામનો આદેશ આપતા યુધિષ્ઠિરના આદેશને અનુસરીને બન્ને ભાઈઓ વિદાય થાય છે.

અશ્વત્થામા પ્રવેશે છે અને દુઃશાસનના મોતનો બદલો લેવા તથા યુદ્ધનું પલ્લું કૌરવ પક્ષે નમાવી દેવાની પોતાની વાત રજુ કરે છે. દુર્યોધન તેને ઠંડો આવકાર આપે છે અને તેની સાથે કટાક્ષપૂર્વક વાત કરે છે. અશ્વત્થામા વિષાદ અનુભવે છે અને જતો રહે છે. ધતૃરાષ્ટ્ર તેને સમજાવવા અને દુર્યોધનના વ્યવહારને મનમાં ન લાવવાનું જણાવવા સંજયને મોકલે છે. દુર્યોધન પ્રસ્થાન કરવા માટે રથમાં બેસે છે અને વૃદ્ધયુગલ શલ્યની છાવણીમાં જવા માટે વિદાય થાય છે.

**પ્ર. ૯. વેણીસંહારના છટ્ઠા અંકનું કથાનક સંક્ષેપમાં નિરૂપો.**

**ઉત્તર :** ભીમે પ્રતિજ્ઞા જાહેર કરી છે કે બીજા દિવસના સૂર્યોદય પહેલાં તે દુર્યોધનને હણશે. આથી દુર્યોધન નાસી જઈને સરોવરમાં સંતાઈ ગયો. પાંડવો તેને શોધી કાઢે છે અને કૃષ્ણ યુધિષ્ઠિરને સંદેશ મોકલે છે કે આનંદના જાહેર સમારંભની તૈયારી માટે આદેશ આપે. દુર્યોધનને સરોવરમાંથી બહાર નીકળવા ફરજ પાડવામાં આવે છે. બહાર નીકળીને તે ભીમ સાથે લડવાનું પસંદ કરે છે. બન્ને વચ્ચે યુદ્ધ જામે છે જેમાં ભીમના હાથે દુર્યોધન હણાય છે.

યુદ્ધ ચાલુ હોય છે તે દરમિયાન દુર્યોધનનો મિત્ર ચાર્વાક નામનો રાક્ષસ મુનિવેશમાં યુધિષ્ઠિર સમક્ષ હાજર થાય છે અને બનાવટ તથા લુચ્ચાઈપૂર્વક વાતો કરીને યુધિષ્ઠિર તથા દ્રૌપદીના મનમાં ઠસાવે છે કે ભીમસેન યુદ્ધમાં માર્યો ગયો અને અર્જુનની પણ એવી જ દશા થશે. આ કારમો આઘાત સહન કરવા અસમર્થ

દ્રૌપદી અને યુધિષ્ઠિર અગ્નિમાં પ્રવેશીને જીવનનો અંત લાવવા નિર્ધાર કરે છે. પોતાની આ યોજનાનો તેઓ અમલ કરવાનાં જ હતાં એવામાં ભીમ આવી પહોંચે છે. તેને શરૂમાં તો દુર્યોધન માની લેવામાં આવે છે. પણ પછીથી સાચી વાત સમજાય છે. મુનિવેશધારીનું કપટ પકડાઈ જાય છે. ભીમ પોતાના હાથે દ્રૌપદીના કેશનું સંયમન કરે છે. વેણીસંહારનો મહોત્સવ દ્રૌપદી માણે છે. અર્જુન સાથે કૃષ્ણ આવી પહોંચે છે અને યુધિષ્ઠિરને વિજયનાં અભિનંદન આપે છે. તે એમ પણ જણાવે છે કે યુધિષ્ઠિરને બેહદ દુઃખી કરીને અગ્નિપ્રવેશના નિર્ણય માટે તૈયાર કરનાર ચાર્વાકને નકુળે પકડી પાડ્યો અને હણી નાંખ્યો છે. છેલ્લે ભરતવાક્યથી નાટક પૂરું થાય છે.

**પ્ર. ૧૦. વેણીસંહારનું મૂળકથાનક દર્શાવી નાટ્યકારે તેમાં કરેલાં પરિવર્તનો જણાવો.**

**અથવા**

**વેણીસંહારની આધારસામગ્રી જણાવી ભટ્ટનારાયણે તેમાં શા ફેરફાર કર્યા તે દર્શાવો.**

**ઉત્તર :** મહાભારતની યુદ્ધકથાને આધારે ભટ્ટનારાયણે નાટક 'વેણીસંહાર'ની રચના કરી છે. તેની સામેની ઉપાદાન સામગ્રી પ્રભાવોત્પાદક છે. આમ પણ **યુદ્ધસ્ય કથા રમ્યા** હોય છે જ. ભાસ પછી તે સર્વપ્રથમ નાટ્યકાર છે, જેણે મહાભારતની યુદ્ધકથાને વિષય બનાવ્યો છે. તેમાં પણ સમગ્ર સાદ્યંત યુદ્ધ આ નાટકમાં છે. આમ આ આધારસ્થાન પ્રખ્યાત કથાવસ્તુવાળું છે. ભટ્ટનારાયણ તે મૂળ ગ્રંથને કેટલો વફાદાર છે અને તે ક્યાં જુદો પડે છે તે જોઈએ.

**મૂળ કથાવસ્તુમાં ફેરફારો અને તેનું ઔચિત્ય :**

(૧) મહાભારતમાં કૌરવો સાથેના સન્ધિકાર્ય માટે પહેલાં સંજય દુર્યોધન પાસે જાય છે. તે પાંચ ગામનો પ્રસ્તાવ મૂકે છે. પરંતુ તેને સફળતા મળતી નથી. તે પાછો ફરે છે પછી કૃષ્ણ આ માટે દુર્યોધન પાસે જાય છે. પણ દુર્યોધન પ્રસ્તાવ સ્વીકારતો નથી. કૃષ્ણને ધુત્કારીને તે તેમને પકડવા ઇચ્છે છે. ધૃતરાષ્ટ્ર પુત્રને ઠપકો આપે છે. કૃષ્ણ પોતાનો પ્રભાવ જમાવવા વિશ્વરૂપ ધારણ કરે છે.

વેણીસંહારમાં સંધિકાર્ય માટે સંજય જતો નથી પણ કૃષ્ણ પોતે જ દુર્યોધન પાસે જાય છે. દુર્યોધન પ્રસ્તાવ સ્વીકારતો નથી, કૃષ્ણને પકડવાનો પ્રયાસ કરે છે, તેથી ન છૂટકે કૃષ્ણ વિશ્વરૂપ ધારણ કરે છે.

[ફેરફારનો ઉદ્દેશ : સંજયનું દૂતકર્મ બિનજરૂરી હોવાથી રદ કર્યું છે. કૃષ્ણને ન છૂટકે વિશ્વરૂપ ધારણ કરતા દર્શાવીને દુર્યોધનની દુષ્ટતાને તીવ્રપણે ઉપસાવી છે.]

(૨) મહાભારતમાં દ્યૂતપ્રસંગે પરાજય પછી સભામાં દ્રૌપદીને લાવવામાં આવી

ત્યારે દુર્યોધને પોતાનો સાથળ ખુલ્લો કરીને બતાવ્યો એ વખતે ભીમે પ્રતિજ્ઞા કરી હતી કે પોતે એના સાથળને ઘોર યુદ્ધમાં તોડી પાડશે.

આ નાટકમાં કૃષ્ણ દુર્યોધન પાસે પાંડવોના સંધિનો પ્રસ્તાવ લઈને ગયા છે. તે વખતે ભીમ પ્રતિજ્ઞાઓ લે છે : (૧) તે સો કૌરવોનો નાશ કરશે. (૨) દુઃશાસનના રુધિરનું પાન કરશે. (૩) દુર્યોધનના સાથળ તોડીને તેના લોહીથી ખરડાયેલા હાથે દ્રૌપદીના વાળ બાંધશે.

[આ ફેરફારથી ભીમના પાત્રને અનેરો ઉઠાવ મળ્યો છે. તેનાં ઉત્કટ પરાક્રમ, તીવ્ર વૈરભાવના અને દ્રૌપદી પ્રત્યેનો અનન્ય અનુરાગ આનાથી પ્રગટ થયેલા છે. શીર્ષક દ્વારા સૂચવાતો વેણીસંહારનો પ્રસંગ -મુખ્ય પ્રસંગ- મૌલિક છે.]

(૩) નાટકમાં, પાંડવો સંધિ માટે તૈયાર થયા તેથી દુર્યોધનની પત્ની ભાનુમતી દ્રૌપદીની મશ્કરી કરે છે. આ ભાનુમતીને દુઃસ્વપ્નનો અનુભવ થયો છે કે એક નોળિયો સો સાપને મારી નાખે છે અને પછી તે એકાન્તમાં પોતાનું સ્તનવસ્ત્ર ખેંચે છે. અશુભ અસર નિવારવા તે દેવપૂજન કરતી હોય છે ત્યારે ત્યાં આવી ચડેલો દુર્યોધન તેની સાથે પ્રેમસુખ માગે છે. યુદ્ધ શરૂ થઈ જ ચૂક્યું છે, તેમાં દુર્યોધનના રથનો ધ્વજ તૂટે છે.

આ ઘટનાઓ કાલ્પનિક છે. ભાનુમતિનું પાત્ર જ કાલ્પનિક છે, તેથી તેની સાથે સંકળાયેલી ઘટનાઓ તેવી જ હોય એ સ્વાભાવિક છે. નાટ્યકારોને દુર્યોધનની પત્નીની પ્રસંગનિર્માણ માટે જરૂર પડે ત્યારે તેઓ તેને કલ્પનાથી નીપજાવે છે.

[દ્રૌપદીને સંભળાવવાના ભાનુમતીના પ્રસંગથી ભીમનો ક્રોધ ઉદ્દીપ્ત બને છે. પરંતુ તેનો દુર્યોધન સાથેનો પ્રણયપ્રસંગ યુદ્ધના વાતાવરણમાં કોઈ રીતે અનુકૂળ નથી. પણ એનાથી ફાયદો એ થયો છે કે રથપતાકાભંગનું કલાત્મક પતાકાસ્થાનક પ્રાપ્ત થયું છે.]

(૪) નાટકમાં યુદ્ધ મુખ્ય વિષય છે. પરંતુ રંગમંચ માટે તેનો નિષેધ છે. આથી એના વિકલ્પે નાટ્યકારને સંવાદથી કામ ચલાવવું પડે છે. રાક્ષસ-રાક્ષસીનો સંવાદ આ રીતે મુકાયેલો છે તે કાલ્પનિક છે.

[આ પ્રસંગથી ભીમના પાત્રમાં વૈરજન્ય હિંસક પશુવૃત્તિઓ પ્રગટ થાય છે. ભીમ માનવલોહી પીએ એ ઘટનાને પ્રતીતિકર બનાવવા નાટ્યકારે દર્શાવ્યું છે કે તેનામાં રાક્ષસે પ્રવેશ કર્યો છે. યુદ્ધપ્રદર્શનનો વિકલ્પ નાટકમાં સંવાદ જ હોય, તે સ્વાભાવિક છે.]

(૫) મહાભારતમાં નેતૃત્વ અંગેનો કલહ કર્ણ અને કૃપાચાર્ય વચ્ચે દ્રોણના મૃત્યુ પૂર્વે શરૂ થયો છે.

નાટકમાં નેતૃત્વ અંગે કલહ કર્ણ અને અશ્વત્થામા વચ્ચે કલહ દ્રોણાચાર્યના મૃત્યુ

પછી થાય છે. કલહ મૃત્યુ પછી શરૂ થાય, તેમાં ઔચિત્ય છે. કૃપાચાર્યને સ્થાને, મરણ પામેલા દ્રોણના પુત્રને જ કર્ણની સામે કલહમાં ઉતારીને નાટ્યકારે પ્રસંગને અસરકારક બનાવ્યો છે. અશ્વત્થામાનાં પિતૃપ્રેમ, સ્વામીભક્તિ, શૌર્ય, વગેરે સુપેરે ઉપસી આવ્યાં છે. જો કે કલહપ્રસંગ વસ્તુવિકાસમાં સહાયક નથી બનતો.

(૬) નાટકમાં પુત્રવિનાશથી વ્યાકુળ ધૃતરાષ્ટ્ર-ગાંધારી દુર્યોધનને સંધિ માટે વિનંતી કરે છે. ભીમ-અર્જુન દુર્યોધનને શોધતા અહીં આવી ચડે છે. તેમને આમની સાથે વાક્કલહ થાય છે. આ પ્રસંગો મૌલિક છે.

[તેનાથી ધૃતરાષ્ટ્ર-ગાંધારીની વાત્સલ્યભાવના, દુર્યોધનનું અભિમાન અને ભીમનો ધિક્કારભાવ સરસ રીતે પ્રગટ્યાં છે. પરંતુ કથાના વિકાસમાં આ પ્રસંગ ઉપયોગી બનતો નથી.]

(૭) મહાભારતમાં ચાર્વાક, યુદ્ધ પછી હસ્તિનાપુરમાં ગાદીએ બેસી ચૂકેલા યુધિષ્ઠિર પાસે સભામાં આવે છે અને યુધિષ્ઠિરની નિંદા કરે છે.

નાટકમાં, ભીમ-દુર્યોધનનું નિર્ણાયક યુદ્ધ ચાલુ છે ત્યારે ચાર્વાક યુધિષ્ઠિર પાસે આવીને ખોટી વિગતો આપે છે કે દુર્યોધને ભીમને મારી નાખ્યો છે. થોડા સમયમાં તે અર્જુનને મારી નાખશે અને બળરામ કૃષ્ણને દ્વારિકા લઈ ગયા છે. યુધિષ્ઠિર તથા દ્રૌપદી ચિતારોહણની તૈયારી કરે છે. દુર્યોધનને મારીને આવેલા ભીમને યુધિષ્ઠિર દુર્યોધન માની લે છે. આ પ્રસંગો મહદંશે મૌલિક છે.

[આ પ્રસંગ બહુ પ્રતીતિકર નથી. યુધિષ્ઠિર ભીમને દુર્યોધન માનીને વર્તન કરે તે બહુ પ્રતીતિજનક નથી. ચાર્વાક પાસે ખોટી વિગતો અપાવીને નાટ્યકારે યુધિષ્ઠિર અને દ્રૌપદીના કુટુંબપ્રેમના ભાવોને ઉપસાવ્યા છે. પરંતુ આ પ્રસંગો કથાવિકાસમાં ઉપકારક બનતા નથી.]

(૮) મહાભારતમાં, દુર્યોધન જળમાં સંતાયેલો છે. યુધિષ્ઠિર તેને પડકારે છે અને પાંડવોમાંથી કોઈ પણ એકને યુદ્ધ માટે પસંદ કરવા જણાવે છે.

નાટકમાં, જળમાં સંતાયેલા દુર્યોધનને ભીમ પડકારે છે અને કોઈ પણ એક પાંડવ સાથે લડવા જણાવે છે. યુધિષ્ઠિર એ વખતે ત્યાં હાજર નથી. યુધિષ્ઠિર પાસે છાવણીમાં એ વખતે ચાર્વાક પહોંચી ગયો છે.

[આ ફેરફારમાં ઔચિત્ય છે. વાર્તાની રીતે પણ તેનું મહત્ત્વ છે. દુર્યોધન-ભીમનું દ્વન્દ્વયુદ્ધ પૂરું થાય એટલો સમય ચાર્વાકને યુધિષ્ઠિર પાસે મળે છે. આ સમયમાં યુધિષ્ઠિર અને દ્રૌપદીની પાત્રગત વિશેષતાઓ સ્પષ્ટ થઈ શકી છે.]

**પુરોગામીઓનો પ્રભાવ :**

ભટ્ટનારાયણ ઉપર પુરોગામી નાટ્યકારોની નાટ્યરચનાઓનો પ્રભાવ પડ્યો

હોય તેવું જણાય છે. જેમકે સખી સુવદના અને દાસી તરલિકા સાથે ભાનુમતી એકાન્તમાં બાલોદ્યાનમાં વાતચીત કરતી હોય છે તે રાજા દુર્યોધન કંચુકી સાથે સંતાઈને ઊભો રહે છે અને સાંભળતો હોય છે. શાકુન્તલમાં પણ દુષ્યન્ત સંતાઈને શકુન્તલાની અનસૂયા-પ્રિયંવદા સાથેની વાતચીત સાંભળે છે. ઘવાયેલા દુર્યોધન પાસે ધૃતરાષ્ટ્ર-ગાંધારી મળવા આવે છે. 'ઊરુભંગ'માં પણ ઘવાયેલા દુર્યોધન પાસે ધૃતરાષ્ટ્ર-ગાંધારી મળવા આવે છે.

**ઉપસંહાર :** ભટ્ટનારાયણે મહાભારતમાંથી કથાવસ્તુ લીધું છે. એમ લાગે છે કે મૂળને વફાદાર રહીને તેણે તેને યથાવત્ અપનાવી લીધું છે. તે તો તેને જરૂરી અને ઉપયોગી નાટકીય કલેવર પણ આપી શક્યો નથી. નાટકીય ગત્યાત્મકતા ન હોવાથી વેણીસંહાર સફળ નાટક થઈ શક્યું નથી. જો કે કાવ્યની દૃષ્ટિએ તેને ઊતરતી કક્ષાનું કહી શકાય નહીં. આમ કહેવાનું મન થાય, પણ નાટકકારે નાટકની ઘટનાઓ યથાવત્ અપનાવી નથી. તેણે જરૂરી ફેરફારો કરવા કોશિશ કરી છે. પણ તેની ધારી અસર થઈ નથી.

**પ્ર. ૧૧. વેણીસંહારનો કથાનાયક કોણ છે તે સવિસ્તર ચર્ચો.**

**અથવા**

**'વેણીસંહારના નાયકનો પ્રશ્ન વિવાદાસ્પદ છે.' ચર્ચા કરો.**

**ઉત્તર :** નાટક 'વેણીસંહાર'ના નાયકનો પ્રશ્ન વિવાદાસ્પદ છે. આ માટે ત્રણ પાત્રોનો વિચાર થઈ શકે તેમ છે : દુર્યોધન, ભીમ અને યુધિષ્ઠિર.

**(૧) નાયક તરીકે દુર્યોધન :** વેણીસંહારમાં કુલ ૩૧ પાત્રો છે. તેમાં દુર્યોધન નાટકમાં સૌથી વધુ વખત રંગમંચ પર હાજર છે. ૨, ૩, ૪ અને પાંચમા અંકમાં તે રંગમંચ પર હાજર રહે છે. પહેલા અને છઠ્ઠા અંકમાં તેનો વારંવાર ઉલ્લેખ થાય છે. અંકનું એક લક્ષણ છે કે નાયક તેમાં હાજર હોય અથવા નજીકમાં હોય છે. આ રીતે દુર્યોધનને આ નાટકમાં નાયક માની શકાય તેમ છે.

**(૨) નાયક તરીકે ભીમ :** દુર્યોધન બાદ કરતાં ભીમ નાટકના અંકોમાં સૌથી વધુ હાજર છે. અંક ૧, ૫ અને ૬ માં તે રંગમંચ પર છે. ત્રીજા અંકમાં તેની નેપથ્ય ઉક્તિ છે. ચોથામાં તેના વિશે ઉલ્લેખ છે. કૃતિની મહત્ત્વની ઘટનાને આધારે શીર્ષક હોય છે. આ ઘટના જેની સાથે સંકળાયેલી હોય, તે નાયક હોય તેવું સામાન્યપણે બને છે. વેણીસંહારમાં શીર્ષકસૂચિત ઘટના ભીમ દ્વારા બની છે. આ દૃષ્ટિએ ભીમને નાયક માની શકાય તેમ છે.

**(૩) નાયક તરીકે યુધિષ્ઠિર :** કૃતિના ફળ ઉપરનું સ્વામિત્વ જે ધરાવે તે અધિકારી, પ્રભુ કે નાયક છે. આ નાટકનો મુખ્ય વિષય યુદ્ધ છે. તેનું ફળ

યુધિષ્ઠિરને મળે છે. નાટકના અંતભાગમાં ભીમ યુધિષ્ઠિરને કહે છે- लक्ष्मीरार्ये निषण्णा चतुरुदधिपयःसीमया सार्धमुर्व्या । નાટકને અંતે શ્રીકૃષ્ણના પ્રશ્નના ઉત્તરમાં યુધિષ્ઠિર ભરતવાક્ય બોલે છે. સંસ્કૃત નાટકમાં નાયક ધીરોદાત્ત હોય છે. તેની વ્યાખ્યા પ્રમાણે મહાન સત્ત્વવાળો ગંભીર, ક્ષમાવાન, બડાઈ નહિ મારનારો, સ્થિર, અંહકારને દબાવી રાખનારો ધીર-ઉદાત્ત અને મક્કમ વલણવાળો હોય છે. યુધિષ્ઠિરમાં આ લક્ષણો જોવા મળે છે. નાયકનાં સામાન્ય લક્ષણો આ પ્રમાણે છે : તે વિનયી, મીઠાબોલો, ત્યાગી, ચતુર, જોવામાં પ્રેમાળ, પવિત્ર, વાણીમાં પ્રવીણ, ઊંચા કુળનો યુવાન હોય છે. તેનામાં બુદ્ધિ, ઉત્સાહ, સ્મૃતિ, પ્રજ્ઞા, કલા અને માન હોય છે. તે શૂરવીર, મક્કમ, તેજસ્વી, ધાર્મિક અને શાસ્ત્ર મુજબ વિચારનારો હોય છે.

આ લક્ષણો યુધિષ્ઠિરમાં જોવા મળે છે. યુધિષ્ઠિરના આદેશ વગર યુદ્ધ શરૂ થતું નથી. ભીમ-અર્જુન તેની આજ્ઞામાં છે. આ દૃષ્ટિએ નાટકનો નાયક યુધિષ્ઠિર ગણી શકાય.

**અવલોકન :**

આ ત્રણ પાત્રોને નાયક માટેનાં ધોરણોની દૃષ્ટિએ જોયા પછી વિચારતાં લાગે છે કે આમાંથી દુર્યોધનને નાયક માની શકાય તેમ નથી. નાટકનો નાયક ધીરોદાત્ત હોય છે. દુર્યોધન ધીરોદાત્તનાં લક્ષણો ધરાવતો નથી. નાયકનો વધ દર્શાવી શકાતો નથી, સૂચવી પણ શકાતો નથી. અહીં તો દુર્યોધનનો વધ થાય છે.

ભીમને પણ નાયક માની શકાય તેમ નથી. તેની પ્રકૃતિ ધીરોદાત્ત નથી. તે યુધિષ્ઠિરના નિયંત્રણમાં છે. શીર્ષક સૂચિત ઘટના સાથે સંકળાયેલું હોય, એટલા જ કારણસર કોઈ પાત્ર નાયક બની જતું નથી. ડૉ દેવસ્થલી આના સમર્થનમાં ચારુદત્તનું જ દૃષ્ટાન્ત આપે છે. ચારુદત્ત મૃચ્છકટિકમાં નાયક છે. એનું કારણ એ નથી કે તે માટીની ગાડીના પ્રસંગ સાથે સંકળાયેલો છે. એના વ્યક્તિત્વમાં ઉદાત્ત ગુણો છે, જે સમગ્ર નાટકમાં પથરાયેલા છે, તે એનું કારણ છે. ભીમમાં આ પ્રકારના ઉદાત્ત ગુણોનો મહદંશે અભાવ છે.

યુધિષ્ઠિરને પણ નાયક માની શકાય તેમ નથી. ભીમ-દુર્યોધનની સરખામણીમાં તે નાટકમાં બહુ ઓછી જગ્યા રોકે છે. રંગમંચ પર તો માત્ર છેલ્લા છઠ્ઠા અંકમાં જ તે આવે છે. નાયકને અનુરૂપ જગ્યા તે રોકતો નથી. જે સ્થાન થોડું છે તે પણ નાયક કહી શકાય તેવું પ્રભાવક નથી.

**ભીમ જ નાયક :**

નાટ્યકારને નાયક તરીકે યુધિષ્ઠિર માન્ય હતો તો તેણે એ પાત્રને પૂરતું મહત્ત્વ આપવાની જરૂર હતી. નાટ્યશાસ્ત્રના અભિગમથી નાયક તરીકે યુધિષ્ઠિર પ્રતિષ્ઠિત છે. પરંતુ આધુનિક જનરુચિ તો નાયકની પ્રતિષ્ઠા ભીમને જ આપે.

કારણ ભીમનું ચરિત્ર જ ઘણું વ્યાપક પ્રભાવ તથા આકર્ષક છે. તેના બળથી તે સમગ્ર નાટકમાં છવાઈ ગયો છે. ભીમમાં ગુણોની ઉદાત્તતા નથી, પરંતુ તેનું વ્યક્તિત્વ પ્રભાવશાળી આકર્ષક અને વ્યાપક છે એ સ્વીકારવું પડે તેવું સત્ય છે. વીરરસના નાટકમાં વીરતાની મૂર્તિરૂપ ભીમ જ નાયક હોય. આ નાટકની નાયિકા દ્રૌપદી છે. નાટકમાં તેના સંવાદ ભીમ અને યુધિષ્ઠિર સાથે આવે છે. આમાંથી તે ભીમને નાથ, આર્યપુત્ર એ રીતે સંબોધે છે, યુધિષ્ઠિરને મહારાજ કહે છે. ભરતવાક્ય નાયક જ બોલે એવું દરેક વખતે બનતું નથી. નાટ્યશાસ્ત્રીય દષ્ટિકોણથી નાયક એક હોય, પણ કથાવસ્તુની દષ્ટિએ મહત્ત્વનું પાત્ર એ ન હોય પણ બીજું હોય, તેવું કોઈવાર બને છે.

આ રીતે નાટ્યશાસ્ત્રીય અભિગમથી યુધિષ્ઠિર ભલે નાયક ગણાય, વસ્તુવિકાસની દૃષ્ટિએ તો નાયક તરીકે ભીમને જ માન્ય કરવો જોઈએ.

**પ્ર. ૧૨. કર્ણ અને અશ્વત્થામાનો કલહ વર્ણવી તેનું રસદર્શન કરો.**

**અથવા**

**વેણીસંહારમાં તમને ઉત્તમ લાગતા પ્રસંગનું વર્ણન કરીને રસદર્શન કરો.**

**ઉત્તર :** વેણીસંહારના ત્રીજા અંકમાં દ્રોણના વધની જાણ થવાથી અશ્વત્થામા પિતૃનિધનથી વિલાપ કરે છે. કૃપાચાર્ય તેને દિલાસો આપીને સેનાપતિ બનવાની એષણા તેનામાં જગાડે છે અને દુર્યોધન પાસે તેને લઈ જાય છે એ નાટકના કથાનકને ખાસ વળાંક આપે છે. અશ્વત્થામા શસ્ત્રરહિત બન્યો છે તેની દુર્યોધન ખબર પડે છે. દુર્યોધનને આશ્ચર્ય થયું કે પિતાનો વધ સાંભળીને શસ્ત્ર ધારણ કરવાને બદલે નિ:શસ્ત્ર કેમ બન્યો. પરંતુ એ બ્રાહ્મણ છે. બ્રાહ્મણની પ્રકૃતિ કોમળ રહી. આથી શોકવ્યાકુળ ચિત્તે મૃદુતા ધારણ કરી હશે. કૂટનીતિમાં ચતુર કર્ણે આ બાબતમાં ભોળા દુર્યોધનના કાચા કાનમાં ઝેર રેડવાની શરૂઆત કરી દીધી. તેનો આશય દુર્યોધનની પ્રીતિ અશ્વત્થામા પક્ષેથી હટાવી લેવાનો હતો. આથી બની ગયેલી ઘટનાઓને તે પોતાના અંગત દષ્ટિકોણથી ગોઠવીને દુર્યોધન પાસે મૂકે છે. (૧) દ્રોણની ઇચ્છા પુત્રનો સમ્રાટપદે અભિષેક કરવાની હતી. પણ તેણે સાંભળ્યું કે પુત્ર મરાયો છે, તેથી તેને શસ્ત્રધારણ નિરર્થક લાગ્યું. (૨) યુદ્ધમાં રાજસમૂહ એકબીજા સાથે લડીને આપોઆપ નાશ પામે તેવો દ્રોણનો આશય હતો. તેથી તેણે યુદ્ધમાં પ્રધાનપુરુષોના વધની અવગણના કરી. (૩) આટલી હદનો તેનો સ્વાર્થી સ્વભાવ બચપણથી છે. દ્રુપદે આથી જ તેને આશ્રય આપ્યો ન હતો. (૪) બીજા જાણકારો પણ આમ જ માને છે. (૫) આ મલિન આશયથી જ જયદ્રથને અભયદાન આપીને તેની ઉપેક્ષા કરી હતી. કર્ણે આ રીતે આબાદ સોગઠી મારી. દુર્યોધને તેની વાતને અને તેને બિરદાવ્યાં, બીજાએ આરોપેલા અસત્યનિષ્ઠ સંદેહને

કારણે દુર્યોધન જેવા માણસો અંગત સંબંધો ઉપર અસર પહોંચાડે છે. ગુરુ દ્રોણ માટે કર્ણે આ રીતે તેના કાનમાં ઝેર રેડ્યું. આવા વખતે કૃપ અને અશ્વત્થામા તેની પાસે પહોંચે છે.

કૃપાચાર્યે જોઈને કહ્યું કે આ વડના ઝાડ નીચે દુર્યોધન કર્ણ સાથે બેઠો છે. આપણે ત્યાં જઈએ. પુરોગામી નાટ્યકાર ભાસની જેમ ભટ્ટનારાયણ પણ રંગસૂચનની બાબતમાં બેદરકાર છે. દુર્યોધન-કર્ણ વડની છાંયે ક્યારે બેઠા, તે તેણે જણાવ્યું નથી.

દુર્યોધને કૃપને પ્રણામ કર્યા. રડી રહેલા અશ્વત્થામાને આલિંગન આપીને બાજુમાં બેસાડ્યો. આશ્વાસનનું પહેલું વાક્ય દુર્યોધનના નહિ પણ કર્ણના મુખમાં મૂકીને નાટ્યકારે પોતાની નાટ્યકલાની પ્રતીતિ કરાવી છે. કર્ણે અને પછી દુર્યોધને સાંત્વના આપી. અશ્વત્થામાએ પોતાનો શોકપ્રેરિત રોષ પ્રગટ કર્યો કે 'આ એ જ જગ્યા છે જ્યાં ક્ષત્રિય સહસ્રાર્જુને પરશુરામને અન્યાય કર્યો તેથી પરશુરામે તેઓના રક્તથી તળાવ ભર્યાં હતાં. આ વખતે મારા પિતાનું અપમાન પણ ક્ષત્રિયના હાથે થયું છે. હું પણ પરશુરામ જેવું કૃત્ય કરીશ.' નાટ્યકારે દ્રોણવધની ઘટનાને બ્રાહ્મણ-ક્ષત્રિયના સંઘર્ષના પરિપ્રેક્ષ્યમાં મૂકી દીધી છે. કર્ણ દુષ્ટ હતો, પણ તેની દુષ્ટતાને ઉત્તેજવાનું કામ અશ્વત્થામાએ જ કર્યું. તેને जामदग्न्यशिष्य कर्ण એવું સંબોધન કર્યું. શિષ્ય તરીકે પરશુરામ સાથે કર્ણનો સંબંધ કડવાશ સાથે પૂરો થયો હતો.

હવે કૃપાચાર્યે સૂચન કર્યું કે સેનાપતિ તરીકે અશ્વત્થામાનો અભિષેક કરવો. દુર્યોધને દિલગીરી દર્શાવી કે આ સ્થાન કર્ણ માટે નિશ્ચિત છે. અશ્વત્થામાએ પોતાની યોગ્યતા પુરવાર કરવા જણાવ્યું કે આજના એક દિવસમાં હું ભુવનને કેશવ, પાંડવ અને અન્ય રાજાઓ વગરનું કરી નાખીશ. ત્યારે કર્ણે સર્વપ્રથમ વાક્પ્રહાર કર્યો- वक्तुं सुकरमिदं दुष्करमध्यवसितुम् । બોલવામાં ને આચરવામાં આભજમીનનું અંતર છે; એ પણ તારે માટે. બાકી આ કામ તો બીજા ઘણા કરી શકે તેમ છે. મુરખ, દુઃખી હોય તે આંસુ સારે, ક્રોધી હોય તે યુદ્ધમાં ઊતરે, આમ બબડે નહિ. અશ્વત્થામા ક્રોધમાં તેને 'રાધાગર્ભભારભૂત' ઉપરાંત 'સૂતાપસદ' કહે છે, તો કર્ણ તેને 'વાચાટ' ઉપરાંત 'બટુ' કહે છે. 'બટુ' બ્રાહ્મણજાતિ માટેનો તિરસ્કારસૂચક શબ્દ છે. અશ્વત્થામા-કર્ણના કલહના મૂળમાં નેતૃત્વના અધિકારનો પ્રશ્ન તો છે જ, પરંતુ જાતિદ્વેષ પણ રહેલો જ છે. કર્ણનો ઉત્તર છે-હું સારથિ હોઉં કે સારથિપુત્ર હોઉં, ગમે તે હોઉં, પણ दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम् । કર્ણે પોતાની રીતે પોતાનું જે ઘડતર કર્યું છે, તેની આ આધારશિલા છે. અશ્વત્થામા ક્રુદ્ધ કર્ણને 'રથકારકુલકલંક' હજુ પણ કહે છે. તેણે કહ્યું કે મારા પિતાએ કાયરતાથી શસ્ત્ર છોડ્યાં નથી, પણ તમે બહાદુરો એ વખતે ક્યાં હતા ? કર્ણે અશ્વત્થામાની દુઃખતી નસ દબાવી-'તારા પિતાએ તો સ્ત્રીની જેમ ઉદાસીન ભાવે માથું ઉતરાવી લીધું.'

અશ્વત્થામાએ તેને ક્રોધમાં ગાળો આપી જેમાં એક 'राजवल्लभ' છે. તે ઘણી સૂચક છે. કર્ણ જે કાંઈ છે, તેમાં દુર્યોધનનો ફાળો છે, સિંહફાળો છે. હવે અશ્વત્થામાએ પગ ઊંચકીને પડકાર ફેંક્યો-'આ મારો ડાબો ચરણ તારા માથે છે. રોક એને. તિરસ્કારની આ તીવ્રતમ અભિવ્યક્તિ છે. કર્ણે જવાબ વાળ્યો-'જાતિએ તું અવધ્ય છે, નહિતર તારો પગ કપાઈ ગયો હોત.' અશ્વત્થામાએ ખેંચીને પોતાની જનોઈ તોડી નાખી ! બ્રાહ્મણત્વ જો પોતાના બદલાની આડે આવતું હોય, તો તે પણ તેને માન્ય નથી. સંસ્કૃત નાટકમાં કોઈ પાત્રે જનોઈ સાથે 'ચેડાં' કર્યાં હોય તેવું અગાઉ પણ 'મૃચ્છકટિક'માં બન્યું છે. હવે બંનેએ ખડ્ગ ખેંચીને પ્રહારની તૈયારી કરી એટલે કૃપ-દુર્યોધને બંનેને અટકાવ્યા કૃપે સાચી સલાહ આપી કે આ સમય 'स्वबलप्रधानविरोध'નો નથી. કર્ણ મરે નહિ, ત્યાં સુધી અશ્વત્થામાએ શસ્ત્રત્યાગ જાહેર કરી દીધો. એ વખતે પડદા પાછળથી એવી સૂચના મળી કે દુઃશાસન ભીમના પંજામાં સપડાયો છે. તેનું મોત નિશ્ચિત છે. તેથી આ કલહ ઉપર પડદો પડી ગયો.

કલહ સમયનાં બંને પાત્રોનો સંવાદ સંસ્કૃત નાટકોમાં વિરલ અને વિશિષ્ટ છે, નાટ્યતત્ત્વથી ભરપૂર છે. આ પ્રસંગ મૌલિક પણ છે, પરંતુ વસ્તુવિકાસમાં એ કશો ફાળો આપતો નથી.

**પ્ર. ૧૩. વેણીસંહારના પ્રથમ અંકનું રસદર્શન કરો.**

**ઉત્તર :** વેણીસંહાર છ અંકનું નાટક છે. ભટ્ટનારાયણની કલમે લખાયેલું આ નાટક સંસ્કૃત નાટ્યસાહિત્યમાં આગવું સ્થાન ધરાવે છે. તેના પ્રથમ અંકમાં નાટકનું કથાનક પ્રસ્થાન આરંભે છે. તે પ્રથમ અંકનું કથાનક આ પ્રમાણે છે.

**કથાનક :** [અહીં પ્રશ્ન નં. ૪નો ઉત્તર લખો, જે કથાસાર છે. ત્યારપછી નીચેનું લખાણ ઉમેરો.]

**અવલોકન :** નાટકની શરૂઆતમાં સૂત્રધાર ટૂંકી પ્રસ્તાવના રજુ કરે છે. ભીમસેન નટો પર ક્રોધ કરતો પ્રવેશ કરે છે. આ પ્રયોગ કૃત્રિમ લાગે છે. નાટકનું મુખ્ય દૃશ્ય સરસ રીતે શરૂ થાય એવું કરતાં નાટ્યકારને ફાવ્યું નથી.

પ્રથમ અંકના કથાવસ્તુમાં ભીમસેન અને સહદેવનો સંવાદ આવે છે. તેનાથી સમજાય છે કે માગણી સાથે દૂત તરીકે ગયેલા કૃષ્ણનું દૂતકર્મ નિષ્ફળ જાય છે. અને દુર્યોધન તેમને બાંધવાનો ઉપક્રમ કરે છે ત્યારે શ્રીકૃષ્ણ પોતાના વિરાટ સ્વરૂપના તેજથી કૌરવોને મૂર્છિત કરી પાછા ફરે છે. દ્રૌપદીના ઘોર અપમાનનો અગ્નિ ભીમના મનમાં પ્રજ્વલિત છે. તેથી શરૂઆતમાં તે ખાસ તો યુધિષ્ઠિર પર નારાજ છે. વારંવાર તે દુર્યોધનના નાશની અને યુદ્ધની વાત કરે છે. પરંતુ વિષ્ટિ ભાંગી પડી છે એ જાણી તે ખૂબ ખુશ થાય છે. સ્પષ્ટ છે કે યુધિષ્ઠિર પણ હવે યુદ્ધ માટે તત્પર બની ગયા છે. અંકના આરંભે ક્રોધી જણાતો ભીમ પ્રથમ અંકના અંતે

સ્વાભાવિક રીતે જ ખુશખુશાલ થઈ જાય છે. દ્રૌપદી અપમાનથી સતત પીડાય છે. તેનાં વચનો ભીમને ઉશકેરે છે, અને તેના વૈરાગ્નિને પ્રજ્વલિત કરે છે. દ્રૌપદી વેરવૃત્તિથી છલકાય છે પણ તે અત્યારે દુઃખી અને થાકેલી જણાય છે.

મુશ્કેલીના પ્રસંગોએ સતત ભીમ ઉપર આધાર રાખતી દ્રૌપદી ભીમને ઘણાં મૃદુતાભર્યાં વચનોથી સંબોધે છે. છેવટે ''શરીરનું ધ્યાન રાખજો'' એમ તે કહે છે ત્યારે તેનો પ્રેમ વ્યક્ત થાય છે. અહીં સહદેવ ભીમ પાસે ઝાંખો પડે છે. તે તો ભીમને જ અનુસરવામાં માને છે. આથી તેના પાત્રને લેખકે કોઈ અન્યાય કર્યો છે એમ ન કહી શકાય.

પતિના સહવાસથી કુટિલતા અને કટુતાવાળી બનેલી ભાનુમતી દ્રૌપદી પ્રત્યે કટાક્ષ કરે છે કે 'પાંચ ગામ તો મળી ગયાં, હવે તું વેણી કેમ બાંધતી નથી ?' આ શબ્દો દ્રૌપદીને સોંસરા વાગે છે અને તે ભારે વ્યથિત થાય છે. આ ઘટના નાની છતાં અતિ મહત્ત્વની છે.

સમગ્ર નાટકમાં આપણને ભીમનો ક્રોધ, કૌરવો પ્રત્યે ધિક્કાર, વૈરની આગ વગેરે જોવા મળે છે. કેટલાકને તે ક્રૂર અને પશુતાભર્યો લાગ્યો છે. પરંતુ અહીં તેના કેટલાક સદ્‌ગુણોનો પરિચય મળે છે.

(૧) દ્રૌપદી પ્રત્યે તેને ઊંડો અને અજોડ પ્રેમ છે. દ્રૌપદીના સહવાસમાં તે મૃદુ અને આત્મીયત તથા ઉષ્માભર્યો થાય છે. આને લીધે જ તેની વેરભાવના સતત પ્રદીપ્ત રહે છે.

(૨) દ્રૌપદી ગાંધારીને વંદન કરવા ગઈ હતી તે જાણીને તેને ખુશી થાય છે અને કહે છે કે 'વડીલો તો સદાય વંદનને પાત્ર છે.' આ તેની સંસ્કારિતાનો ખ્યાલ આપે છે.

(૩) શ્રીકૃષ્ણ દૂત તરીકે જાય છે તે તેને પસંદ નથી. છતાં તેમના દૈવી પ્રભાવને તે જાણે છે. તેઓ સ્વયં બ્રહ્મ છે તેની પણ તેને જાણ છે. આથી આ અંકમાં તે ક્યાંય પણ તેમની વિરુદ્ધ કશુંય બોલતો નથી. યુધિષ્ઠિરના તાબામાં નહિ રહેવાની વાત કરીને તે પોતાના પ્રદીપ્ત રોષને જ વાચા આપે છે. યુધિષ્ઠિરે કૃષ્ણ દ્વારા સંધિનો પ્રયત્ન કર્યો એ પ્રભાવકારી ઘટના પ્રથમ અંકમાં મુખ્ય છે.

આમ, પ્રથમ અંક અને તેની ઘટનાઓને લીધે નાટકનો સરસ આરંભ થયો છે. મહાભારતની ઘટનાઓ જ નાટ્યકારે પ્રસ્તુત કરી છે. ભીમના હૃદયમાં પ્રદીપ્ત વૈરાગ્નિ અને તેની પ્રતિજ્ઞાની પૂર્તિની દૃષ્ટિએ જોઈએ તે પ્રથમ અંકમાં ભીમનું પાત્ર જ કેન્દ્રગત છે અને ભીમ જ કથાનાયક છે એવો નાટ્યકારનો ઇરાદો સ્પષ્ટ થાય છે.

પ્ર. ૧૪. વેણીસંહારના ચતુર્થ અંકનું રસદર્શન કરો.

ઉત્તર : ભટ્ટનારાયણે પુરોગામીઓના શૃંગારપ્રધાન નાટકો રચવાના માર્ગેથી ફંટાઈને જેમાં વીરરસ પ્રધાન કહી શકાય તેવી નાટ્યકૃતિની રચના કરી. સમગ્ર મહાભારત-યુદ્ધની ઘટનાઓના વ્યાપવાળું હોવા છતાં પોતે કલ્પેલા દ્રૌપદીના છૂટા કેશને બાંધવાના કેન્દ્રીય કથાનકવાળા આ નાટકના પ્રથમ અંકથી જ નાટકકારે ઘટનાઓ રજુ કરી છે. તૃતીય અંકમાં નાટકકારે જ કલ્પેલો કર્ણ અને અશ્વત્થામાનો કલહ યોજ્યો છે. આ અંકમાં નાટકનું કાર્ય સ્થગિત થયું હતું. પછીના ચતુર્થ અંકમાં કથાનક આગળ વધે એવી અપેક્ષા રખાય, પણ તે ફળીભૂત થતી નથી.

કથાનક : [અહીં પ્રશ્ન નં. ૭નો ઉત્તર 'કથાસાર' લખો અને પછી નીચેનું ઉમેરો.]

અવલોકન : કર્ણ સેનાપતિ, બન્યો તે પછીની યુદ્ધની કેટલીક ઘટનાઓ નાટ્યકારે આ અંકમાં વર્ણવી છે. દુર્યોધન મૂર્છા પામે છે અને સારથિ તેને વૃક્ષ નીચે લઈ જાય છે તે ઘટના અને ભીમે દુઃશાસનને હણીને તેના રુધિરનું પાન કર્યું એ વિગતો આપ્યા પછી માથે પાટો બાંધેલો સુંદરક પ્રવેશ કરે છે. તેના નિરૂપણમાં યુદ્ધની વિગતો અને કર્ણ ઉપર આવેલી આફતનું વર્ણન છે. તેની પાસેથી સંવાદ દ્વારા દુર્યોધનને યુદ્ધમાં શું થયું તેની વિગતે માહિતી મળે છે. આમાં યુદ્ધની બિભીષિકાના વર્ણનની સાથે આપણને અર્જુનના પરાક્રમ, કર્ણના પુત્ર વૃષસેનના મહાપરાક્રમ અને દુર્યોધન આફતમાં પડેલા કર્ણને સહાય કરવા જવા તૈયાર થાય છે તે જાણવા મળે છે. તે જ વખતે તેનાં માતા-પિતા યુદ્ધભૂમિ પર આવે છે.

સુન્દરક દ્વારા યુદ્ધકથાનું વર્ણન રોચક બનતું નથી. કુમાર વૃષસેનનાં પરાક્રમ, નિર્ભીકતા, યૌવનસહજ ઉત્સાહ વગેરે આકર્ષક છે. આને લીધે તેનું પાત્ર એકદમ ઉપસી આવે છે. છતાં સાવ ગૌણ પાત્રને અયોગ્ય મહત્ત્વ મળી ગયું છે. આને લીધે નાટકનાં કાર્ય અને ગતિ સ્થગિત થઈ જાય છે. દુર્યોધનનો રથ વૃક્ષની છાયામાં ઊભો છે. ત્યાં કથાનક પણ ઊભું રહે છે. કર્ણનું પરાક્રમ વર્ણવવાને બદલે તેના પરની આફતનું વર્ણન કરાયું છે. દુઃશાસનના વધથી ભીમની પ્રતિજ્ઞાનો એક ભાગ પૂરો થયો અને દુર્યોધન અંગેની પ્રતિજ્ઞાની સફળતા અંગે આશા બંધાઈ છે. આ સિવાય ભીમની પ્રતિજ્ઞા સાથે યુદ્ધની ઘટનાઓના વર્ણનને કોઈ જ સંબંધ નથી. સુંદરક વર્ણન કરે છે અને વચ્ચે અનેક વખત દુર્યોધન તતસ્તતઃ બોલે છે. તેનાથી પ્રદીર્ઘ નિરૂપણનો કંટાળો ઓછો થતો નથી. સુંદરકનું નિરૂપણ 'સુબંધુ કે બાણભટ્ટની રચનાઓમાંથી ફાડેલાં પાનાં જેવું જટિલ અને સમજવું કઠિન થઈ પડે' એવું લાગે છે.

અહીં દુર્યોધનનું પાત્ર ગૌરવવંતું લાગતું નથી. દુઃશાસન માટે તે જે સંબોધનો પ્રયોજે છે તે હાસ્યાસ્પદ બની રહે છે. દુર્યોધન અને દુઃશાસન બંને દુષ્ટ હોવાથી

પ્રેક્ષકોની સહાનુભૂતિ મેળવી શકતા નથી. ભીમે દુઃશાસનની છાતીમાંથી રુધિરપાન કર્યું કહીને ઉમેર્યું છે કે તે દુઃશાસનના રુધિરથી લગભગ સ્નાન કરેલો હોય તેવો અત્યંત ભયંકર લાગતો હતો. આમાં વીરત્વના ફળને દર્શાવવાનો નાટ્યકારનો ઈરાદો હોય તો પણ તે રોચક નથી લાગતું. ભીમ જ નાયક છે એ જોતાં આ પશુતાભરી ભયાનકતા તદ્દન અનુચિત જણાય છે.

આ અંકમાં કેટલાંક રોચક વર્ણનો અને વીરત્વને અનુરૂપ ગૌડી શૈલી પણ છે. છતાં આ અંકને સમગ્ર નાટકનો એક નબળો અંક માનવામાં કોઈ હરકત નથી.

**પ્ર. ૧૫. વેણીસંહારના પાંચમા અંકનું મૂલ્યાંકન કરો.**

**ઉત્તર :** વેણીસંહાર ભટ્ટનારાયણની એકમાત્ર કૃતિ છે. આ કૃતિના આધારે તેની કીર્તિ અમર થઈ ગઈ છે. ચોથા અંક સુધીમાં કૌરવ-પાંડવ યુદ્ધ ઘણું આગળ વધી ગયું છે. યુદ્ધમાં ભીષ્મ, દ્રોણ અને કર્ણ પડ્યા. કર્ણના વધથી દુર્યોધન વ્યથિત થઈ ગયો. પાંડવોના પક્ષે ભીમસેને દુઃશાસનનો વધ કરીને તેના રુધિરનું પાન કરી પોતાની તે પ્રતિજ્ઞા પૂરી કરી. ચોથા અંકના અંતે દુર્યોધનનાં માતા-પિતા રણભૂમિ ઉપર તેને મળવા આવ્યાં છે. પાંચમા અંકમાં તે પ્રસંગથી કથાનક આગળ વધે છે.

**કથાનક :** [અહીં કથાસાર માટે પ્રશ્ન નં. ૮નો ઉત્તર લખો, અને પછી ઉમેરો.]

**મૂલ્યાંકન :** આ અંકમાં મુખ્ય ઘટના કર્ણના મૃત્યુનો પ્રસંગ છે અને તેને કારણે જ દુર્યોધનનાં ભયભીત માતા-પિતા સંધિપ્રસ્તાવ સૂચવે છે. દુર્યોધન તેનો અસ્વીકાર કરે છે. અહીં વૃદ્ધ માતા-પિતાનો પુત્ર દુર્યોધન માટેનો પ્રેમ સુંદર રીતે રજુઆત પામ્યો છે. કર્ણ અને દુર્યોધનનો પ્રેમ પણ નાટ્યકારે સુંદર રીતે અભિવ્યક્ત કર્યો છે.

દુઃશાસનના રુધિરનું પાન કર્યા પછી અને કર્ણના વધ પછી અર્જુન અને ભીમ સ્વાભાવિક રીતે જ દુર્યોધનની શોધમાં આવે છે. અહીં ભીમ વડીલોને વંદન કરવાનું કહે છે તે તેની સંસ્કારિતા છે. પરંતુ તેઓ પોતાના નમન દરમિયાન વચનોમાં વેધક કટાક્ષ ભરે છે. દુર્યોધનના ઘમંડને જોતાં આ સ્વાભાવિક મનાય. એ સાથે યુધિષ્ઠિર યુદ્ધ બંધ કરવાનો આદેશ મોકલે છે તેને તે બે જણ માથે ચડાવે છે તે પણ તેમના વ્યકિતત્વ માટે યોગ્ય જણાય છે.

વેણીસંહારમાં અશ્વત્થામાનું પાત્ર સૌથી વધુ ઉપેક્ષા પામેલું છે. તે અપમાનિત દુઃખી અને સતત દ્વિધામાં રહે છે. કર્ણ હણાયો પછી, યુદ્ધમાં ભાગ લેવા તે દુર્યોધન પાસે જાય છે. પણ દુર્યોધન તેની ઉપેક્ષા કરે છે. ત્રીજા અંકમાં તેનો શસ્ત્રત્યાગ જોતાં સ્વમાની દુર્યોધન માટે તે સ્વાભાવિક લાગે છે.

આ અંકમાં નાટકની અંતિમ ઘટનાઓની ભૂમિકા બંધાય છે. વત્સલ ગાંધારી પુત્રને સાચી દિશામાં દોરવા મથે છે. ધૃતરાષ્ટ્ર તો હારેલા અને નિરાશ યોદ્ધાની માફક સંધિ-પ્રસ્તાવ રજૂ કરે છે પરંતુ આમાં પણ દુર્યોધન પ્રત્યે તેનો અંધ પ્રેમ

અને પક્ષપાત સ્પષ્ટ જોઈ શકાય છે.

ચોથા અંકમાં કથાનકની ગતિ લગભગ રોકાઈ ગઈ હતી. પણ પાંચમા અંકમાં કથાનક આગળ વધે છે. પાત્રાલેખન, વર્ણનકલા, પ્રસંગો, કથાનકની ગતિ વગેરેમાં નાટકકારે સફળતા દાખવી છે. ચોથા અંકની સરખામણીમાં આ પાંચમો અંક વધુ સારો છે. અહીં કેટલીક તર્કપુષ્ટ ન થાય તેવી વાતો પણ છે. ધૃતરાષ્ટ્ર અશ્વત્થામાને સંદેશો મોકલે છે તેમાં તે કહે છે કે દુર્યોધન અને અશ્વત્થામાએ એકીસાથે ગાંધારીના સ્તનનું દૂધ પીધું હતું, અને પોતે બાળક અશ્વત્થામાને પોતના ખોળામાં ખૂબ રમાડ્યો હતો. આ વાત કેવળ ખુશામત હોઈ શકે. તે કોઈ પણ રીતે તર્કસંગત લાગતી નથી. વળી, દુર્યોધન એમ કહે કે કર્ણ તેને તેના ભાઈઓ કરતાં પણ વિશેષ વહાલો હતો તે પણ સાચું લાગતું નથી. તેમાં ફક્ત લાગણીનો આવેશ જ છે.

ચોથા અંકની માફક અહીં પણ યુદ્ધની અને બીજી કેટલીક ઘટનાઓ નેપથ્યમાં બતાવી છે. નેપથ્યમાં ઘણી વાર કોલાહલ બતાવ્યો છે. વળી નેપથ્યમાંથી રંગભૂમિ પરનાં પાત્રોને આદેશો પણ આપવામાં આવેલા છે. આ પ્રયોગોનો બહોળો ઉપયોગ નાટકકારની નાટ્યકલાને હાનિકર્તા છે. રંગસૂચનોના ઉપયોગમાં વિવેક નહિ જાળવીને ભટ્ટનારાયણે આ અંકમાં પોતાની મર્યાદા પ્રગટ કરી છે.

**પ્ર. ૧૬. વેણીસંહારનું સમીક્ષાત્મક મૂલ્યાંકન કરો.**

**ઉત્તર :** કનોજના નિવાસી અને નિશાનારાયણનું ઉપનામ ધરાવનાર ભટ્ટનારાયણે વેણીસંહારમ્ નામનું છ અંકનું નાટક રચ્યું છે.

**કથાસાર :** નાટકના પ્રથમ અંકમાં ભીમ દુર્યોધનના લોહીથી ખરડાયેલા હાથ વડે દ્રૌપદીના ખુલ્લા કેશ બાંધવાની પ્રતિજ્ઞા કરે છે. કૃષ્ણનું સંધિકાર્ય નિષ્ફળ જાય છે તેથી તે રાજી થાય છે. યુદ્ધ આવી પડે છે. બીજા અંકમાં ભાનુમતીનું દુઃસ્વપ્ન અમંગળની આગાહી કરી જાય છે. પછી દુર્યોધન અને ભાનુમતી વચ્ચે પ્રેમચેષ્ટાનો પ્રસંગ આવે છે. તૃતીય અંકમાં દ્રોણના અવસાનની વાત આવે છે. આ જ અંકમાં અશ્વત્થામા અને કર્ણ વચ્ચે કલહ રજુ થયો છે. દુર્યોધને કર્ણને સેનાપતિ બનાવી દીધો છે અને કર્ણની ચડવણીથી અશ્વત્થામા વિશે મનમાં શંકાગ્રસ્ત બને છે. કર્ણ અશ્વત્થામાનો ઉપહાસ કરે છે. એટલામાં દુઃશાસન ભીમના ભુજપાશમાં સપડાય છે.

ચોથા અંકમાં આરંભે દુઃશાસનના મરણની અને કૌરવોની સ્થિતિની માહિતી મળે છે. ધૃતરાષ્ટ્ર અને ગાંધારી દુર્યોધનને સંધિ કરી લેવાની સલાહ આપે છે. દુર્યોધન તે સ્વીકારતો નથી. કર્ણ અસહાય બની જાય છે ને દુર્યોધન તેની મદદે જવા તૈયાર થાય છે. ભીમ અને અર્જુન ત્યાં આવે છે. પાંચમા અંકમાં ભીમ ધૃતરાષ્ટ્ર પ્રત્યે રોષભર્યાં વચનો બોલે છે. એ મુદ્દે તે દુર્યોધન સાથે બોલવામાં ઊતરી પડે છે અને લડવા તૈયાર થઈ જાય છે. અર્જુન તેને રોકે છે. યુધિષ્ઠિર તે

બન્નેને પાછા બોલાવી લે છે. પછી અશ્વત્થામા આવે છે, પણ દુર્યોધન તેને ઠંડો આવકાર આપે છે. તેથી અપમાનિત થઈને તે ચાલ્યો જાય છે.

છેલ્લા છઠ્ઠા અંકમાં ભીમ અને દુર્યોધનનું ગદાયુદ્ધ થાય છે. દરમિયાન દુર્યોધનનો મિત્ર રાક્ષસ ચાર્વાક મુનિનો વેશ ધારણ કરીને આવે છે અને ભીમ હણાયાના, ખરેખર તો ખોટા છે તેવા સમાચાર આપે છે. યુધિષ્ઠિર અને દ્રૌપદી પ્રાણ ત્યજવાની તૈયારી કરે છે. ત્યાં તો ભીમ આવી પહોંચે છે. તેના અવાજ અને દેખાવ પરથી તે દુર્યોધન છે એવું યુધિષ્ઠિર માની બેસે છે. દ્રૌપદી ત્યાંથી પલાયન કરી જાય છે. પણ ભીમ તેના કેશ પકડે છે. યુધિષ્ઠિર તેનો સામનો કરે છે ત્યારે તેમને પોતાની ભૂલ સમજાય છે. દ્રૌપદીના કેશ ગુંથાય છે. નકુલ ચાર્વાકને હણે છે. કૃષ્ણ આવે છે. અને નાટક સમાપ્ત થાય છે.

**સમીક્ષા અને મૂલ્યાંકન :**

**नवं नाटकम् :** વેણીસંહાર વીરરસપ્રધાન નાટક છે. તેને **नवं नाटकम्** કહેલું છે. તેમાં મહાભારતની મુખ્ય મુખ્ય યુદ્ધકથાને સમાવવાનો નાટકકારે પ્રયત્ન કર્યો છે. પણ તે નેપથ્યમાં જ રખેલ છે. અહીં ભીમની પ્રતિજ્ઞા મુખ્ય છે અને તેમાં કવિની મૌલિકતા છે. દુર્યોધન અને ભાનુમતીનો પ્રસંગ કવિકલ્પિત છે. નાટકનું અંતિમ દશ્ય પણ કવિનું સર્જન છે.

**અંકોનું અવલોકન :** નાટકના પ્રથમ અંકમાં ભીમને તેના સાચા સ્વરૂપમાં જોઈ શકાય છે. બીજા અંકમાં નિરૂપિત શૃંગાર રસ નાટકના મુખ્ય રસને અવરોધકર બને છે. ત્રીજા અંકમાં કાર્યની ગતિ સ્થિર થઈ જાય છે. આ અંકમાં દશ્ય યોજવાની મુશ્કેલી છે. અહીં પાત્રોની ગતિ દેખાતી નથી. ચોથા અંકમાં પાત્રો છ વખત આવે છે ને છ વખત જાય છે. અહીં પાત્રોની ગતિ ઝડપી છે. પાંચમા અંકમાં પણ તેમજ છે. છઠ્ઠા અંકમાં ચાર્વાકનો પ્રસંગ અને યુધિષ્ઠિરનો નિશ્ચય બહુ અને બિનજરૂરી જગા રોકે છે. પણ કરુણાન્તની શક્યતાવાળા નાટકને નાટ્યકારે સહેતુક ઉગારી લીધું છે અને લોકમાન્યતાનો આદર કર્યો છે.

**નાટ્યશાસ્ત્રના નિયમોનું પાલન :** આ નાટકમાં નાટ્યશાસ્ત્રના નિયમોનું ચુસ્ત પાલન કરાયું છે. બીજા અંકની રચના વિલાસ નામનું સંધ્યંગ દર્શાવવા માટે કરીને વિવેચકોની ટીકા વહોરી લીધી છે. અહીં શૃંગાર, બીભત્સ, વીર અને કરુણ રસોને સ્થાન મળ્યું છે. તેમાં મુખ્યતયા વીરરસ છે અને કરુણ સર્વત્ર છે. વીરરસ કરુણને પ્રદીપ્ત કરે છે. સંધ્યંગનાં ઉદાહરણો માટે આ નાટકમાંથી ઉદાહરણો છૂટથી લેવામાં આવ્યાં છે. એ રીતે આ નાટક નમૂનારૂપ છે.

**અનેકવિધ પાત્રો :** વેણીસંહારમાં ભીમ, દુર્યોધન, કર્ણ, અશ્વત્થામા, દ્રૌપદી, ભાનુમતી વગેરે જેવાં અનેક પાત્રો છે. આમાં ભીમ કથાનાયક છે પણ પ્રતિનાયક

દુર્યોધનને વધુ પડતું મહત્ત્વ મળ્યું છે. કેટલાક યુધિષ્ઠિર કે દુર્યોધનને નાયક હોવાનું માને છે. પણ તે યોગ્ય નથી. ભટ્ટનારાયણ પાત્રોની ભિન્નતા બતાવી શક્યો નથી. મહાભારતના ગૌણ પાત્રને નાટકકારે મહત્ત્વ બક્ષ્યું છે. 'દુર્યોધનના ચિત્રણમાં મનોવૈજ્ઞાનિક તત્ત્વ આવ્યું છે. દુર્યોધનનું પાત્રાલેખન અહીં ઉત્તમ રીતે થયું છે. ભીમ વગેરે પાત્રો વધુ ભયાનક અને જંગલી લાગે છે.

**ઘટનાપ્રધાન નાટક :** પ્રેક્ષકોને આરંભથી અંત સુધી આ નાટક જકડી રાખે છે એ પણ નોંધપાત્ર બાબત છે. નાટકકાર રોમાંચકતા, ભયાનકતા તથા નાટ્યાત્મકતાને લીધે આ સફળતા મેળવી શક્યો છે. અહીં વાસ્તવવાદી નિરૂપણ છે. આ બધાને લીધે બીજાં નાટકો કરતાં આ નાટક અલગ પડે છે. વેણીસંહાર ઘટનાપ્રધાન નાટક છે. પરંતુ કાવ્યનો અતિરેક અને વર્ણનોની વિપુલતા રસાનુભૂતિમાં અવરોધક બને છે.

**દોષો :** આ નાટક ભીષણ ભયાનકતા અને રોમાંચવાળું છે. તો ય તેની કેટલીક મર્યાદાઓ પણ છે. આ નાટકમાં કોઈપણ એક રસ સ્પષ્ટ તરી આવતો નથી. ભીમની પ્રતિજ્ઞા માટે દ્રૌપદી પ્રત્યેનો પ્રેમ ચાલક બળ હતો. પરંતુ નાટકમાં આ પ્રેમનો ખ્યાલ આવે એવો એકેય પ્રસંગ નથી. દ્રૌપદી નાયિકા છે, પણ તે માત્ર પહેલા અને છેલ્લા અંકમાં જ દેખાય છે. ભીમના પક્ષે વૈરનો બદલો જ મુખ્ય બની રહે છે. અહીં પાત્રોના ભયાનક વર્તનથી નાટકમાં જુગુપ્સા આવે છે. અને તેને લીધે શિષ્ટતાનો ભંગ થાય છે. પાત્રો જંગાલિયતભર્યાં છે અને આપણું દિલ જીતી શકતાં નથી. આ નાટક સંસ્કાર કે સંસ્કારિતાની કોઈ છાપ પાડતું નથી.

**ઉપસંહાર :** ઉપર જણાવેલા ઘણા બધા દોષો હોવા છતાં પરંપરાએ વેણીસંહારને બિરદાવ્યું છે. અહીં ચિત્રાત્મકતા છે. સમગ્રતયા પ્રભાવ પાડે તેવી રચના ભટ્ટનારાયણે ભલે કરી નથી પરંતુ આપણને જકડી રાખે તેવા પ્રભાવકારી પ્રસંગો જરૂર તેણે રચ્યા છે. પ્રેક્ષકોને પ્રસંગોમાં પકડી રાખવાની તેની ક્ષમતા પ્રશંસનીય છે. પરંતુ આટલાથી જ તે ઊંચી કોટિનો નાટ્યકાર બની શકતો નથી. તો પણ પરંપરાને તોડીને નવતર રચનાવાળી કૃતિએ તેને અમર બનાવી દીધો છે.

**પ્ર. ૧૭. ભટ્ટનારાયણની નાટ્યકલાના ગુણદોષની ચર્ચા કરો.**

**અથવા**

**'વેણીસંવાર નાટક ભજવવા લાયક ન હોવા છતાં ચિરંજીવ થઈ ગયું છે.' - ચર્ચો.**

**અથવા**

**'ભટ્ટનારાયણ મહાન કક્ષાનો નાટ્યકાર નથી'. આ વિધાન સાથે તમે સંમત છો ? યોગ્ય દલીલો દ્વારા ઉત્તર આપો.**

**ઉત્તર :** નાટ્યકાર તરીકે ભટ્ટનારાયણને માટે આદરભર્યો અભિપ્રાય આપી

શકાતો નથી. તેમાં છતાં તે કુશળ નાટ્યકાર તો છે જ. વેણીસંહારમાં તેણે નાટ્યશાસ્ત્રની ઘણી ટેકનીકોનો ઉપયોગ કર્યો છે.

**વસ્તુની પસંદગી :** વેણીસંહાર નાટકનો આધાર મહાભારત છે. મૂળ કથાનકને નાટકકારે પોતાની રીતે આકાર આપ્યો છે. દુર્યોધનની સાથળો ભાંગી તેના લોહીથી ખરડાયેલા હાથ વડે દ્રૌપદીના ખુલ્લા કેશ બાંધવાની પ્રતિજ્ઞા ભીમ કરે છે. ત્યાંથી શરૂ થઈને દુર્યોધનના અવસાનથી તે પૂરી થાય છે ત્યાં સુધીના સમય ગાળામાં કથાનક ચાલે છે. વિવિધ પ્રસંગો દ્વારા યુદ્ધનું વાતાવરણ અને તંગદિલી નાટકકાર ઊભાં કરી શકેલ છે. નાટકકારનું ભાષાપ્રભુત્વ અને જોશીલી કલમ અહીં ઘણાં ઉપયોગી બન્યાં છે. મૂળ કથાને નાટ્યક્ષમ બનાવાઈ હોવા છતાં પ્રસંગો સુગ્રથિત નથી. બીજા અંકની શૃંગારિકતા અને ત્રીજા અંકમાં અશ્વત્થામાનું દશ્ય મહત્વનાં છે. ત્રીજા અંકનું સાહિત્યિક મૂલ્ય વધુ છે. અંક ૨, ૩ અને ૪માં નાટ્યકારની નાટ્યસૂઝનો અભાવ જણાય છે.

**ગૌડીશૈલી :** ભટ્ટનારાયણે આ નાટક ઓજસ્વિની ગૌડી શૈલીમાં રચ્યું છે. વીર રસના નિરૂપણ માટે આ શૈલી ઉપકારક છે. તેને લીધે નાટકમાં આવેગ અને જુસ્સો આવે છે. વીરરસના વર્ણનમાં લેખકની ભાષા અસરકારક છે, ભલે તે સુઘડ કે સંસ્કારી ન હોય. ગૌડી શૈલીમાં ય પ્રોત્સાહકતા લાવવાની તેની ક્ષમતા પ્રશસ્ય છે. અશ્વત્થામાએ બોલેલો यो यः शस्त्रं बिभर्ति, स्वभुजगुरुमदः... શ્લોકમાં વીરરસનો અનુભવ કરાય છે. છતાં તેમાં પ્રોત્સાહિકતા છે. કાકુનો ઉપયોગ કરીને તે ધારી અસર નીપજાવી શકે છે. ભીમના ક્રોધના ઉદ્‌ગારવાળો શ્લોક मथ्नामि कौरवशतं..... આનું ઉદાહરણ છે. વળી કૃપાચાર્યના મુખમાં મુકાયેલો धिक् सानुजं कुरुपतिं..... શ્લોક ઘણો જ સરળ છે. આ બધું હોવા છતાં ભટ્ટનારાયણની શૈલી કૃત્રિમ અને શ્રમસાધ્ય લાગે છે.

**વર્ણનકલા :** નાટક એક સાહિત્યિક સ્વરૂપ જ છે. તેથી તેમાં ફક્ત કથાનકની ગતિને આગળ વધારનાર સંવાદો જ નથી હોતા પણ આસ્વાદ્ય કાવ્યતત્ત્વનેય સ્થાન મળે છે. વર્ણનો તેનો એક ભાગ છે. ભટ્ટનારાયણે રોચક વર્ણનો વેણીસંહારમાં ગૂંથેલાં છે. પ્રથમ અંકમાં પ્રાતઃકાળના સમયે ભમરાઓ, ખીલેલી કમળવેલના મધ્યભાગની પથારી છોડી રહ્યા છે એવું વર્ણન કરતો સુંદર શ્લોક છે. ભીમના મુખમાં, કૃષ્ણ બ્રહ્મસ્વરૂપ છે, એ ભાવાર્થનો શ્લોક શોભી રહ્યો છે. રણમેદાનની અસરો બતાવતું વર્ણન ધૃતરાષ્ટ્ર દ્વારા ચિત્રાત્મક રીતે કરવામાં આવેલું છે. યુદ્ધના વર્ણનમાં પણ કવિ જુસ્સા ભરી રીતે ખીલે છે.

વીરરસથી ભરેલા અને ભીષણતાથી ભભકતા આ નાટકમાં પ્રકૃતિવર્ણનને ખાસ અવકાશ ન હોય છતાં વડનું વર્ણન, વાવાઝોડાનું વર્ણન ને ભીમે ડહોળી નાખેલા

સરોવરનું વર્ણન સુંદર છે. જો કે આમાં રૂઢિનો સ્પર્શ જોવા મળે છે.

**પાત્રાલેખન :** પાત્રાલેખનની બાબતમાં ભટ્ટનારાયણની શક્તિની કસોટી થઈ છે. પણ કાવ્યમાં તેના વિવેક અને પ્રમાણભાનના અભાવનો દોષ દેખાય છે. ભીમ નાયક છે. પણ નાટ્યકારે પોતાની શક્તિ દુર્યોધનના પાત્ર ઉપર પ્રયોજી છે. આથી જ નાયકની મનોદશાની સમસ્યા ઊભી થઈ છે. ભીમ ભયંકર ઉગ્ર અવસ્થામાં છે છતાં ખેલદીલીવાળી છે. કર્ણ લુચ્ચો અને કપટી છે. દ્રૌપદી નાયિકા હોવા છતાં તેના પાત્રની જરૂરી માવજત થઈ નથી. તેના કરતાં તો માત્ર બીજા અંકમાં આવતી પ્રતિનાયિકા ભાનુમતી વધુ સારી રીતે જણાય છે.

આ નાટકમાં માનવપાત્રો છે અને રાક્ષસપાત્રો પણ છે. કુલ ૩૨ પાત્રોની માવજતમાં ભટ્ટનારાયણ કાચા પડ્યા છે. કોઈપણ એક પાત્રના ચિત્રણમાં તેને સફળતા મળી છે તેમ કહી ન શકાય. ભીમપ્રધાન નાટકમાં અર્જુન આવવા ખાતર આવે છે અને ધૃતરાષ્ટ્ર માત્ર રોદણાં રડે છે. પણ કુટિલતા પ્રયોજવાનો સફળ અવકાશ તેને મળતો નથી. ચાર્વાકના આગમનનો પ્રસંગ પ્રેક્ષકોને માટે ઘોર શોકવાળો બની ગયો હોત. પણ મુનિવેશધારી તેની ઓળખ પહેલેથી આપી દઈને નાટ્યકારે કુતૂહલના મહાન તત્ત્વને હણી નાખ્યું છે. તેથી પ્રેક્ષકોને તેના છળકપટમાં જરૂરી સાધારણીકરણ થતું નથી.

**મર્યાદાઓ :** વેણીસંહાર નાટક જેમ વખણાયું છે તેમ તેના દોષોની નોંધ પણ લેવાઈ છે. ભટ્ટનારાયણે યોજેલા પ્રસંગો સ્વતંત્ર પ્રસંગ તરીકે આસ્વાદ્ય બને છે, પણ તે સુઘડ અને સુસંબદ્ધ નથી. તેનામાં પ્રમાણભાવનો અભાવ છે. તે નિરૂપણમાં સરી જાય છે અને નાટ્યતવ્યને હાનિ પહોંચાડે છે. પાત્રાલેખનમાં ઓછા મહત્ત્વનાં પાત્રો પર અનાવશ્યક ભાર મૂકીને તેણે મુખ્ય પાત્રને અન્યાય કર્યો છે. નાટકનું ભરતવાક્ય નાયક ભીમને બદલે યુધિષ્ઠિરના મુખમાં મૂક્યું છે. ભટ્ટનારાયણને અનાવશ્યક વર્ણનો અને અનાવશ્યક વિસ્તાર કરવાનો શોખ લાગે છે. પાત્ર મુજબ તેની ભાષામાં પરિવર્તન આવતું નથી. તેનો રાજા દુર્યોધન, સુંદરક અને ચાર્વાક સરખી ભાષા બોલે છે. સુંદરકે વૃષસેનના વધનું કરેલું વર્ણન તો પ્રેક્ષકની ધીરજને ચલિત થઈ જવાની ફરજ પાડે તેવું છે. આ નાટકમાં 'નેપથ્ય' રંગસૂચનાનો ૨૨ વખત ઉપયોગ થાય છે. તેમાંની કેટલીક તો લાંબી શ્લોકપંક્તિઓ પણ છે. આ ખરેખર દોષ જ છે.

**ઉપસંહાર :** ભટ્ટનારાયણની કૃતિમાં દોષો તો ઊડીને આંખે વળગે તેવા છે. છતાં પરંપરાએ વેણીસંહારનો ખૂબ જ આદર કર્યો છે. કાલીદાસ અને ભવભૂતિ સામે તે જરૂર ઝાંખો લાગે. પણ કરુણના ચિત્રણ માટે ભવભૂતિ સાથે તેની તુલના

કરવામાં આવે છે. અહીં ભીમના રોષને યુધિષ્ઠિરના શમના વિરોધમાં ઉપસાવ્યો છે. ભીમ દ્રૌપદીની પ્રત્યે બેધ્યાન છે તે પરિસ્થિતિ નાટ્યોચિત છે. શસ્ત્રાગાર તરફ જવાને બદલે ભીમ દ્રૌપદીના પરિસર તરફ જાય છે, એ તદ્દન માનસશાસ્ત્રીય છે. બીજા અંકમાં દ્વિકેન્દ્રી દશ્ય છે. પ્રથમ અંકનો રૌદ્ર રસ અનુભવીને પ્રેક્ષક બીજા અંકમાં શૃંગારને આસ્વાદે છે. પછી બીભત્સ, કરુણ અને વીર રસની ધારા સમાન્તર રીતે ચાલે છે. કર્ણ-અશ્વત્થામાના સંવાદમાં નાટ્યતત્ત્વ છે. ચોથા અંકમાં સૂતની એકોક્તિ દ્વારા યુદ્ધ પછીની રણભૂમિની વેદના પ્રગટ થઈ છે. પણ સુંદરકના, દીર્ઘ અને ભારેખમ વૃત્તાન્તને લીધે નાટ્યતત્ત્વ જોખમાયું છે. પાંચમા અને છઠ્ઠા અંકમાં બાહ્ય ગતિ નથી.

નાટ્યશાસ્ત્રના ગ્રંથોના રચયિતાઓએ ઉદાહરણો માટે વેણીસંહારનો મન મૂકીને ઉપયોગ કર્યો છે. ભટ્ટનારાયણે નાટ્યશાસ્ત્રના નિયમોનું લગભગ દાસત્વ સ્વીકાર્યું છે, અને પરંપરાએ તે કવિને સાદર સ્વીકારીને નિયમોના દાસતત્વને માન્યતા આપી છે. ભટ્ટનારાયણ મહાન કક્ષાનો નાટ્યકાર નથી છતાં તેણે નવી જ ભાતનું વીર રસથી ધબકતું નાટક આપ્યું છે. પુરોગામીઓથી ફંટાઈને વીરરસની યોજના, કૃષ્ણ તથા અર્જુનનાં પાત્રો, અને દ્રૌપદી માટે બહુજનસમાજની લાગણીને લીધે વેણીસંહાર ભજવવા લાયક ન હોવા છતાં ચિરંજીવ નાટક બની ગયું છે.

**પ્ર. ૧૮. વેણીસંહાર નાટકનું રસદર્શન કરો.**

**અથવા**

**વેણીસંહારનું સાહિત્યિક અને નાટ્ય દૃષ્ટિએ મૂલ્યાંકન કરો.**

**ઉત્તર :** વેણીસંહાર ભટ્ટનારાયણે રચેલું ૬ અંકનું વીરરસપ્રધાન નાટક છે. તેનું વિવિધલક્ષી મૂલ્યાંકન ઘણું રોચક છે.

**અંકયોજના :** વેણીસંહારમાં છ અંકો છે, પરંતુ આ અંકો વિસ્તારની દૃષ્ટિએ ક્રમશઃ નાના થતા જાય તેવું નથી. પહેલા ત્રણ અંકો ઉત્તરોત્તર મોટા છે. એનાથી ચોથો-પાંચમો ક્રમશઃ નાના છે. છેલ્લો અંક પાંચમા અંકથી મોટો છે.

ભટ્ટનારાયણના પુરોગામી નાટ્યકારોમાંથી શૂદ્રક, હર્ષવર્ધન અને ભવભૂતિ પોતાની નાટ્યરચનાઓના અંકોને નામ આપે છે. ભટ્ટનારાયણે પોતાના નાટક વેણીસંહારમાં અંકોને નામ આપ્યાં નથી. આ બાબતમાં તે ભાસ અને કાલિદાસને અનુસર્યો છે.

**કથાવસ્તુ :** ભાસ પછી ભટ્ટનારાયણ જ સર્વપ્રથમ એવો નાટ્યકાર છે, જેણે મહાભારતની યુદ્ધકથાને પોતાનો વિષય બનાવ્યો છે. તેમાં પણ સમગ્ર યુદ્ધકથા

સાદ્યંત આવરી લેવાનું આ નાટકમાં જ જોવા મળે છે. આ રીતે વેણીસંહાર ख्यातवृत्त છે. પોતાની પ્રતિભાના યોગે તેણે મૂળકથામાં ફેરફાર કર્યા છે, અથવા ઉમેરા કર્યા છે. જેમ કે મૂળકથામાં કૌરવ છાવણીમાં કૃષ્ણ પોતાનો પ્રભાવ જમાવવા વિશ્વરૂપ ધારણ કરે છે, જ્યારે નાટકમાં દુર્યોધનના કેદ કરવાના પ્રયાસના પરિણામે વિશ્વરૂપ ધારણ કરે છે. મૂળકથામાં દ્રૌપદીના કેશસંયમનનો પ્રસંગ જ નથી; નાટકમાં લેખક આ પ્રસંગ ઉમેરેલો છે.

નાટકનું વસ્તુ પાંચ નાટ્યસંધિવાળું છે. નાટકના પહેલા અંકમાં मुख सन्धि છે, બીજામાં प्रतिमुख છે. ત્રીજા, ચોથા અને પાંચમામાં गर्भ છે. છઠ્ઠાના પૂર્વાર્ધમાં विमर्श અને ઉત્તરાર્ધમાં निर्वहण છે. વસ્તુનું નિબંધન गोपुच्छसमाग्र છે.

નાટકનું શીર્ષક ભલે 'વેણીસંહાર' હોય, નાટકમાં મહત્ત્વની ઘટના ભલે કેશસંયમનની હોય, પરંતુ આ રીતે થતી ભીમની પ્રતિજ્ઞાપૂર્તિને કથાવસ્તુનું અંતિમ ફળ માની શકાય તેમ નથી. અંતિમ ફળ યુધિષ્ઠિરનો વિજય છે એમ માનવામાં આવે તો જ ઘટનાઓ વચ્ચે કંઈક સમન્વય જોઈ શકાય તેમ છે. અહીં અનાવશ્યક અને મુખ્ય કથા સાથે સુસંકલિત ન હોય એવા પ્રસંગો છે. નાટકમાં એકંદર કાર્યની અન્વિતિનો અભાવ છે.

યુદ્ધપ્રદર્શન નાટકમાં નિષિદ્ધ હોવાથી લેખકે સંવાદનો આશ્રય લીધો છે. પણ એનાથી નાટકની ગતિમાં અવરોધ પેદા થાય છે. રાક્ષસ-રાક્ષસીનો સંવાદ જુગુપ્સાપ્રેરક છે, સુંદરકનો વૃત્તાન્ત દીર્ઘસૂત્રી અને કંટાળાજનક છે.

**સૂચનકલા :** સૂચનકલા સાચા નાટ્યકારનું મહત્ત્વનું લક્ષણ છે. ભટ્ટનારાયણ પ્રારંભથી જ નાટકના અંતનું કલાત્મક સૂચન આપતો રહે છે. પ્રસ્તાવનામાં જ શરદ્ઋતુના ગીત નિમિત્તે હંસ માટે धार्तराष्ट्र શબ્દ પ્રયોજીને કૌરવોના ભૂમિશયનનું સૂચન અગાઉથી આપી દીધું છે. વિધાત્રી જાણે કે જિહ્વાગ્રે બેસી જઈને આગામી ઘટનાને વ્યંજિત કરી દે છે. બીજા અંકમાં રાજા દુર્યોધન કંચુકી વિનયંધરને ભૂલથી અવળું કહી બેસે છે. ભાનુમતીનું દુઃસ્વપ્નવર્ણન દુર્યોધન સાંભળી રહ્યો છે. તેમાં નોળિયો સો સાપને મારી નાખે છે, તે વિગતમાં ભવિષ્યમાં બનનારી ઘટનાનું સૂચન છે. રામજી ઉપાધ્યાય નાટ્યકારની આ કુશળતાની પ્રશંસા કરે છે. તેમાં ભાનુમતી-દુર્યોધનના પ્રસંગમાં भग्नं देव અત્યંત કલાત્મક સૂચન છે. પરંતુ આ કલા બધે જોવા મળતી નથી. ઘણીવાર નાટકકાર કથાના પ્રાણતત્ત્વ કુતૂહલને જાળવતો નથી.

**પાત્રાલેખન :** વેણીસંહારમાં કુલ ૩૨ પાત્રો છે. આમાંથી ૨૧ પુરુષપાત્રો છે, ૧૧ સ્ત્રીપાત્રો છે. નાટકમાં સૂચિત પાત્રો વધુ છે. આમાંથી ૨૯ માનવપાત્રો છે

અને ૩ રાક્ષસપાત્ર છે. બધામાંથી ચાર પાત્રો મુખ્ય છે : ભીમ, દ્રૌપદી, યુધિષ્ઠિર અને દુર્યોધન. ગૌણ પાત્રોમાં અશ્વત્થામા, ભાનુમતી, કર્ણ અને ધૃતરાષ્ટ્ર વધુ મહત્ત્વનાં છે. ચાર્વાક, ગાંધારી, કૃષ્ણ અને અર્જુન ઓછા મહત્ત્વનાં છે. આ પાત્રોમાં યુધિષ્ઠિર કે ભીમ નાયક છે, દ્રૌપદી નાયિકા છે, દુર્યોધન પ્રતિનાયક છે અને ભાનુમતી પ્રતિનાયિકા છે.

જી. વી. દેવસ્થલી લખે છે કે તેણે મુખ્ય પાત્રોનું સંતોષકારક આલેખન કર્યું નથી. યુધિષ્ઠિરનો નાયકને અનુરૂપ વિકાસ નથી. જ્યારે ભીમ નાયક નથી, પણ પાંડવોના વિજયમાં તેનો 'સિંહફાળો' છે. દ્રૌપદી નાયિકા છે, પણ એને અનુરૂપ એનો વિકાસ નથી. દ્રૌપદી કરતાં વધુ જગ્યા ભાનુમતી રોકે છે, પણ તે પ્રતિનાયિકા છે. આમ હોવા છતાં નાટ્યકારે પ્રત્યેક પાત્રના વિશેષ ગુણ નિરૂપ્યા છે અને તે પ્રશંસાપાત્ર છે.

પાત્રોનાં દ્વન્દ્વ મૂકીને એકબીજાની વિશેષતા આપોઆપ સ્પષ્ટ કરી આપવાની કવિની વિશેષતા અહીં જોવા મળે છે. આવાં પાત્રયુગલ ભીમ-દુર્યોધન, દ્રૌપદી-ભાનુમતી, કર્ણ-અશ્વત્થામા વગેરે છે.

**રસનિરૂપણ :** વેણીસંહાર નાટકમાં મુખ્ય રસ વીર છે. તે યુદ્ધની ઘટનાઓને નિમિત્તે પ્રગટ થયો છે. અન્ય રસો ગૌણ સ્થાને છે. પ્રથમ અંકમાં વીરરસ છે. બીજા અંકમાં શૃંગાર છે. કથાનકમાં શૃંગારરસ બિનજરૂરી હોવા છતાં ઊભો કર્યો છે. ત્રીજા અંકના પ્રવેશકમાં બીભત્સ રસ છે અને મુખ્ય દૃશ્યમાં વીર અને કરુણનું સામંજસ્ય છે. ચોથા અંકમાં પણ આમ જ છે. પાંચમામાં કરુણનું પ્રાધાન્ય છે. છેલ્લા અંકમાં ય કરુણનું મુખ્યત્વ છે પણ યુધિષ્ઠિરના પ્રતિકારના પ્રયત્નમાં વીર છે. અહીં વીર અને કરુણ સાથે સાથે નિરૂપાયેલા છે.

**વિદેશી દૃષ્ટિકોણ** મુજબ વેણીસંહારમાં મુખ્ય રસ કરુણ છે. તેમાં દુર્યોધન મહાન છે અને નાયક છે. તે પ્રેક્ષકોની સંવેદના જીતી લે છે. નાટકમાં આ મહાન પાત્ર દુઃખદ પરિસ્થિતિમાંથી પસાર થઈને મૃત્યુ પામે છે. આથી આ રીતે 'વેણીસંહાર' ટ્રેજેડી છે. પણ આ અભિપ્રાય સાચો નથી. નાટકમાં કરુણની તુલનામાં વીરની મુખ્યતા છે.

**શૈલી :** નાટ્યક્ષેત્રે ગૌડી શૈલી સાથે ભટ્ટનારાયણનું નામ પરંપરાથી સંકળાયેલું છે. અહીં કથાવિષય યુદ્ધ છે અને યુદ્ધના નિરૂપણમાં ગૌડીનો વિનિયોગ એકદમ ઉચિત છે. નાટ્યકાર ગદ્યમાં તેનો પ્રયોગ કરે છે. નાટ્યકાર વિષેની પ્રસિદ્ધ થયેલી સંસ્કૃત ઉક્તિ યોગ્ય લાગે છે કે ઓજસને સૂચવતા અને યુદ્ધના ઉત્સાહને પ્રકાશિત કરતા શબ્દોથી ભટ્ટનારાયણે ગૌડી (બંગાળની કન્યા, ગૌડી શૈલી)નું ઉજ્જૃંભણ કર્યું છે !

વૈદર્ભી શૈલી પણ એણે પ્રયોજી જાણી છે. પ્રસંગને અનુરૂપ વૈદર્ભીના વિનિયોગથી અસરકારકતા વધી છે. **धिक् सानुजं कुलपतिं धिगजातशत्रुं०** શ્લોક અહીં

યાદ કરી શકાય. પરંતુ પ્રસંગોચિત શૈલી યોજવાનું ધોરણ જળવાયું નથી.

દશ્યકાવ્યને સંબંધ છે ત્યાં સુધી ગૌડી શૈલીનો અતિરેક ન થઈ જાય તે જરૂરી છે. ભટ્ટનારાયણમાં અતિરેક વિશેષ પ્રમાણમાં થયેલો જોવા મળે છે. આનાથી કથાવેગ ખંડિત થઈ જાય છે અને નાટ્યતત્ત્વને નુકસાન પહોંચે છે.

**સંવાદ :** નાટકનો વિષય યુદ્ધ છે. ભટ્ટનારાયણે યુદ્ધને પ્રદર્શનનિષિદ્ધ માન્યું. એને પરિણામે સંવાદો દીર્ઘસૂત્રી અને કંટાળાજનક બની રહ્યા છે. સુંદરકનું વૃત્તાન્તકથન આનો પુરાવો છે. સુંદરકની ઉક્તિની એકવિધતા ટાળવાના લેખકના પ્રયાસો કૃત્રિમ અને બિનનાટ્યક્ષમ બની ગયા છે. એનો અર્થ એવો નથી કે નાટ્યકાર પાસે સંવાદકલા નથી. અંક ૩ અને ૬ના સંવાદો ધારદાર અને મર્મસ્પર્શી છે. કર્ણ-અશ્વત્થામાનો સંવાદ તો સંસ્કૃત નાટ્યસાહિત્યમાં વિલક્ષણ છે.

બીજા અંકનું રથપતાકાભંગનું નિરૂપણ કરતો સંવાદ લેખકની સંવાદકલાનો ઉત્તમ પુરાવો છે. સંવાદોમાં કેટલીકવાર એકદમ સ્વાભાવિકતા છે. ભટ્ટનારાયણ પાત્રને અનુરૂપ સંવાદો પણ પ્રયોજી શકે છે.

**વર્ણનકલા :** વર્ણન પ્રકૃતિનું હોય, માનવભાવોનું હોય કે યુદ્ધનું હોય-ભટ્ટનારાયણને તેમાં સફળતા મળી છે. તે પ્રસંગોચિત વિષય ઉપર પોતાની કલમ ચલાવે છે. પ્રકૃતિ પ્રત્યે તેને વિશેષ મોહ નથી; તેમ છતાં તેણે કેટલાંક કોમળ અને પ્રચંડ પ્રકૃતિચિત્રો આપ્યાં છે. ત્યાં પણ તેનો રીતિવિવેક તેની પ્રતિષ્ઠા વધારે છે. સૌમ્ય સ્વરૂપના આલેખનમાં તે વૈદર્ભીનો વિનિયોગ કરે છે અને રૌદ્રમાં ગૌડીનો.

**કાવ્યતત્ત્વ :** વેણીસંહારમાં કાવ્યતત્ત્વ વિશે ભોલાશંકર વ્યાસ લખે છે કે વેણીસંહારમાં દશ્યકાવ્ય અને શ્રવ્યકાવ્યનું સંમિશ્રણ થયેલું છે અને આ રીતનું તે પહેલું નાટક છે. પરંતુ તે દશ્યકાવ્ય કરતાં શ્રવ્યકાવ્યની કસોટીમાંથી પાર ઊતરીને સુંદર કાવ્ય બની રહે છે. અર્ધકાવ્યાત્મક-અર્ધનાટ્યાત્મક સ્વરૂપનું આ નાટક વિશિષ્ટ ઉદાહરણ છે. આમાં કવિતાના કેટલાક ઉત્તમ અંશો છે. નાટ્યકાર પાસે કલ્પનાની સમૃદ્ધિ છે અને વર્ણનોની તાદશતા છે. જો કે કાવ્યતત્ત્વમાં કોઈકવાર આલંકારિકતાનો અતિરેક અવરોધક બને છે.

નાટકમાં આવતાં પદ્યો માનવભાવોનું આલેખન કરે છે કે કોઈ વર્ણનચિત્ર આપે છે કે કથાવસ્તુને આગળ વધારવામાં સહાય કરે છે. શ્લોકને ભિન્ન પાત્રોના મુખમાં વિભાજિત કરીને મૂકવાથી એની અસરકારતા વધી જાય છે. ભાસ અને ભવભૂતિનું આ લક્ષણ ભટ્ટનારાયણમાં પણ જોવા મળે છે.

**છંદ અને અલંકાર :** ભટ્ટનારાયણે પ્રયોજેલા વિવિધ છંદો અને અલંકારો ઉપરથી તેની કવિત્વ શક્તિનું સહેજે માપન થઈ શકે છે. નાટકના છંદ-અલંકાર સર્જકની કવિતાકલાના પરિચાયકો છે.

સમગ્ર નાટકમાં ૧૮ છંદ પ્રયોજવામાં આવ્યા છે. આમાંથી અનુષ્ટુપનો પ્રયોગ સૌથી વધુ છે. સૌથી ઓછો વિનિયોગ ઔપચ્છન્દસિક, ઉપજાતિ, દ્રુતવિલંબિત અને વિયોગિની છંદનો છે. દીર્ઘ છંદોમાં સ્રગ્ધરા અને શાર્દૂલવિક્રીડિત છે. ભટ્ટનારાયણની પ્રશંસાપાત્ર છંદયોજના પરિસ્થિતિને અનુરૂપ હોય છે.

ભટ્ટનારાયણ શબ્દ અને અર્થ-બંનેના અલંકારોના વિનિયોગથી શૈલીને સુશોભિત કરે છે. વક્તાના કથનમાંથી શ્લેષરચનાને કારણે શ્રોતા, વક્તાને અનભિપ્રેત અર્થ ઉપજાવે અને એ રીતે ચમત્કૃતિ સધાય છે. स्वस्था भवन्तु कुरुराजसुताः सभृत्याः । સૂત્રધારની આ ઉક્તિમાંથી ભીમ સ્વસ્થ શબ્દમાંથી શ્લેષને કારણે અન્ય અર્થ ઉપજાવે છે. શબ્દાનુપ્રાસ સાથેની ઉત્પેક્ષા આ શ્લોકમાં સરસ છે-

शल्येन यथा शल्येन मूर्छितः प्रविशता जनौघोऽयम् ।

शून्यं कर्णस्य रथं मनोरथमिवाधिरूढेन ॥

અનુપ્રાસની સંગીતમય પ્રવાહિતા ઓજસ્ ગુણને પ્રગટ કરે છે. ભટ્ટનારાયણના કેટલાય અર્થાલંકારો કાલિદાસનું સ્મરણ કરાવી જાય તેવા છે.

**નાટ્યક્ષમતા :** કેટલાકને લાગે છે કે ભટ્ટનારાયણ કુશળ નાટ્યકાર છે. તેણે પોતાના નાટકમાં નાટ્યશાસ્ત્રની કેટલીય યુક્તિઓનો પરિચય કરાવ્યો છે. પહેલા અંકમાં ભીમના રોષને યુધિષ્ઠિરના શમના વિરોધમાં ઉપસાવ્યો છે. રંગમંચ પર ઊભેલી દ્રૌપદી દ્વારા ભીમને બેધ્યાન દર્શાવીને પરિસ્થિતિને નાટ્યોચિત બનાવી છે. શસ્ત્રાગાર તરફ જવા માગતા ભીમનાં પગલાં દ્રૌપદીના પરિસર તરફ વળી જતાં લેખકે દર્શાવ્યાં છે. બીજા અંકમાં લતાજાળથી અદશ્ય દુર્યોધનને ભાનુમતીનો સંવાદ સાંભળતો દર્શાવીને લેખકે દ્વિકેન્દ્રી દશ્યનું આયોજન કર્યું છે. પહેલા અંકનું રૌદ્ર ઉત્તેજિત વાતાવરણ બીજા અંકના શૃંગારથી હળવું બને છે. પછી બીભત્સ અને પછી કરુણ તથા વીરનો પ્રવાહ વહે છે. આ સ્થિતિ આકર્ષક છે. ત્રીજા અંકનો કર્ણ-અશ્વત્થામાનો સંવાદ નાટ્યતત્ત્વથી સમૃદ્ધ છે. ચોથા અંકને પ્રારંભે સૂતની એકોક્તિ યુદ્ધોત્તર રણભૂમિની વેદનાને સરસ પ્રગટ કરે છે. સુન્દરકના દીર્ઘ વૃત્તાન્તકથનથી નાટ્યતત્ત્વને આઘાત પહોંચ્યો છે. પાંચમા અંકમાં બાહ્ય ગતિ નથી, પણ તેમાં ભીમ, દુર્યોધન અને ધૃતરાષ્ટ્રની પારંગત વિશેષતા પ્રગટ થાય છે. છેલ્લા અંકમાં ચાર્વાક પ્રસંગ પાત્રોની લાક્ષણિકતાને પ્રગટ કરવા સિવાય કોઈ નાટ્ય હેતુ સાધતો નથી.

નેપથ્યોક્તિ, સ્વગત, જનાન્તિક, અપવાર્ય, આકાશભાષિત, પતાકાસ્થાનક, વગેરે નાટ્યશાસ્ત્રીય પ્રયુક્તિઓનો લેખકે સરસ ઉપયોગ કર્યો છે; તેમાં નેપથ્યોક્તિ મુખ્ય છે. એનો આટલો વિપુલ અને સફળ ઉપયોગ ભાગ્યે જ બીજા કોઈ સંસ્કૃત નાટ્યકારે કર્યો છે. અહીં એનો ઉપયોગ વસ્તુવિકાસમાં થયો છે. છતાં તેનો અતિરેક પણ થયો છે એ સ્પષ્ટ છે. સ્વપ્ન, અપશુકન, શ્લેષઉક્તિ વગેરે પ્રયુક્તિઓ

દ્વારા નાટ્યકાર આગામી ઘટનાને સૂચવતો રહે છે. આ બાબત નાટ્યતત્ત્વની પરિચાયક છે.

**ઉપસંહાર :** વેણીસંહારમાં ગુણ અને દોષનું એવું સંમિશ્રણ છે કે તેને ગળે ન લગાડાય તો પણ તરછોડી શકાતું નથી. ભટ્ટનારાયણની આ મોટી સિદ્ધિ છે.

**પ્ર. ૧૯. વેણીસંહારમાં યોજાયેલા પ્રસંગોનો કથાવસ્તુના વિકાસમાં ફાળો ચર્ચો.**

**અથવા**

**'વેણીસંહાર'ના વસ્તુવિકાસની ચર્ચા કરો.**

**ઉત્તર :** વેણીસંહાર, 'નાટક' પ્રકારનું રૂપક છે. નાટકના ઓછામાં ઓછા પાંચ અંક હોય પણ તે દસથી વધુ ન હોવા જોઈએ. આ નાટકમાં છ અંકો છે. 'નાટક'માં આદિથી અંત સુધી કથાવસ્તુનો વિકાસ **પાંચ અવસ્થાઓમાં** કરવો જોઈએ. આ પાંચ અવસ્થાઓ આરંભ, યત્ન, પ્રાપ્ત્યાશા, નિયતાપ્તિ અને ફલાગમ છે. નાટકનું શીર્ષક 'વેણીસંહાર' છે. દુર્યોધને જાહેરમાં દ્રૌપદીનું ઘોર અપમાન કર્યું હતું. દુઃશાસને દ્રૌપદીનાં વસ્ત્રો ખેચ્યાં હતાં. તે વખતે શ્રીકૃષ્ણે દ્રૌપદીની લાજ રાખી હતી. આ અપમાનથી ભીમે પ્રતિજ્ઞા કરી કે પોતે યુદ્ધમાં દુઃશાસનને મારીને તેનું લોહી પીશે અને દુર્યોધનને મારીને તેના લોહીથી દ્રૌપદીની વેણી બાંધશે. દ્રૌપદીએ જાહેર કર્યું હતું કે ત્યાં સુધી પોતે પોતાના છૂટા વાળ ગૂંથશે નહીં. ભીમની પ્રતિજ્ઞા સાથે કથાવસ્તુનો આરંભ થાય છે. જે કથાવસ્તુના વિકાસની પ્રથમ અવસ્થા 'આરંભ' છે. ભીમની પ્રતિજ્ઞા પાર પડે છે અને ગદાયુદ્ધમાં દુર્યોધનને હરાવીને દ્રૌપદીના કેશ બાંધવામાં આવે છે, કથાવસ્તુના વિકાસની છેલ્લી ફલાગમ અવસ્થા છે.

વસ્તુવિકાસ માટે નાટકકાર **વિષ્કંભક અને પ્રવેશકનો** ઉપયોગ કરે છે. તે ઉપરાન્ત નાટકમાં તે પ્રત્યેક અંકમાં **નાની મોટી ઘટનાઓને** સમાવે છે અને ઘટનાઓને સુગ્રથિત રાખવાનો પ્રત્યન કરે છે. ભટ્ટનારાયણે તેમ કર્યું છે. પણ પાંચમા અને છઠ્ઠા અંકમાં આ ઘટનાઓમાં સારી રીતે ગૂંચવણ થઈ છે. છતાં પાંચેય સંધિઓનો આ નાટકમાં પૂરેપૂરો કરવામાં આવ્યો છે. જે ઘટનાઓમાં ગૂંચવણ છે તેમાંથી કેટલીક ઘટનાઓ કથાનકના વિકાસમાં બિનજરૂરી છે. છતાં અંતે કથાવસ્તુ ફલાગમ સુધી પહોંચે છે. આ નાટકમાં મહાભારતની સમગ્ર મુખ્ય યુદ્ધકથા આલેખવામાં આવી છે. યુદ્ધની ભૂમિકા પર કથાનો વિકાસ થાય છે. યુદ્ધનો નિર્દેશ નેપથ્યની ઉકિતઓ કે વિષ્કંભક જેવાં દશ્યો દ્વારા થતો જાય છે. તે સાથે રંગભૂમિ ઉપર કથાનક વિકસતું જાય છે. આ સુંદર યોજના છે. યુદ્ધવૃત્તાંત રાક્ષસ અને રાક્ષસીના સંવાદ દ્વારા રજુ થયું છે. આ દંપતિ નાટ્યકારની કલ્પનાનું સર્જન હોવા છતાં તેની કોઈ નોંધપાત્ર અસર થતી નથી. દ્રોણનો વધ અને સેનાપતિપદ માટે અશ્વત્થામા અને કર્ણ વચ્ચેની સ્પર્ધા અને બન્નેના કલહમાં નાટકનું વસ્તુ વિકાસ

સાથે છે પણ નાટકની દૃષ્ટિએ આ પ્રસંગ ગતિશીલતા અર્પતો નથી.

ભટ્ટનારાયણ તમામ રસો પર પ્રભુત્વ ધરાવે છે. આથી દુર્યોધનની પત્ની ભાનુમતીની કલ્પના કરી તેની અને દુર્યોધનની વચ્ચે શૃંગારનું વર્ણન તેણે પ્રસ્તુત કર્યું છે પણ તેમાં ઔચિત્યનો ભંગ જણાય છે. અહીં શૃંગારરસનું નિરૂપણ યુદ્ધની નોબતો વાગે છે અને તેમાં શસ્ત્રાસ્ત્રોના પ્રયોગો ચાલુ છે ત્યારે તે તદ્દન અસ્થાને છે. માત્ર શાસ્ત્રીય નિયમોનું પાલન કરવા આ પ્રસંગને સ્થાન આપ્યું છે અને તેની ટીકા થઈ છે.

આ વીરરસનું નાટક છે. તેનું નિરૂપણ ભીમ, કર્ણ, અશ્વત્થામા વગેરે પાત્રો દ્વારા થયું છે જે રોચક છે. તો ય નાટકકારના પ્રયત્નોને સફળતા નથી મળી અને નાટકમાં વીરરસની પાકી જમાવટ થતી નથી. તેમ છતાં આ નાટકનો મુખ્ય રસ વીરરસ મનાય છે જ. પરંપરાનું અનુસરણ કરનાર લેખક વીરરસને મુખ્ય રસનું સ્થાન આપે છે. વીરની જેમ આ નાટકમાં ભયાનક રસ પણ પહેલેથી છેલ્લે સુધી પ્રવર્તે છે. ભીમ ભીષણ પ્રતિજ્ઞા કરે છે. તે દુઃશાસનને મારી તેનું લોહી પીએ છે તે ખરે જ ભયાનક છે. પરંતુ ભીમના ઉગ્ર રોષથી અને તે પ્રસંગના રૌદ્ર અને બીભત્સ લાગે તેવા નિરૂપણથી પણ ભયાનક તથા રૌદ્રરસની જમાવટ થતી નથી કે માત્ર પ્રસંગોની યોજનાથી જ રસની જમાવટ થતી નથી. રાક્ષસ અને રાક્ષસીના સંવાદથી પણ બીભત્સ રસ જામતો નથી. તેમ છતાં તત્કાળ પૂરતું જે તે વાતાવરણ અનુભવવા મળે છે.

આ નાટકમાં યુદ્ધની ભૂમિકા, ભાનુમતિનું પાત્ર, કર્ણ-અશ્વત્થામાનો વિખ્યાત કલહ, કપટી ચાર્વાકનો પ્રસંગ અને યુધિષ્ઠિર સાથે તેનો સંવાદ વગેરે મૌલિક ઘટનાઓ છે. છતાં તે અને બધી ઘટનાઓની અન્વિતિ નાટકને ઉચ્ચ કોટીનું બનાવવા સમર્થ નથી. ભટ્ટનારાયણે મહાભારતમાંથી કથાનક પસંદ કરીને તેમાં જરૂરી નવા ઉમેરા કરીને જુદા પ્રકારનું નાટક રચ્યું. પરંતુ તેને પૂરી સફળતા નથી મળી. તેની સિદ્ધિ મધ્યમ કક્ષાની જ રહી છે. ભટ્ટનારાયણે નાટ્યશાસ્ત્રના નિયમોના ચુસ્ત પાલનનો પ્રયત્ન કર્યો છે છતાં આધુનિક દૃષ્ટિએ વિચારતાં વેણીનાટક તેના રોમાંચક કેટલાક પ્રસંગોને લીધે રોચક લાગે. તો પણ એટલું કહેવું જ પડે કે આ નાટકના કેટલાક રોચક પ્રસંગો પણ કથાનકના વિકાસની દૃષ્ટિએ નિષ્ફળ બની રહે છે. શૃંગારને બાજુએ મૂકીને વીરરસનું નાટક રચીને ભટ્ટનારાયણે ચીલો ચાતર્યો અને નાટ્યક્ષેત્રે તે મહત્ત્વનું સ્થાન પામ્યો. પોતાના પુરોગામીઓની જેમ ભટ્ટનારાયણે રસપ્રધાન નાટક નથી રચ્યું. વીર, રૌદ્ર, ભયાનક, બીભત્સ વગેરેમાંથી એકેય રસ બરાબર જામતો નથી. નાટકકારે મૂદુતાવાળા, રોમાંચક અને જુગુપ્સા પ્રેરે તેવા પ્રસંગો આપ્યા છે. પણ આ બધા જ મુખ્ય કથાનક સાથે ઉપયોગી સંબંધ

ધરાવતા નથી. વેણીસંહારનો કથાનાયક ભીમ છે અને તેનું કથાવસ્તુ પડદા પાછળ ચાલતું મહાભારતનું યુદ્ધ છે. રંગમંચ ઉપર તેની સાથે સંકળાયેલી વિગતોના પ્રસંગો છે જે દ્રૌપદીના ખુલ્લા કેશના સંયમન તરફ દોરી જાય છે. આ દૃષ્ટિએ વેણીસંહારને નેતાપ્રધાન અને વસ્તુપ્રધાન નાટક કહી શકાય જે કાલિદાસ, ભવભૂતિ વગેરેનાં રસપ્રધાન નાટકોથી અલગ છે. આ દૃષ્ટિએ તેને મુદ્રારાક્ષસનું મિત્રનાટક ગણી શકાય.

**પ્ર. ૨૦. ભીમનું પાત્રાલેખન કરો.**

**અથવા**

**"વેણીસંહારનાં પાત્રોમાં ભીમનું પાત્ર સૌથી વધુ મહત્ત્વ ધરાવતું પાત્ર છે." આ વિધાનની ચર્ચા કરીને ભીમના પાત્રની વિશેષતાઓ દર્શાવો.**

**ઉત્તર :** ભીમસેનનું પાત્ર વેણીસંહાર નાટકના અંક ૧, ૫ અને ૬માં રંગમંચ પર પ્રત્યક્ષ રીતે હાજર છે. અંક ૨, ૩ અને ૪માં તેની નેપથ્યઉક્તિઓ અને નિર્દેશ છે. એથી તે પરોક્ષ રીતે ત્યાં હાજર છે. ભીમ ધીરોદ્ધત પાત્ર છે.

**નાયક : શીર્ષકની ચરિતાર્થતા :** શીર્ષક દ્વારા સૂચવાતી ઘટના નાટ્યકારની દૃષ્ટિએ મુખ્ય હોય છે. સામાન્યપણે આ ઘટના જેના દ્વારા ઘટે, તે નાયક હોય છે. દ્યૂતસભાના પ્રસંગથી દ્રૌપદીના વાળ છુટ્ટા હતા. યુધિષ્ઠિરના સંધિપ્રયાસ સાથે અસંમત ભીમની પ્રતિજ્ઞા છે – 'થોડા જ સમયમાં ગદાથી તોડેલા દુર્યોધનના સાથળના લોહીથી લાલ બનેલા હાથે, ભીમ તારા કેશને ભેગા કરીને બાંધશે.' નાટકને અંતે પોતાનું 'કામ પતાવી'ને ભીમે યુધિષ્ઠિરને કહ્યું કે મારે આ હાથે દ્રૌપદીના વાળ બાંધવા છે. ત્યારે યુધિષ્ઠિરે કહ્યું -अनुभवतु तपस्विनी वेणीसंहारमहोत्सवम् । ભીમે વાળ બાંધ્યા પછી દ્રૌપદીને યુધિષ્ઠિરે જણાવ્યું કે एष ते वेणीसंहारोऽभिनन्द्यते नभस्तलसंचारिणा सिद्धजनेन । 'તારા આ વાળ બાંધવાના કાર્યને આકાશચારી સિદ્ધજનો અભિનંદન આપે છે.'

**પૌરુષની પ્રતિમા :** ભીમસેનનો પ્રભાવ સમગ્ર નાટકમાં પથરાયેલો છે. નાટકનું વાતાવરણ વીરરસથી ઊભરાતું અને ઓજસ્વી છે. આ વાતાવરણને અનુરૂપ રીતે જ એનો કથાનાયક પ્રબળ પૌરુષની પ્રતિમા છે. એના ત્રણ સંકલ્પો નાટકના આરંભે છે : કૌરવશતવિનાશ, દુઃશાસનનું રુધિરપાન અને દુર્યોધનનો ઊરુભંગ. તેણે ત્રણેય સંકલ્પ પાર પાડ્યા છે. પાંડવવિજયમાં તેનો સિંહફાળો છે.

દ્રૌપદી આ નાટકની નાયિકા છે. પોતાનું હૈયું એ ભીમસેનને સંપૂર્ણ દઈ બેઠી છે. નાટકમાં એનો સંવાદ ભીમસેન સાથે અને યુધિષ્ઠિર સાથે છે. એ યુધિષ્ઠિરને महाराज કહે, પણ ભીમને તો नाथ અને आर्यपुत्र જ કહે છે. પહેલા અંકમાં તે પોતાની સખીને કહે છે કે નાથને મારી ઉદ્વિગ્નતાનું કારણ કહે કારણ કે મારા

અપમાનથી બીજા કોને દુઃખ થાય ? તેની પ્રકૃતિને અનુરૂપ માત્ર ભીમ જ છે.

**યુધિષ્ઠિરનો આજ્ઞાકારી :** ભીમને મસ્તકે નાયકનો તાજ પહેરાવવામાં બે બાબત નડે છે : (૧) પ્રકૃતિએ તે ધીરોદાત્ત નથી, ધીરોદ્ધત છે. સંસ્કૃત નાટકનો નાયક ધીરોદાત્ત હોય છે. (૨) તે યુધિષ્ઠિરના આદેશમાં છે. પાંચમા અંકને અંતે અર્જુનની સાથે યુધિષ્ઠિરના નેપથ્ય-આદેશ મુજબ યુદ્ધોચિત સાન્ધ્યાકર્મ માટે તે દુર્યોધન પાસેથી જતો રહે છે. નાટકને અંતે ભીમ યુધિષ્ઠિરને કહે છે- लक्ष्मीरार्ये निषण्णा । યુધિષ્ઠિરનો આજ્ઞાકારી હોવાથી નાયકની તે જેમ સ્વતંત્ર નથી. આને લીધે તેને પૂર્ણ કક્ષાનો નાયક ગણવામાં અવરોધ ઊભો થાય છે. પરંતુ ખરેખર તો ભીમમાં ધીરોદ્ધતનાં લક્ષણો છે. એ લક્ષણોને માટે વિશ્વનાથ ભીમસેનનું ઉદાહરણ આપે છે.

રાજવંશ સહાય લખે છે કે ભીમ એવો દર્પોન્મત્ત ઉદ્ધત નાયક છે કે તેના વ્યક્તિત્વની એકમાત્ર વિશેષતા બદલો અને પ્રતિજ્ઞાપાલન છે. બદલો લેવાની એની વૃત્તિ એટલી બધી પ્રબળ છે કે એ સહદેવને કહે છે કે 'મારો વૈરસંબધ મારી અંગત બાબત છે, તમારે સંધિ કરવી હોય તો કરો. ભીમ આ સંધિ તોડી નાંખશે.' વળી સહદેવને તે કહે છે કે એ 'રાજા'ને ભીમનો સંદેશો કહી દે કે આજનો દા'ડો તમે મારા વડીલ નહીં ને હું તમારા વશમાં નહિ.

**સાહસવૃત્તિ :** બદલાની એના ભડભડતી આગમાં સાહસવૃત્તિ ઇંધણનું કામ કરે છે. અંતિમ નિર્ણાયક યુદ્ધ વખતે ભીમે પ્રસ્તાવ મૂક્યો કે લડવા માટે કોઈ એક પાંડવ પસંદ કરી લે. ત્યારે દુર્યોધને કહ્યું-अप्रियोऽपि प्रियो योद्धुं त्वमेव प्रियसाहसः । 'તું મને પ્રિય નથી છતાંય સાહસપ્રિય હોવાથી તું જ લડવાને લાયક છે.' આમ દુર્યોધન પણ એની સાહસવૃત્તિની કદર કરે છે.

**વિવેક અને સૌજન્યનો ભોગ :** પરંતુ એની આ બદલો લેવાની ભડભડતી આગમાં એનાં માનવસહજ વિવેક અને સૌજન્યનો ભોગ લેવાઇ જાય છે. કૌરવસેનાની સામે જ દુઃશાસનની છાતી ફાડીને એના જીવતાં જ લોહી પીધું ! આવા જંગલી અને ઘાતકી કર્મનો ખુલાસો નાટ્યકારે કલ્પવો પડ્યો છે કે એનામાં રાક્ષસે પ્રવેશ કર્યો હતો, તેથી આમ બન્યું. એનાં માતાપિતાતુલ્ય ધૃતરાષ્ટ્ર-ગાંધારીને પગે લાગીને કહે છે કે 'કૌરવોનો પૂરેપૂરો ચૂરો કરનારો, દુઃશાસનના લોહીનો પીનારો, સુયોધનના સાથળને તોડનારો આ ભીમ મસ્તક નમાવે છે !' મસ્તક નમાવવાની આ પદ્ધતિ કેવી કહેવાય !

**સ્વભાવે વિનમ્ર :** પરંતુ એની પ્રકૃતિમાં મૂળભૂત રીતે વિવેકનો અભાવ નથી. તે વિનમ્ર પણ છે. દ્રૌપદી વગેરે પહેલા અંકમાં માતા ગાંધારીને પગે લાગવા ગયાં તે સાંભળીને તેનો પ્રાથમિક અભિપ્રાય તો આ જ છે- युक्तमेतत् । वन्द्याः खलु गुरवः । પરંતુ વૈર બંધાઈને દઢ થઈ જાય પછી જાગી ઊઠતી બદલાની વૃત્તિ એના સમગ્ર

વ્યક્તિત્વનો કબ્જો લઈ લે છે. દેવસ્થલી લખે છે કે Revenge, thy name is ભીમ.

શ્રીકૃષ્ણે ભલે સંધિકાર્ય સ્વીકાર્યું - પોતાને ગમ્યું નથી - તો પણ તેમના પ્રત્યે એને આદર છે. દુરાત્મા દુર્યોધનની કૃષ્ણને જાણવાની ક્ષમતા નથી, પોતાની કોઈપણ વ્યક્તિ હોય, તેની સાથે એનો વ્યવહાર સૌજન્યભર્યો રહ્યો છે. પહેલા અંકમાં પોતે બેધ્યાન હોવાથી દ્રૌપદીને ઊભા રહેવું પડ્યું એ માટે તે દિલગીરી દર્શાવે છે. પરંતુ દ્રૌપદીને તો ગુસ્સે થઈને બદલો લેવા તૈયાર થતો ભીમ વધુ ગમે છે.

તે શક્તિશાળી એટલો બધો છે કે સરોવર સ્યમન્તપંચકને ડખોળવા માંડ્યો ત્યારે તેનું પાણી કિનારાની બહાર નીકળી ગયું, મોટા મગર બહાર ફેંકાઈ ગયા અને સમગ્ર જીવજંતુ વ્યાકુળ થઈ ગયાં !

**ઉપસંહાર :** આ રીતે ભીમ આ નાટકનું સર્વાધિક મહત્ત્વ ધરાવતું પાત્ર છે.

**પ્ર. ૨૧. દ્રૌપદીનું પાત્રાલેખન કરો.**

**અથવા**

**દ્રૌપદીનું પાત્રાલેખન કરીને વેણીસંહારમાં દ્રૌપદીનું પાત્ર નાયિકાને અનુરૂપ છે કે કેમ તે ચર્ચો.**

**ઉત્તર :** 'વેણીસંહાર' નાટકના પહેલા અને છેલ્લા અંકમાં દ્રૌપદી રંગમંચ પર પ્રત્યક્ષ હાજર છે. ત્રીજા અંકના પ્રવેશકમાં તેનો નિર્દેશ છે.

**ભીમ માટે અનન્ય પ્રેમ :** ભીમ પ્રત્યે તેને અનન્ય પ્રેમ છે. પહેલા અંકમાં તે ચેટીને કહે છે કે મારી ઉદ્વિગ્નતાનું કારણ તેને જણાવ. कोऽन्यो मम परिभवेन खिद्यते । નાટકમાં તેના સંવાદ ભીમ અને યુધિષ્ઠિર સાથે છે. તેમાંથી યુધિષ્ઠિરને महाराज કહે છે. પણ नाथ, आर्यपुत्र તો તે ભીમને જ કહે છે. તેનું કારણ એ જણાય છે કે તેની પ્રકૃતિને અનુરૂપ માત્ર ભીમ જ છે. વિવેકને પણ ભરખી જાય તેવી બદલાની ભાવના જે રીતે ભીમમાં છે તેવી જ રીતે દ્રૌપદીમાં છે. બદલો લેવાના સાધન તરીકે તેને ભીમમાં અનન્ય શ્રદ્ધા છે. યુધિષ્ઠિરની ત્યાગપરાયણતાને તે દુર્બળતામાં ખપાવે છે. તેને ભીમની જેમ સંધિપ્રસ્તાવ માન્ય નથી. પોતાનું કેશાકર્ષણ થયું હતું ત્યારે બીજા પાંડવોને લજ્જા ન થઈ એનું એણે દુઃખ પ્રગટ કર્યું છે. નકુળ-સહદેવના તો પરાક્રમમાં જ તેને વિશ્વાસ નથી. છઠ્ઠા અંકમાં તે યુધિષ્ઠિરને કહે છે કે દુર્યોધને કોઈ એક માદ્રીસુતને યુદ્ધ માટે પસંદ કર્યો હોત, તો ભારે આપત્તિ આવી પડત. આ બાબતમાં અશોક ચેટરજી શાસ્ત્રી તેની પ્રશંસા કરે છે કે તે પરંપરાગત ક્ષત્રિયાણીનું પ્રતીક છે અને એ ક્ષાત્રસ્વભાવને તે ભાવનાથી ધસમસતા વેગપૂર્વક જાળવે છે. તેનામાં ક્ષત્રિયાણીનું અભિમાન પણ છે.

**કોમળતા :** ભીમના પાત્ર કરતાં તેનામાં ખાસ તફાવત એ છે કે તેનામાં માત્ર

અભિમાન નથી, નારીસહજ કોમળતા પણ છે. ત્રીજા અંકના પ્રવેશકમાં રાક્ષસ પોતાની પત્નીને વિગત આપે છે કે ઘટોત્કચના વધથી માતા હિડિમ્બાને કંઈક સ્વસ્થ કરી હોય તો તે દ્રૌપદી અને સુભદ્રાએ. એક પ્રેમાળ પત્ની તરીકે યુદ્ધપ્રસ્થાન કરી રહેલા ભીમને પહેલા અંકમાં સૂચવે છે કે શરીરથી બેદરકાર રહીને યુદ્ધસંચરણ ન કરશો. પતિપ્રેમમાં તેની ઉત્કટતા એટલી બધી છે કે છેલ્લા અંકમાં ભીમ-અર્જુનના મૃત્યુસમાચાર સાંભળીને ચિતારોહણ માટે ઉતાવળી થઈ જાય છે. માતા કુંતીને અંતિમ સંદેશ મોકલ્યો તેમાં આત્મભર્ત્સના ભારોભાર છે કે તારો પરાક્રમી વચલો પુત્ર આ અભાગણીને કારણે પરલોક ગયો. તેના હૃદયમાં ઉદારતા એટલી છે કે કુંતી પછી બીજો અને છેલ્લો સંદેશો સુભદ્રાને-એક સપત્નીને-આપ્યો અને તેમાં તેને માટે **પ્રિયસખી** વિશેષણ વાપર્યું. અફવા ખોટી ઠરી અને ભીમસેને લોહિયાળ હાથે 'ધતૃરાષ્ટ્રના કુળની કાળરાત્રિ' જેવી વેણી બાંધવા દ્રૌપદીને કહ્યું ત્યારે 'એ બિચારી મહાવરો ન હોવાથી બાંધવાની આવડત જ ભૂલી ગઈ' હતી. પછી ભીમે તે બાંધી આપી.

**મુખ્ય સ્ત્રીપાત્ર, પણ નાયિકા નહિ** : આ નાટકના નાયકનો પ્રશ્ન વિવાદાસ્પદ છે, પણ નાયિકા અંગે કોઈ વિવાદ નથી. દ્રૌપદી નાયકની એકમાત્ર પ્રીતિસંપન્ન પત્ની છે. સ્ત્રી-પાત્રોમાં તેનું મહત્ત્વ સૌથી વધુ છે. નાટકની શીર્ષકસૂચિત મહત્ત્વની ઘટના-વેણીસંહાર-તેની સાથે સંકળાયેલી છે. પરંતુ પાત્રાલેખન નાટ્યકારનું એક નબળું પાસું છે. આ નાટકમાં દ્રૌપદીનું પાત્રનિરૂપણ નાયિકાને અનુરૂપ નથી. નાયિકાને અનુરૂપ સ્થાન એને નાટકમાં આપવામાં આવ્યું નથી. એના વ્યક્તિત્વના ઉન્મેષો પૂરેપરા પ્રગટતા જ નથી. સંસ્કૃત નાટકોની વાસવદત્તા, શકુન્તલા, વસંતસેના, સીતા જેવી બીજી નાયિકાઓની સાથે દ્રૌપદીને સરખાવતાં આપોઆપ આ બાબત સ્પષ્ટ થઈ જાય છે. દ્રૌપદીમાં નાયિકાના Charmનો અભાવ છે.

**સ્વીયા નાયિકા** : નાટકમાં નિરૂપણ એટલું અપૂરતું છે કે દ્રૌપદીને **નાયિકાના** કયા વર્ગમાં મૂકવી તે નક્કી કરવું મુશ્કેલ છે. તેમ છતાં એમ કહી શકાય કે **સ્વીયા, પરકીયા** અને **સામાન્યા** માંથી તેને **સ્વીયા** કહી શકાય. વળી તે **સ્વાધીનભર્તૃકા** નાયિકા છે. ભીમ તેના ઉપર આસક્ત છે અને અનુરક્ત છે. તેને માટે તે કોઈ પણ જોખમ ખેડવા પ્રવૃત્ત થાય છે. દ્રૌપદી પણ તેને ચાહે છે. એનો ક્રોધ પણ તેને ગમે છે.

**પ્ર. ૨૨. યુધિષ્ઠિરના પાત્રની વિશેષતાઓ દર્શાવો.**

**ઉત્તર** : વેણીસંહારમાં યુધિષ્ઠિર છેલ્લા છઠ્ઠા અંકમાં રંગમંચ પર હાજર છે. અંક ૧ અને ૩માં તેની નેપથ્યઉક્તિ છે, જ્યારે પાંચમામાં તેનો નિર્દેશ છે.

**સંસ્કૃત નાટ્યશાસ્ત્રમાં** નાયકનાં સામાન્ય લક્ષણો પ્રમાણે નેતા વિનયી, મધુર, ત્યાગી, ચતુર, પ્રિયભાષી, જોવામાં ગમે તેવો, બોલવામાં કુશળ, ઉચ્ચકુળનો,

સ્વસ્થ યુવાન, બુદ્ધિશાળી, શૂરવીર, તેજસ્વી અને ધાર્મિક હોવો જોઈએ. યુધિષ્ઠિરમાં આ ગુણો છે. સંસ્કૃત નાટકમાં નાયક ધીરોદાત્ત પ્રકૃતિનો હોય છે. ધીરોદાત્ત નેતા સત્ત્વશાળી, અત્યંત ગંભીર, ક્ષમાશીલ, બડાઈ ન હાંકનાર, સ્વસ્થ, દબાયેલ અંહકારવાળો અને મક્કમ મનનો હોય છે. યુધિષ્ઠિરમાં આ ગુણો રહેલા છે. નાટકનું ફળ રાજ્યપ્રાપ્તિ છે. તેના ઉપરનું સ્વામિત્વ - અધિકાર યુધિષ્ઠિર પાસે છે તેથી તે નાયક છે એમ કહેવાનું મન થઈ જાય.

**ભાઈઓ ઉપર શાસન :** કૃષ્ણનું સંધિકાર્ય નિષ્ફળ ગયું ત્યારે યુધિષ્ઠિરના આદેશ મુજબ યુદ્ધની ઘોષણા થાય છે. ભીમ જણાવે છે કે આ संग्राम-अध्वरमां નરપતિએ દીક્ષા લીધી છે. ચારેય પાંડવો તેમની આજ્ઞામાં છે. ભીમ પણ તેમની આજ્ઞાનું પાલન કરે છે. પાંચમા અંકમાં ભીમ-અર્જુન તેમના નેપથ્ય-આદેશ મુજબ યુદ્ધોત્તર સાન્ધ્યકર્મ માટે દુર્યોધન પાસેથી જતા રહે છે. વિજયને અંતે છઠ્ઠા અંકમાં ભીમ યુધિષ્ઠિરને કહે છે- लक्ष्मीरार्ये निषण्णा ।

**કથાનાયક નથી :** નાટ્યશાસ્ત્રી અભિગમ અને વસ્તુલક્ષી અભિગમ - બંને રીતે યુધિષ્ઠિર આ નાટકનો નાયક જણાય છે. પરંતુ નાટકમાં તેનું નિરૂપણ ભીમ અને દુર્યોધન કરતાં પણ ઓછું છે. રંગમંચ પર તે માત્ર છેલ્લા છઠ્ઠા અંકમાં ઉપસ્થિત છે. સંસ્કૃત નાટકોના બીજા નાયકો - ઉદયન, દુષ્યન્ત, ચારુદત્ત, રામ વગેરેની સાથે યુધિષ્ઠિરને સરખાવતાં આપોઆપ સમજાય છે કે નાટ્યકારે યુધિષ્ઠિરને નાયકને અનુરૂપ સ્થાન નાટકમાં આપ્યું નથી. નાટ્યકારની પાત્રાલેખનની કળામાં આ નબળાઈ છે.

**અયોગ્ય પાત્રવિકાસ :** ખરેખર તો નાટ્યકારે આ પાત્રને પૂરતો ન્યાય આપ્યો નથી. કવિએ યુધિષ્ઠિરના પાત્રને વિકસાવ્યું જ નથી. એમને જેના પર સર્વાધિક શ્રદ્ધા છે તે आदिदेव કૃષ્ણનો સંદેશો છે કે અભ્યુદયને અનુરૂપ માંગલિક તૈયારી શરૂ કરો. છતાં ચાર્વાકના વૃત્તાન્તકથનમાં તેણે જરા પણ અશ્રદ્ધા કરી નહિ. ભીમ-અર્જુનનો વધ થયો એ સાંભળીને તે યુદ્ધે જવા તૈયાર થયા પણ ચાર્વાકના કહેવાથી રોકાઈ ગયા અને દ્રૌપદી સાથે અગ્નિમાં આત્મબલિદાનની તૈયારી કરવા લાગ્યા. એકમત મુજબ, આ વર્તન એક વીર ક્ષત્રિયને અનુરૂપ નથી.

**ઉમદા ગુણો :** યુધિષ્ઠિરમાં ઉમદા ગુણોનો ઈન્કાર થઈ શકે તેમ નથી. યુદ્ધની અનિવાર્યતાને જાણવા છતાં કૌરવોની છાવણીમાં કૃષ્ણને સંધિકાર્ય માટે મોકલે છે. એમને જો પાંચ ગામ મળી જાય તો તે યુદ્ધ શરૂ કરવા માગતા નથી. સંધિકાર્ય નિષ્ફળ થયું પછી જ તે ક્રોધ પ્રગટ કરે છે. તેમને ચારેય ભાઈઓ પ્રત્યે સમાન પ્રેમ છે. યુદ્ધમાં કોઈ એકનું પણ મૃત્યુ થાય તો તેમનો પ્રાણત્યાગનો સંકલ્પ છે. તે મુજબ ચાર્વાક પાસેથી ભીમ-અર્જુનના વધના સમાચાર જાણી ચિતારોહણ માટે તે પ્રવૃત્ત થાય પણ છે. એક રાજાને અનુરૂપ રાજનીતિનું જ્ઞાન તે ધરાવે છે. છઠ્ઠા

અંકમાં દુર્યોધનને શોધવા માટે તે સહદેવને જે સૂચનો સંદેશારૂપે મોકલે છે તેમાં આ જ્ઞાનની પ્રતીતિ થાય છે.

**ઉપસંહાર :** યુધિષ્ઠિરના પાત્રની પ્રશંસા કરતાં હોર્રવિત્સ લખે છે કે Yudhisthira acts like a true gentleman, a courteous gallant, true to his word, and ever ready to sacrifice his private interests to the common good.

આ રીતે યુધિષ્ઠિર ધીરોદાત્ત પ્રકૃતિના પુરુષ છે, નાયકને યોગ્ય હોવા છતાં તે પૂરતું મહત્ત્વ ધરાવતા નથી. કારણ તે નાટ્યકારની કલમનું કેન્દ્રપાત્ર નથી. મૂળ કથાનક સાથે સંબંધિત હોવાને નાતે તેમને અહીં સ્થાન મળ્યું છે.

**પ્ર. ૨૩. દુર્યોધનના પાત્રનો પરિચય આપો.**

**અથવા**

**'વેણીસંહારમાં દુર્યોધનનું પાત્ર ચર્ચાસ્પદ છતાં મહત્ત્વનું પાત્ર છે.' ચર્ચા કરો.**

**ઉત્તર : ટ્રેજિકનાયક :** દુર્યોધન વેણીસંહારના ૨, ૩, ૪ અને ૫મા અંકમાં રંગમંચ પર આવે છે. અંક ૧ અને ૬માં તેનો વારંવાર ઉલ્લેખ થાય છે. આ રીતે આ નાટકમાં પ્રત્યેક અંક દુર્યોધનવાળો છે. વેણીસંહારમાં આવતાં કુલ ૩૨ પાત્રોમાં સૌથી વધુ સ્થાન આ પાત્રે રોક્યું છે. ભીમના પાત્ર કરતાં પણ આ સ્થાન વધુ જણાય છે. રામજી ઉપાધ્યાયે દુર્યોધન અંગે વિદેશી દૃષ્ટિકોણ આપતાં લખ્યું છે કે વેણીસંહાર ટ્રેજડી છે. દુર્યોધન એનો ટ્રેજિક નાયક છે. તે મહાન છે, પ્રેક્ષકોની સંવેદના જીતી શકે છે. નાટકનાં સમગ્ર ઘટનાસૂત્રોનો નિર્વાહ તેના દ્વારા થાય છે.

**ભારતીય દૃષ્ટિકોણ :** ભારતીય નાટ્યશાસ્ત્રીય દૃષ્ટિકોણ મુજબ દુર્યોધનને નાયક કહી શકાય તેમ નથી. સંસ્કૃત નાટકનો નાયક ધીરોદાત્ત હોય છે. દુર્યોધનને ધીરોદાત્ત કહી શકાય તેમ નથી. નાયકનાં સામાન્ય લક્ષણો પણ તેનામાં નથી. ભારતીય પરંપરા મુજબ નાયકનું અવસાન દર્શાવાય નહિ કે તેનું સૂચન પણ થઈ શકે નહિ. આ નાટકમાં તો દુર્યોધનનો વધ ભીમસેન દ્વારા થાય છે. ભીમ યુધિષ્ઠિરને છઠ્ઠા અંકમાં તેની સૂચના આપે છે કે मया हि तस्य दुरात्मनः भूमौ क्षिप्तं शरीरम् । દુર્યોધનને 'મહાન' પણ કહી શકાય તેમ નથી. પોતાનાં કુકર્મોની એ ગર્વ સાથે જાહેરાત કરે છે કે 'હું ભુવનપતિ છું, તું (ભીમ) પશુ છે. દ્યૂતમાં ખરીદાયેલી મારી દાસી તેમજ તારી, અને તારી (અર્જુનની) અને તે રાજા (યુધિષ્ઠિર)ની પત્નીને મારી આજ્ઞાથી વાળ પકડીને ઢસડવામાં આવી હતી.' ખરેખર તો નાટકમાં દુર્યોધનનું જે મહત્ત્વ છે, તે નાટ્યકારના પાત્રાલેખનની કચાશ છે.

**પ્રતિનાયક :** ધનંજય 'પ્રતિનાયક'ની વ્યાખ્યા એવી આપે છે કે પ્રતિનાયક લોભી, ધીરોદ્ધત, અક્કડ, પાપ કરનારો અને વ્યસનખોર શત્રુ હોય છે. અહીં

ધનિક ઉદાહરણ તરીકે બે નામ આપે છે : राम-युधिष्ठिरयोः रावण-दुर्योधनौ । દુર્યોધન ધીરોદ્ધત્ત, ઘમંડી અને પાપકારી છે. તે નાયક યુધિષ્ઠિરનો પ્રતિપક્ષી શત્રુ છે. તેનો પ્રતિનાયક તરીકે નિર્દેશ થાય છે. આ રીતે ખરેખર તો દુર્યોધન પ્રતિનાયક છે. કીથ દુર્યોધનના અવગુણોને વિશે લખે છે કે Duryodhan, as in the later Indian tradition is unlovable; he is proud and arrogant, self-confident, vain and selfish. આ બધા પ્રતિનાયકના અવગુણ છે.

**દંભી અને આત્મશ્લાઘી :** દુર્યોધનમાં દંભ અને આત્મપ્રશંસા અતિશય પ્રમાણમાં છે. પાંચમા અંકમાં તે ઘવાયેલો ને સાથી વગરનો પડ્યો છે છતાં માતાપિતાને કહે છે - अधुना निष्पाण्डवा मेदिनी । મર્યાદા ઓળંગી ગયેલો એનો આત્મવિશ્વાસ આ સ્થિતિમાં પણ, ધૃતરાષ્ટ્રની તૈયારી હોવા છતાં તેને સન્ધિ માટે અટકાવે છે. દોષ ગણાઈ જાય એટલી ઊંચી એની સ્વમાનની માત્રા છે. પરિસ્થિતિ પોતાના નિયંત્રણમાં નથી એ તે જોઈ શકતો નથી. એનું સૌથી વધુ ટીકાસ્પદ વર્તન, યુદ્ધ પૂરજોશમાં ચાલુ છે અને મહારથી ભીષ્મ શરશય્યા પર છે ત્યારે ભાનુમતી સાથે તેનો રંગરાગ છે. તેને અધરપાનની તૃષ્ણા છે અને 'મગ્નપયોધર' આલિંગનની તક પૂરી પાડનાર વંટોળ તેને પરમ સખા લાગે છે ! મમ્મટ વગેરેએ આ દશ્યની ટીકા કરી છે કે આ 'સંદર્ભને ઉચિત નથી'. પરંતુ ખરેખર નાટ્યકારનું આ જમા પાસું છે કે તેણે દુર્યોધનને 'જેવો છે તેવા સ્વરૂપમાં' ચીતર્યો છે. પ્રેક્ષકની અરુચિ જન્માવે એ જ પ્રતિનાયકનું લક્ષણ મનાય છે. સ્વાર્થ તેનામાં પુષ્કળ માત્રામાં છે. તેમાં તેને દ્રોણના મૃત્યુ અંગે શોક જેટલો થતો નથી એટલું તેને દ્રોણનું સમર્પણ ટીકાસ્પદ લાગે છે.

**કેટલાક ગુણ :** દુર્યોધનમાં સદ્‌ગુણનો અભાવ નથી. ભાઈઓ અને મિત્રો તરફ એને એટલી બધી મમતા છે કે તેના વગર તેને રાજ્યની કે જયની કશી કિંમત નથી. કર્ણ અને દુઃશાસનના નિધન ઉપર એ વિલાપ કરે છે તે મર્મસ્પર્શી છે. તે કર્ણને ખૂબ ચાહે છે અને તેના બળ ઉપર ભરોસો રાખે છે. કદાચ આથી જ, દ્રોણના શસ્ત્રત્યાગ વિશે કર્ણ તેમના ઇરાદા ઉપજાવીને બનાવટી વાત કરે છે ત્યારે તેને ટીકાટિપ્પણ કે આલોચના વિના તે સ્વીકારી લે છે. તેથી જ અશ્વત્થામા પ્રત્યેનું તેનું વર્તન કટુ અને ઉપેક્ષાભર્યું રહે છે. પ્રબળ પૌરુષનો તે આગ્રહી છે તેથી જ દ્વન્દ્વયુદ્ધ માટે ભીમને પસંદ કરે છે.

**ઉપસંહાર :** આ રીતે દુર્યોધન આ નાટકનું ચર્ચાસ્પદ અને છતાં મહત્ત્વનું પાત્ર છે. આ નાટકનો આધાર જેમ ભીમ છે તેમ સામાપક્ષે દુર્યોધન છે. દુર્યોધન માટેની બધી કડવાશ નાટ્યકારે અહીં પ્રગટ કરી દીધી છે.

# ટૂંકનોંધ

**પ્ર. ૨૪. ટૂંક નોંધ લખો :**

**(૧) वेणीसंहारम् - શીર્ષક**

**(૨) વેણીસંહારની પ્રસ્તાવના**

**(૩) ભીમ અને સહદેવનો સંવાદ**

**(૪) ભીમ અને દ્રૌપદીનો સંવાદ**

**(૫) બીજા અંકનો વિષ્કંભક**

**ઉત્તર :**

**(૧) वेणीसंहारम् શીર્ષક :**

**પ્રાસ્તાવિક :** સંસ્કૃત નાટકનાં શીર્ષકોમાં જુદી જુદી પ્રથા જોવા મળે છે. (૧) નાયકને આધારે - चारुदत्तम्, (૨) નાયિકાને આધારે - रत्नावली, (૩) નાયક-નાયિકાને આધારે - मालविकाग्निमित्रम्, (૪) મુખ્ય ઘટનાને આધારે - स्वप्नवासवदत्ता, (૫) મુખ્ય વિષયને આધારે - उत्तररामचरितम्. વેણીસંહાર નાટકનું શીર્ષક મુખ્ય ઘટનાને આધારે આપવામાં આવ્યું છે. આ શીર્ષકને નીચે મુજબ સમજાવી શકાય.

**જગદ્ધરની સમજૂતી :** નાટકના ટીકાકાર જગદ્ધરે શીર્ષકનાં બે અર્થઘટન આપ્યાં છે :

(૧) वेण्या दौपदीकेशरचनाविशेषेण हेतुना संहारो विनाशो दुःशासनादीनाम् । દ્રૌપદીનો ખુલ્લો કેશકલાપ દુઃશાસન વગેરેના વિનાશમાં નિમિત્ત બન્યો છે. નાટકમાં આ મુખ્ય વિષય છે. પરંતુ આ અર્થઘટન એકદમ સાચું નથી. કારણ કે કૌરવવિનાશમાં માત્ર આ એક જ નિમિત્ત નથી.

(૨) वेण्याः संहारो मोक्षणम् । દ્રૌપદીના વાળ વણબંધાયેલા છે અને એ રીતે ખુલ્લા છે. નાટકના છેલ્લા અંકમાં દુર્યોધનવધની ઘટનાની સૂચના પ્રાપ્ત થાય ત્યાં સુધી એટલે કે લગભગ સમગ્ર નાટકમાં દ્રૌપદીના વાળ ખુલ્લા છે. પરંતુ નાટકમાંથી પ્રાપ્ત થતા સંદર્ભો આ અર્થઘટનથી પ્રતિકૂળ છે, તેથી આ અર્થઘટન સાચું નથી.

**સાચી સમજૂતી :** શીર્ષકનું સાચું અર્થઘટન આમ હોઈ શકે : वेण्याः केशरचनायाः संहारः संयमनम् बन्धनमिति । અહીં દ્રૌપદીના કેશકલાપનું બંધન થાય છે. આ ઘટના સમગ્ર નાટકમાં મુખ્ય છે. નાટકમાંથી પ્રાપ્ત થતા સંદર્ભો સાથે આ અર્થઘટન અનુકૂળ છે. દ્યૂતપ્રસંગના અપમાન પછી દ્રૌપદીના વાળ ખુલ્લા છે. નાટકના પહેલા અંકને આરંભે ભીમ તેને પોતાની પ્રતિજ્ઞા કહી સંભળાવે છે કે થોડા સમયમાં ચૂરો કરી નાખેલા સાથળવાળા દુર્યોધનના લોહીથી લાલ બનેલા હાથે આ ભીમ તારા

વાળ બાંધશે. દ્રૌપદીના વાળ બાંધવા અંગે ભાનુમતીએ કરેલી મશ્કરીએ ભીમના ક્રોધાગ્નિને માટે ઈંધણનું કામ કર્યું છે. છઠ્ઠા અંકમાં સ્યમન્તપંચકથી ભીમ-દુર્યોધનના અંતિમ નિર્ણાયક દ્વન્દ્વ યુદ્ધ સમયે કૃષ્ણનો દ્રૌપદીને સંદેશો છે કે કૃષ્ણા થોડા જ સમયમાં અંબોડો વાળે. ચાવર્કિ ભીમવધના ખોટા ખબર આપ્યા ત્યારે દ્રૌપદીએ મૂર્છામાંથી બહાર આવીને ઉન્મત્ત પ્રલાપ કર્યો કે દુર્યોધનના લોહીથી ભીંજાયેલા હાથે, નાથ, મારો કેશરાશિ બાંધો. દુર્યોધનને હણીને આવેલા ભીમે યુધિષ્ઠિરને કહ્યું કે મારે દુર્યોધનના લોહીથી રંગાયેલા આ હાથે પાંચાલીનો કેશહસ્ત બાંધવો છે. ત્યારે યુધિષ્ઠિર કહે છે - अनुभवतु तपस्विनी वेणीसंहारमहोत्सवम् । ભીમે ભાનુમતીની મશ્કરી યાદ કરી અને લોહિયાળ હાથે વાળ બાંધ્યા. આ માટે યુધિષ્ઠિરે દ્રૌપદીને અભિનંદન આપ્યાં - एष ते वेणीसंहारोऽभिनन्द्यते नभस्तलसंचारिणा सिद्धजनेन । નાટ્યકારે કેશસંયમન માટે આ રીતે બે વાર वेणीसंहार શબ્દ પ્રયોજીને આ મહત્ત્વની ઘટનાને આધારે પડેલા શીર્ષકના અર્થઘટન અંગે પરોક્ષપણે સંકેત આપી જ દીધો છે. આ રીતે वेणीसंहारનો અર્થ 'કેશસંયમન' છે.

(૧) वेणीसंहारः केशसंयमनम् । स एव अभेदोपचारात् तत्संज्ञं नाटकम् । નાટકમાં 'વેણીસંહાર'ની ઘટના છે. તેથી લક્ષણાથી નાટકને પણ वेणीसंहारम् કહી શકાય. અથવા (૨) वेणीसंहारः । तमधिकृत्य कृतं नाटकम् ॥ વેણીસંહારને મુખ્ય બનાવીને રચવામાં આવેલું નાટક.

પાણિનિસૂત્ર तदधिकृत्य कृते ग्रन्थे મુજબ वेणीसंहार થવું જોઈએ; પણ આ સૂત્ર ઉપરના વાર્તિક लुबाख्यायिकाभ्यो बहुलम् મુજબ अ નો લોપ થાય છે તેથી वेणीसंहारम् જ શીર્ષક રહે છે.

**ઉપસંહાર** : આ રીતે આ નાટકનું શીર્ષક वेणीसंहारम् સર્વથા ઉચિત છે, તેમાં શંકા નથી.

## (૨) વેણીસંહારની પ્રસ્તાવના :

ભટ્ટનારાયણ રચિત વેણીસંહર નાટક વિષ્ણુ અને શિવની સ્તુતિથી શરૂ થાય છે. આ ત્રણ નાન્દી શ્લોકો પછીથી સૂત્રધાર વ્યાસને વંદે છે. પોતાને વિશે સૂત્રધારે માત્ર એટલી જ સ્પષ્ટતા કરી કે મૃગરાજલક્ષ્મા કવિ ભટ્ટનારાયણનું આ 'વેણીસંહાર' નાટક છે. એ વખતે નેપથ્યમાંથી સૂચના મળી કે સંધિ માટે શ્રીકૃષ્ણ દુર્યોધનસભામાં પ્રવેશી રહ્યા છે. આની ખુશીમાં સૂત્રધાર પાસે પારિપાર્શ્વિક સંગીત શરૂ કરાવે છે. તે સૂચવે છે કે શરદઋતુને અનુલક્ષીને સંગીત પ્રારંભ થાય. કારણ કે આ ઋતુમાં - निपतन्ति धार्तराष्ट्राः कालवशान्मेदिनीपृष्ठे । અહીં હંસો માટે 'ધાર્તરાષ્ટ્ર' શબ્દ પ્રયોજીને કાવ્યાર્થનું કલાત્મક સૂચન આપવામાં આવ્યું છે. સૂત્રધારે સમજાવ્યું કે કૃષ્ણે દૂતકાર્ય સંભાળ્યું છે એટલે અમંગળ દૂર થશે; પાંડવો આનંદ પામશે અને

स्वस्था भवन्तु कुरुराजसुताः सभृत्याः । અહીં ફરીવાર અંતે બનનારી ઘટનાનું સૂચન મળે છે. કૌરવો 'સ્વસ્થ (સ્વર્ગસ્થ) બનશે' એમ સૂત્રધારને અભિપ્રેત હતું, પણ એનો બીજો અર્થ 'કૌરવો સ્વસ્થ રહેશે' એવો નેપથ્યમાં રહેલા ભીમે ગ્રહણ કર્યો. તેથી તેની નેપથ્યોકિત સંભળાઈ કે મારા જીવતાં કૌરવો સ્વસ્થ કેમ રહી શકે ? 'પ્રસ્તાવના' - માંના ઋતુગીતમાંથી કથાતત્ત્વને વ્યંજિત કરવામાં આવ્યું છે ત્યારે કાલિદાસના શાકુન્તલની પ્રસ્તાવનાનું સ્મરણ થાય છે. તેમાં પણ આ રીતે છે. આમ તો ઋતુવર્ણન પણ 'પ્રસ્તાવના'નું નાટ્યશાસ્ત્રીય લક્ષણ છે. ભીમનો ક્રોધભર્યો પડકાર સાંભળીને સૂત્રધાર ને પારિપાર્શ્વિક જતા રહ્યા. 'આ ભીમસેન આવી રહ્યો છે' એવી સૂત્રધારની ઉક્તિ સાથે પ્રસ્તાવના પૂરી થાય છે અને એમાંની ઉકિત પકડીને એ પાત્રનો મુખ્ય દૃશ્યમાં પ્રવેશ થાય છે તેથી આ 'કથોદ્ઘાત' પ્રકારની પ્રસ્તાવના છે.

**(૩) ભીમ-સહદેવ સંવાદ :**

વેણીસંહાર નાટકનું વાતાવરણ વીરરસથી છલકતું ઓજસ્વી છે. નાટ્યકાર એનો સંકેત જાણે કે પ્રથમ અંકના મુખ્ય દૃશ્યના આરંભે જ આપી દે છે. સૂત્રધાર દ્વારા સૂચવાયેલા પ્રવેશવાળો ભીમ કૌરવોને આપેલા ક્રોધભર્યા પડકાર સાથે પ્રવેશે છે. સાથે આવેલા સહદેવે સૂત્રધારની ઉક્તિને સ્પષ્ટ કરી કે કૌરવો સ્વસ્થ થાવ, તેમ તેને અભિપ્રેત હતું. ભીમને તો કૌરવો સાથે અલગ હિસાબ સમજવાનો છે. તે કહે છે કે જરાસંધની સાથળની જેમ સંધિને હું તોડી નાંખીશ. ભીમના વ્યક્તિત્વમાં ઉગ્રતાનો આ રંગ કદાચ ભટ્ટનારાયણની પોતાની કરામત છે. યુધિષ્ઠિર માટેનો સંદેશો ભીમે સહદેવને આપ્યો કે તે 'રાજા'ને કહી કેજે-अद्यैकं दिवसं ममासि न गुरुर्नाहं विधेयस्तव । 'રઘુવંશ'માં પરિત્યાગ પછી લક્ષ્મણ સાથે સીતા રામને સંદેશો મોકલે છે તેમાં જે ભાવ સૂચિત થયો છે, તે જ ભીમની ઉક્તિમાં અહીં પણ છે. ભીમને જવું હતું શસ્ત્રાગારમાં પણ પગ ઊપડ્યા દ્રૌપદીના પરિસર તરફ. અહીં સરસ મનોવૈજ્ઞાનિક નિરૂપણ છે. પ્રવેશ્યા પછી સહદેવે કહ્યું કે અહીં 'કૃષ્ણાગમન'ની પ્રતીક્ષા કરો, ત્યાં ભીમને વળી 'કૃષ્ણગમન (કૃષ્ણનું ગમન)' સંભળાયું ! આથી પ્રશ્ન કર્યો કે કઈ શરતે સંધિ માટે તૈયાર થયા છે ? માત્ર પાંચ ગામને સંધિશરત બનાવી છે તે જાણીને તેનો રોષ વધ્યો. સંધિ માટે પ્રસ્તાવિત ગામોની સંખ્યા પાંચને, આદિશૂરે નાટ્યકારને દાનમાં આપેલાં ગામોની પાંચ સંખ્યા વચ્ચે સામ્ય છે. ઊભરાતી આંખો સાથે પ્રવેશી રહેલી દ્રૌપદીને જોઈને સહદેવને થયું-આર્યના રોષની વીજળી માટે આ વર્ષા આવી !

**(૪) ભીમ-દ્રૌપદી સંવાદ અથવા દ્રૌપદી-ભાનુમતી પ્રસંગ :**

દ્રૌપદીએ પ્રથમ અંકમાં પ્રવેશીને પોતાના પ્રીતિપાત્ર ભીમનું અભિવાદન કર્યું, પણ સંધિના પ્રસ્તાવથી નારાજ થઈ. પોતાની દુનિયામાં ખોવાયેલા ભીમનું ધ્યાન જ

ન ગયું. દ્રૌપદીને વિચાર આવ્યો-'બાજુએ રહીને એમનું મન વાંચું'. પાંચ ગામને આધારે સંધિની વાતથી અકળાયેલા ભીમે સંકલ્પ જાહેર કરી નાખ્યો કે 'યુદ્ધમાં કૌરવોને કચડી નાખું. દુઃશાસનની છાતીમાંથી લોહી પી લઉં. સુયોધનની સાથળોનો ભાંગીને ભૂક્કો કરી નાખું. ભલે તમારો રાજા સંધિ કરી લે.' આ સાંભળીને દ્રૌપદીને સૌથી વધુ આનંદ થયો. અપમાનના તાપે બળીને રહેલી એને માટે જાણે આ આષાઢીમેઘનો પહેલો છંટકાવ થયો. સહદેવે ભીમને સમજાવ્યું કે દુર્યોધન પાસે પાંચ ગામો માગ્યાં તે કઈ રીતે સાભિપ્રાય છે- ઇન્દ્રપ્રસ્થ, વૃકપ્રસ્થ, જયંત, વારણાવત અને પાંચમું કોઈપણ એક. આ ચાર નામો વિષભોજન, લાક્ષાગૃહદાહ, દ્યૂત અને સભાપમાન સાથે સંકળાયેલાં ઘટનાસ્થળો હતાં. સ્વાભાવિક જ છે કે આ નામોને આધારે કુરુરાજ સંધિ માટે તૈયાર ન જ થાય. સંધિ માટે હાથ લંબાવવો પણ શરત એવી રાખવી કે પ્રતિપક્ષ સંમત ન થાય. રાજનીતિનો આ કુશળ વ્યૂહ છે.

ભીમનું ધ્યાન દ્રૌપદી તરફ પડતાં જ તેણે તેની સમક્ષ સાદર દિલગીરી દર્શાવી કે વધેલા ક્રોધને કારણે ધ્યાન નથી ગયું, તો રોષ ન કરવો. દ્રૌપદી બોલી- 'તમે ઉદાસીન હો, તો રોષ થાય, કુપિત હો તો નહિ.' કદાચ, નાટ્યકારને મતે, ભીમ અને દ્રૌપદી જ એકબીજાને અનુરૂપ પાત્રયુગલ છે. દ્રૌપદીના ખુલ્લા વાળ ઘનીભૂત વેદનાનું પ્રતીક છે. ભીમને આ જોઈને વિચાર આવ્યો કે પાંડુપુત્રો જીવતા હોય અને દૂર ગયા ન હોય, 'છતાં પાંચાલીની આ દશા ?' પરંતુ દ્રૌપદીની વ્યથાનું કારણ જુદું હતું. તે ભીમને એ ન કહે તો બીજા કોને કહે ? દ્રૌપદીનું હૃદય જ એની આ ઉક્તિનું પ્રમાણ છે કે બીજું એવું કોણ છે જે મારા અપમાને દુઃખી થાય ?

ચેટીએ માંડીને અપમાન પ્રસંગ કહેવા માંડ્યો- 'માતા કુંતી, સુભદ્રા વગેરે સાથે દ્રૌપદી, માતા ગાન્ધારીને પગે લાગવા ગઈ હતી.' આ સાંભળીને ભીમ બોલી ઊઠે છે- युक्तमेतत् । वन्द्याः खलु गुरवः । ભટ્ટનારાયણની પાત્રાલેખન કળાનું સુંદર ઉદાહરણ ભીમ છે. દુર્યોધન વગેરે તરફ ઔદ્ધત્ય અને તેઓની માતા પ્રત્યે આદર- બંને તેનામાં છે. દ્રૌપદી વગેરે પાછાં ફરતાં હતાં ત્યારે દુર્યોધનની પત્ની ભાનુમતી તેમને મળી. ભાનુમતીએ તેને કટાક્ષ કર્યો કે 'પાંચ ગામોની માંગણી કરી છે, તો હવે તારા વાળ કેમ બાંધતી નથી ?' સહદેવે ભાનુમતીની આ કુચેષ્ટાનો ખુલાસો કર્યો કે દુર્યોધનની પત્ની પાસે આનાથી વધુ શાની અપેક્ષા રખાય ? દ્રૌપદી આનો જવાબ આપે એ પહેલાં જ એની હાજરજવાબી દાસીએ જવાબ આપી દીધો- 'જ્યાં સુધી તમારા વાળ બંધાયેલા છે ત્યાં સુધી અમારી દેવીના કેમ બંધાય ?' તાત્પર્ય એ છે કે તમે વિધવા થશો ને તમારા કેશ ખુલ્લા થશે, ત્યારે દેવીના બંધાશે. નાટ્યકારે દ્રૌપદીની સખીનું નામ 'બુદ્ધિમતિકા' આપ્યું છે, તે તદ્દન યોગ્ય જ છે. ભીમસેને હવે પ્રતિજ્ઞા કરી - સુયોધનના લોહીથી ખરડાયેલા હાથે ભીમ તારો કેશ બાંધશે. उत्तंसयिष्यति कचाँस्तव देवि भीमः । નાટકની ફળપ્રાપ્તિનું બીજ આ પ્રતિજ્ઞામાં પડેલું છે.

**(૪) બીજા અંકનો વિષ્કંભક :**

આ નાટ્યાંશ બીજા અંકને આરંભે છે. તેમાં થઈ ગયેલી અને થવાની ઘટનાઓનું સૂચન છે. તેમાં માત્ર સંસ્કૃત ભાષાનો પ્રયોગ હોવાથી તે શુદ્ધ વિષ્કંભક છે.

યુદ્ધ વેણીસંહારનો મુખ્ય વિષય છે. નાટ્યશાસ્ત્રનો નિયમ છે કે કેટલાંક દૃશ્યો રંગમંચ પર પ્રદર્શિત થતાં નથી. તેમાં યુદ્ધનો સમાવેશ છે. ભટ્ટનારાયણ, ભાસ અથવા ભવભૂતિ જેવો પરંપરાભંજક નથી. તેથી તેણે યુદ્ધનિરૂપણ સંવાદના માધ્યમથી આગળ વધાર્યું છે. વિષ્કંભકના પ્રારંભે પ્રવેશતા કંચુકી વિનયંધરની એકોક્તિમાંથી નિર્દેશ મળી રહે છે કે યુદ્ધ શરૂ થઈ ચૂક્યું છે. અભિમન્યુનો વધ થયો છે. કંચુકીને દુર્યોધનની આજ્ઞા હતી કે ભાનુમતીની તપાસ કરવી. દુર્યોધનની ઈચ્છા, તેને મળીને પછી યુદ્ધભૂમિમાં જઈને અભિમન્યુનો વધ કરનારા કર્ણ, જયદ્રથ વગેરેનું અભિવાદન કરવાની છે. કંચુકીને અંતઃપુરની દાસી વિહંગિકા પાસેથી માહિતી મળી કે ભાનુમતી પતિના યુદ્ધવિજયની આશાએ વ્રત ધારણ કરી રહી છે અને બાલોદ્યાનમાં છે. દાસી પાસેથી જાણીને આકસ્મિકપણે જ કંચુકીને બંનેની સરખામણી થઈ ગઈ. તેને લાગ્યું કે મહારાજ દુર્યોધન મહારાણીની તુલનામાં સારા નથી. મહારાણી વિજયની આશાએ વ્રત ધારીને બેઠી અને યુદ્ધ સાથે સંકળાયેલા આ મહારાજા - યુદ્ધ શરૂ થઈ ચૂક્યું છે, ભીષ્મ પોઢેલા છે, શત્રુસેના આટલી પ્રબળ છે, વાસુદેવ એમને પક્ષે છે ત્યારે - અંતપુરમાં વિહાર ઝંખે છે, અત્યંત પરાક્રમી શત્રુબાળકના વધથી પ્રસન્ન થાય છે. આ બંને અનુચિત છે. આનાથી મુખ્ય દશ્યમાં આવનારા અંતઃપુરવિહારના પ્રસંગનું સૂચન મળી રહે છે.

નાટકનું વાતાવરણ જ એવું છે કે તેમાં શૃંગારને સ્થાન ન હોય, પરંતુ જાણે કે નાટ્યશાસ્ત્ર સામે રાખીને ભટ્ટનારાયણે આ નાટકની રચના કરી હોય તે સ્થિતિમાં નાટક શૃંગારથી વંચિત ન રહી જાય એની કાળજી રાખવા કલ્પનાથી ઉપજાવીને લેખકે આ પ્રસંગ મૂક્યો છે. બીજા બધા તો ઠીક, પણ ભટ્ટનારાયણના નજીકના અનુગામી મમ્મટે જ આ પ્રસંગની 'अकाण्डे प्रथनम्' કહીને ટીકા કરી છે. આ પ્રસંગના અનુસંધાનમાં નાટ્યકાર ઉપરના આક્ષેપના જવાબમાં આટલું કહેવું જરૂરી છે કે યુદ્ધના આટલા ઉગ્ર વાતાવરણમાં દુર્યોધનના અંતઃપુરવિહારને દુર્યોધનનો જ સેવક અનુચિત ગણે છે. આનો અર્થ એ થયો કે નાટ્યકાર આ પ્રસંગનું અનૌચિત્ય જાણે છે, પરંતુ શાસ્ત્રીય નિયમના નિર્વાહ અર્થે આ પ્રસંગની યોજના કરી છે. કંચુકીને પ્રારબ્ધમાં શ્રદ્ધા છે કે તે કલ્યાણ જ કરશે.

ભાનુમતીની માહિતી વિહંગિકા પાસેથી કંચુકીને મળેલ તેમાં આકાશભાષિતનો પ્રયોગ થયો છે. વિહંગિકા નેપથ્યમાં છે અને રંગમંચ પર કંચુકી છે. ભાસના 'દૂતવાક્ય'માં આવો પ્રયોગ થયેલો છે.

**પ્ર. ૨૫. વિવેચનાત્મક નોંધ લખો :**

**(૧) ભાનુમતીનું સ્વપ્ન (૨) દુર્યોધનના રથધ્વજનો ભંગ (૩) જયદ્રથની માતાનું નિવેદન (૪) ત્રીજા અંકનો પ્રવેશક (૫) અશ્વત્થામાની એકોક્તિ (૬) અશ્વત્થામા અને કૃપાચાર્યનું મિલન.**

**ઉત્તર :**

**(૧) ભાનુમતીનું સ્વપ્ન :**

વેણીસંહારના બીજા અંકનું મુખ્ય દૃશ્ય શરૂ થાય છે ત્યારે ચિંતામગ્ન ભાનુમતી સખી સુવદના અને ચેટી સાથે બાલોદ્યાનમાં બેઠી હતી. ભાનુમતીને લાગ્યું છે કે પોતે અનુભવેલું સ્વપ્ન ચોક્કસપણે અમંગલસૂચક છે. તેણે પોતાના દુઃસ્વપ્નનું કથન શરૂ કરવા ધાર્યું. ત્યાં જ કંચુકી અને દુર્યોધન ત્યાં આવ્યા. કંચુકીએ રાજાને સમજાવ્યું કે જે સ્થિતિમાં અભિમન્યુનો વધ થયો તેમાં પ્રશંસા કરવા જેવું નથી. દુર્યોધને પોતાની સ્વભાવસહજ લાક્ષણિકતાને કારણે કંચુકીને ઠપકો આપ્યો કે ભીષ્મપ્રહારમાં પણ નીતિ જળવાઈ નથી. તું આમ માને છે તે મૂર્ખતા છે. પોતાના પૌરુષની પ્રશંસામાં દુર્યોધનથી અવળું બોલાઈ જવાય છે- स्वबलेन निहन्ति संयुगे न चिरात्पाण्डुसुतः सुयोधनम् । 'સુયોધન પાંડુપુત્રને મારશે' એમ બોલવાને બદલે તેનાથી ઊલટું બોલાઈ ગયું. સફળ નાટ્યકારનું આગવું લક્ષણ સૂચનકલા છે. અહીં તેની પ્રતીતિ થાય છે. વાસ્તવમાં પણ કોઈવાર એવું બને છે કે વિધાત્રી જિહ્વાગ્રે બેસીને આકસ્મિકપણે જ આગામી અર્થસૂચન કરાવી દે છે. કંચુકીએ મહારાજનું ધ્યાન દોર્યું કે આપનાથી વિપરીત ઉક્તિ થઈ ગઈ છે.

દુર્યોધનનું ચિત્ત તો પ્રાતઃકાળે વાસભવનથી વગર કહ્યે નીકળી ગયેલી પ્રણયિનીને કારણે વ્યાકુળ છે ! તેથી તેને ભાનુમતીને મળવું છે. આથી કંચુકી તેને અહીં લઈ આવ્યો. કંચુકીએ અને રાજાએ બાલોદ્યાનની શોભાનું વર્ણન કર્યું. ઉદ્યાનમાં પ્રવેશતાં જ નાયક અથવા તેના સહચર દ્વારા ઉદ્યાનવર્ણન આવે, તેવું પુરોગામી નાટ્યકાર ભાસ અને કાલિદાસની બાબતમાં પણ બન્યું છે. ભાનુમતીને ખરાબ સ્વપ્ન આવ્યું હતું કે એક નોળિયાએ સો સાપ મારી નાખ્યા. રાજા લતાસમૂહ પાછળ સંતાઈને ભાનુમતીનો બંને સખીઓ-સુવદના અને તરલિકા-સાથેનો સંવાદ સાંભળવા લાગ્યો. 'શાકુન્તલ'માં દુષ્યન્ત શકુંતલાનો બંને સખીઓ સાથેનો સંવાદ સાંભળે છે, તેવું દૃશ્ય અહીં સર્જાયું. આ રીતે અહીં રંગમંચ પર દ્વિકેન્દ્રી દૃશ્યયોજના છે.

ભાનુમતી દુઃખમાં છે તે જાણીને દુર્યોધને કલ્પવા માંડ્યું કે પોતાનાથી કોઈ અપરાધ તો થયો નહિ હોય ને ? ભાનુમતી દુઃસ્વપ્ન વર્ણવતી હતી કે દિવ્યરૂપી 'નકુળ'ને જોઈને હું વ્યાકુળ થઈ ઊઠી. દુર્યોધને માની લીધું કે આ પાપિણી

માદ્રીસુત નકુળમાં અનુરક્ત છે. ત્યાર પછી ભાનુમતી લતામંડપમાં ગઈ, તો 'નકુળ' તેને અનુસર્યો. તેણે ભાનુમતીનું સ્તનવસ્ત્ર ખેંચી લીધું. ત્યાર પછીના પ્રાતઃકાલીન સંગીતને કારણે તે જાગી ગઈ. હવે સાચી વિગત દુર્યોધને જાણી કે આ દુઃસ્વપ્નનું વર્ણન છે. તેને પશ્ચાત્તાપ થયો. ખરેખર તો નાટ્યકારની આ વસ્તુસંકલનની ક્ષતિ છે. આ ઈર્ષા પ્રસંગની કોઈ જરૂર નથી. ઊલટું તેનાથી દુર્યોધનના પાત્રને ઝાંખપ પહોંચી છે. 'સ્નિગ્ધજન' તરીકે સખીઓની ફરજ છે કે તેમને પૂછવામાં આવે, તો હિતકારક વચન કઠોર હોય, તો પણ કહેવું. તેઓએ અભિપ્રાય આપ્યો કે સમગ્ર સ્વપ્ન અશુભ છે. રાજાને પોતાને લાગ્યું કે शतसंख्या पुनरियं सानुजं स्पृशतीव माम् । આ ૧૦૦નો આંકડો મને અને ભાઈઓને લાગુ પડે છે. એની પોતાની ડાબી આંખ ફરકી, ત્યારે તે સહેજ વ્યગ્ર બન્યો, પણ તરત જ સ્વસ્થ થઈ તેણે અંગિરાનું વચન યાદ કર્યું કે સ્વપ્ન કાકતાલીયતાથી ફળે છે, तेभ्यः प्राज्ञा न बिभ्यति । સ્વપ્નપ્રભાવ નિવારવા ભાનુમતી ઊગતા સૂર્યની પૂજા કરવા માગે છે. તે દરમિયાન દુર્યોધન તેની પાસે પહોંચી જાય છે.

રાજાએ પ્રગટ થઈને ચેટી પાસેથી પૂજાપાત્ર લઈને, બંને સખીઓને દૂર કરી દીધી. પણ જતી વખતે સખીએ મનમાં રાજાની ઉપસ્થિતિ અંગે દુઃખ વ્યક્ત કરી દીધું કે આના વ્રતનો ભંગ થઈ ગયો. રાજાના વર્તન અંગે અગાઉ કંચુકીમુખે અને હવે સખીમુખે નાટ્યકારે જાણે કે અસંતોષ પ્રગટ કર્યો છે. અજાણતાં પતિના થયેલા સ્પર્શથી વેરાયેલાં પુષ્પોથી સૂર્યને અંજલિ અધૂરી રહી. નાટ્યકારે અહીં આખું પરિણામ અવ્યક્તપણે સૂચવી દીધું છે. રાજાએ તેને આશ્વાસન આપ્યું કે દુઃસ્વપ્નના ડરથી વ્રત કરવાની જરૂર નથી. મારા પરાક્રમમાં શંકા ન કર. તેણે તેની પાસે તેનું મુખકમળ પીવાની ઈચ્છા પ્રગટ કરી. એ જ વખતે ધસમસી રહેલા વંટોળિયાથી ગભરાઈને ભાનુમતી રાજાને વળગી પડી. નાટ્યશાસ્ત્રની પરવા કરનાર નાટ્યકારે અહીં આલિંગન દશ્ય કેમ બતાવ્યું હશે ? 'મગ્નપરોધર' આલિંગનને વર્ણવી રહેલા રાજાને વંટોળિયો મિત્ર લાગે છે ! આકસ્મિકપણે અત્યારે જ ઊઠેલા વંટોળિયાનો સંકેત પામવાની તેની તૈયારી નથી. તે તો ગાઢ આલિંગનની માગણી સાથે ગર્ભગૃહમાં સૌ સાથે પ્રવેશ્યો.

આ પ્રસંગ સૌ વિવેચકોની ટીકાને પાત્ર બનેલો છે. નાટ્યકારે તેના દ્વારા શૃંગાર નિરૂપવાની ચેષ્ટા કરી પણ અસફળ રહ્યા છે. આ પ્રસંગની આ નાટકમાં જરૂર જ નથી.

**(૨) દુર્યોધનના રથધ્વજનો ભંગ :**

વેણીસંહારના બીજા અંકમાં દુર્યોધનના રથની ધજા ભાંગી જવાનો પ્રસંગ આવે છે. નાટ્યશાસ્ત્રની પરિભાષામાં 'પતાકાસ્થાનક' કહી શકાય તેવી, 'ઉત્તરરામચરિત'માં જેનો પ્રયોગ છે તેવું, ભટ્ટનારાયણની નાટ્યકલાની પ્રતીતિ કરાવતી પ્રસંગાનુકૂળ

પ્રયુક્તિ અહીં જોવા મળે છે. દુર્યોધન પત્ની ભાનુમતી સાથે દારુપર્વત પ્રાસાદમાં ગયેલ છે. બહાર ભંયકર વંટોળ ફૂંકાય છે. અંદર દુર્યોધન ભાનુમતી સાથે પ્રણયક્રીડામાં છે. તે ભાનુમતીને સાથળ ઉપર બેસવા કહે છે ત્યાં જ કંચુકી આવીને 'ભાંગી ગઈ, ભાંગી ગઈ' બોલે છે. આને લગતો સંવાદ આ પ્રમાણે છે :

**રાજા :** કરભોરુ, તાર જઘન પર બેસવા માટે મારો સાથળ પૂરતો છે.
(પડદો ઉછાળી પ્રવેશીને ગભરાતાં)

**કંચુકી :** ભાંગી ગયો, દેવ, ભાંગી ગયો.
(બધાં આતંક સાથે જુએ છે.)

**રાજા :** શું ?

**કંચુકી :** ભીમ દ્વારા ભાંગી ગયો.

**રાજા :** અરે, શું બબડે છે ?

**ભાનુમતી :** આર્ય, અમંગળ શું બોલો છો ?

**કંચુકી :** (ભય સાથે) ખરેખર ભીમ દ્વારા ભાંગી ગયો આપનો-

**રાજા :** ધિક્કાર, બબડાટ કરનારા નીચ ડોસલા ! તારો અત્યારે આ કેવો મતિભ્રમ ?

**કંચુકી :** દેવ, ખરેખર કોઈ મતિભ્રમ નથી. સાચું જ કહું છું.
ભીમ (ભંયકર) પવને આપનો રથનો ધ્વજ તોડી નાખ્યો છે.

રથની ધજા તૂટી જાય તે અપશુકન છે. કંચુકી દ્વારા તેની જાહેરાત અજાણપણે ઊરુભંગ સાથે સંકળાઈ ગઈ છે. 'પછી આવનારી ઘટનાઓ એનો ઓછાયો અગાઉથી પાડે છે' એ ઉક્તિ અહીં ચરિતાર્થ થતી જણાય છે. ભાનુમતીનું સૂચન છે કે આ અનિમિત્ત નિવારવા હોમદાન કરવો. રાજા પુરોહિત સુમિત્રને કંચુકી દ્વારા આદેશ મોકલે છે, પણ અવજ્ઞા સાથે.

આ પ્રસંગ પતાકાસ્થાનકનું ઉત્તમ ઉદાહરણ છે. ઉત્તરામચરિતમાં પ્રથમ અંકમાં પણ આવું છે. ભટ્ટનારાયણ ઉપર ભવભૂતિનો ભારે પ્રભાવ છે. જરૂરિયાત મુજબ ત્વરા સાથે પાત્રનો પ્રવેશ હોય તે 'પટાક્ષેપ' સાથેનો પ્રવેશ કહેવાય છે. પ્રવેશને લગતી કોઈ સૂચના વગર પડદો ઊંચકીને પાત્ર રંગમંચ પર પ્રવેશે છે. અહીં એવું છે.

**(૩) જયદ્રથની માતાનું નિવેદન :**

વેણીસંહારના બીજા અંકમાં દુર્યોધન અને ભાનુમતી સાથે છે. વંટોળિયો ફુંકાઈ ગયો છે અને દુર્યોધનની રથપતાકા તોડી નાંખી છે ત્યારબાદ જયદ્રથની માતા અને પત્ની એટલે કે દુર્યોધનની બહેન દુઃશલા ગભરાટ સાથે પ્રવેશીને દુર્યોધનના પગમાં પડ્યાં. ભય સાથે માતાએ જાણ કરી કે સૂર્યાસ્ત પહેલાં જયદ્રથવધની અર્જુને પ્રતિજ્ઞા કરી છે અને જો આમ ન થઈ શકે તો આત્મવધનો નિર્ણય કર્યો છે. દુર્યોધને સ્મિત

સાથે તેને સમજાવ્યું કે 'આ તો પુત્રશોકના પાગલપણાનો પ્રલાપ છે. તમારું અબળાઓનું ભારે ભોળપણ છે. આમાં વિશ્વાસ ન કરાય. ઘૂતસભામાં પોતાની પત્નીની અવદશા હતી છતાં આ અર્જુન શું કરી શક્યો હતો ? એની મેળે મરી જતો હોય, તો તો ખુશ થવું જોઈએ. આપણી પાસે જગપ્રસિદ્ધ પરાક્રમીઓ છે. બીજાની વાત શી કરવી ? તેને તારા પોતાના પુત્રના પરાક્રમની જાણ નથી.' ભાનુમતીએ આ અર્જુનપ્રતિજ્ઞા અંગે સાવધ રહેવા જણાવ્યું ત્યારે દુર્યોધને તેને સમજાવ્યું કે ભીમની પ્રતિજ્ઞાઓ જેમ હજુ સુધી પૂરી થઈ નથી તેવું જ આ અર્જુનની પ્રતિજ્ઞા વિષે જાણવું. પછી તેણે પોતાનો વિજયશીલ રથ તૈયાર કરાવ્યો, અને અર્જુન માટે 'અશસ્ત્રપૂત મરણ'નો સંકલ્પ કર્યો. ભાનુમતીને અંતઃપુરમાં રવાના કરી. અંકને અંતે જયદ્રથની માતા અને દુઃશલાનું શું થયું તે નાટ્યકારે જણાવ્યું નથી. એમ સમજવાનું રહે કે તેઓ પણ ભાનુમતી સાથે અંતઃપુરમાં ગયાં.

વીર તરીકે દુર્યોધન જયદ્રથની માતાને આશ્વાસન આપે તેમ જો માનીએ તો તેના શબ્દોમાં સચ્ચાઈ નથી તેમ સમજવું પડે. બાકી અર્જુનની પ્રતિજ્ઞાને પૂરી ગંભીર નહિ માનવામાં તે થાપ ખાઈ જાય. અહીં દુર્યોધનનું ઘમંડ અને તેનો અતિવિશ્વાસ જોઈ શકાય છે.

**(૪) ત્રીજા અંકનો પ્રવેશક :**

વેણીસંહાર નાટકનો ત્રીજો અંક પ્રવેશક નામના દશ્યથી શરૂ થાય છે. યુદ્ધદશ્ય રંગમંચ પર પ્રર્દશન માટે નિષિદ્ધ છે. તેથી નાટ્યકાર જુદા જુદા વિકલ્પ અજમાવે છે. ત્રીજા અંકને પ્રારંભે રાક્ષસયુગલના સંવાદ દ્વારા યુદ્ધની વિગત આપી છે. પ્રવેશક બે અંક વચ્ચે આવે છે. તેમાં નિમ્ન કોટિનાં પાત્રો રાક્ષસદંપતી છે. પાત્રો કાલ્પનિક હોય, ત્યારે નાટ્યકાર અન્વર્થક નામો પ્રયોજે છે. અહીં રાક્ષસયુગલનાં નામ રુધિરપ્રિય અને વસાગન્ધા છે. આ પ્રવેશકમાં બીભત્સ રસનું વાતાવરણ છે.

રાક્ષસી પ્રસન્ન હતી કારણ કે તેને નરમાંસ, ચરબી અને રક્ત પુષ્કળ પ્રમાણમાં મળ્યાં હતાં. તેને થાય છે કે જો આવું જ હોય તો वर्षशतं समरो भवतु - સો વર્ષ સુધી લડાઈ ચાલ્યા કરો. જયદ્રથવધના દિવસે અર્જુન લડ્યો હતો, તેવું રોજ લડે તો તેનો કોઠાર ભરાઈ જાય. તે તેના પતિ રાક્ષસને બોલાવવા લાગી. રાક્ષસી વસાગંધાએ કહ્યું કે તારે માટે હું ચરબીથી ચીકણું, તાજું લોહી અને સરસ માંસ લાવી છું. રાક્ષસ રુધિરપ્રિય ખુશ થઈ ગયો. તેણે માહિતી આપી કે પુત્ર ઘટોત્કચના વધે દુઃખી બનેલી હિડિમ્બાને સુભદ્રા-દ્રૌપદી આશ્વાસન આપતાં હતાં. રાક્ષસીએ પોતાના ઘરનો 'ધનભંડાર' ગણાવ્યો કે ભગદત્ત, દ્રુપદ, મત્સ્યરાજ, ભૂરિશ્રવા, સોમદત્ત વગેરેનાં રક્ત, ચરબી અને માંસના હજાર ઘડા આપણા ઘરમાં છે. રાક્ષસે તેને પૂર્ણ સંતોષ સાથે આલિંગન આપ્યું. ફરીવાર અહીં આલિંગનના નિષિદ્ધ દશ્યનું રંગમંચ પર પ્રદર્શન છે જે શાસ્ત્રસંમત નથી. રાક્ષસને હિડિમ્બાનો આદેશ છે કે તેણે સંગ્રામમાં ભીમસેનની પાછળ જ રહેવું. દુઃશાસનનું લોહી પીવાની ભીમની પ્રતિજ્ઞા

છે. તેથી રાક્ષસે તેના શરીરમાં પ્રવેશવાનું છે. નાટ્યકારે અહીં મનુષ્યરક્ત પીવાના ભીમના જંગલી કૃત્યનો એ રીતે બચાવ કર્યો છે કે તેના શરીરમાં રાક્ષસપ્રવેશ થશે, તેથી તે રક્તપાન કરશે. યુદ્ધભૂમિ પર એ વખતે દ્રોણનો વધ ધૃષ્ટદ્યુમ્ન કરી રહ્યો હતો. પરંતુ રાક્ષસે પોતાની પત્નીને સમજાવ્યું છે કે આ તો બ્રાહ્મણ છે. બ્રાહ્મણનું લોહી પીવાય નહિ. તેનાથી ગળું બળે. બ્રાહ્મણના રક્તપાનની આ સંભવતઃ કાલ્પનિક વિગત દ્વારા બ્રાહ્મણપક્ષપાત જણાવીને લેખક પોતાની જ્ઞાતિનું સૂચન કરવા માગતા હશે ? પણ પછી અશ્વત્થામા ખેંચેલી તલવારે રોષ સાથે આવતો હતો, તેથી ભયને કારણે રાક્ષસયુગલ જતું રહ્યું.

પ્રવેશક અતીત અને અનાગત ઘટનાઓ સૂચવે છે. જેમકે, જયદ્રથ ને ઘટોત્કચના વધ થઈ ગયા. દ્રોણનો પણ વધ થઈ રહ્યો છે. ભીમસેન રક્તપાન કરવાનો છે.

**(૫) અશ્વત્થામાની એકોક્તિ :**

સંસ્કૃત નાટકોમાં એકોક્તિનો પ્રયોગ કોઈકવાર થાય છે. 'મુદ્રારાક્ષસ'માં રાક્ષસની એકોક્તિ છે. વેણીસંહારના ત્રીજા અંકમાં અશ્વત્થામાની એકોક્તિથી મુખ્ય દશ્ય શરૂ થાય છે. રાક્ષસ દ્વારા સૂચવાતા પ્રવેશ પ્રમાણે અશ્વત્થામા ખેંચેલી તલવાર સાથે પ્રવેશે. તે વિચારે છે કે -

મારા પિતા હવે પોતાના પ્રભાવને અનુરૂપ શત્રુનાશક કર્મ કરી રહ્યા છે. મારે રથને બોલાવવો નથી. આ હથિયાર સાથે જ રણમાં ઊતરું. તે આમ સંકલ્પ કરે છે ત્યારે જ તેની ડાબી આંખ અપશુકન સૂચવતી ફરકી. નાટ્યકારને શુકન-અપશુકનમાં શ્રદ્ધા જણાય છે. એ વખતે કર્ણસહિત સમગ્ર સેના ચારેબાજુ ભાગવા લાગી. તેને દુઃખ થયું. તેણે કહ્યું मरणमवश्यमेव जन्तोः किमिति मुधा मलिनं यशः कुरुध्वे । મારા પિતા હાજર છે ત્યારે આમ નાસવાની જરૂર નથી. એ વખતે નેપથ્યમાંથી અવાજ આવ્યો 'પણ હવે ક્યાં છે તારા પિતા ?' અશ્વત્થામાએ રોષ કર્યો કે પાપીઓ, મારા શૌર્યનિધિ પિતા વિષે અનિષ્ટ કેમ કહો છો ? એ વખતે જ ઘવાયેલો સારથિ પ્રવેશે છે.

અહીં દ્રોણાચાર્યના વધની વાત જાણવા મળે છે. અશ્વત્થામા પહેલીવાર રંગમંચ પર પ્રવેશે છે.

**(૬) અશ્વત્થામા અને કૃપાચાર્યનું મિલન :**

વેણીસંહાર નાટકના ત્રીજા અંકમાં અશ્વત્થામાનો તેના મામા કૃપાચાર્ય સાથે મિલન અને સંવાદ આવે છે.

કૃપે આવતાંની સાથે જ ધિક્કારની હેલી વરસાવી. ભાઈઓ સાથેના કુરુપતિને ધિક્કાર ! યુધિષ્ઠિરને ધિક્કાર ! નિષ્ફળ શસ્ત્રધારી રાજાઓને ધિક્કાર ! અમને

સૌને ધિક્કાર ! સૌએ ચિત્રાકૃતિ જેવા અલિપ્ત ભાવે અગાઉ દ્રૌપદીનું કેશગ્રહણ જોયું અને અત્યારે દ્રોણનું મૃત્યુગ્રહણ જોયું. આ યાદીમાં 'યુધિષ્ઠિર'નો સમાવેશ છે તે ઘણું સૂચવી દે છે. સફળ નાટ્યકારને અપેક્ષિત વ્યંજના ભટ્ટનારાયણ ધરાવે છે. કૃપ વિચારે છે કે એક કેશગ્રહણથી ભયંકર પરિણામ આવી પડ્યું, બીજા દ્રોણાચાર્યના વધ વખતના કેશગ્રહણથી પ્રજા નિઃશેષ થઈ જવાની. તેણે મૂર્છિત અશ્વત્થામાને ધીરજ આપીને જાગ્રત કર્યો. જાગીને શોક સાથે તે કહેવા લાગ્યો કે આ મારા જ ભાગ્યનો દોષ છે કે આજન્મ સત્યભાષી, કોઈનો પણ દ્વેષ ન કરનારા અજાતશત્રુ મારા પિતાની બાબતમાં જ આ રીતે વર્ત્યા ! અશ્વત્થામાએ કૃપને કહ્યું કે 'મામા, તમારા બનેવીને ક્યાં મૂકી આવ્યા ? હું રડતો નથી. હું પિતાનું અનુગમન કરું છું.' સારથિ અને કૃપાચાર્યે તેને રોક્યો. કૃપે સમજાવ્યું કે પિતૃઓને જલાંજલિ, બ્રહ્મભોજન, શ્રાદ્ધકર્મ વગેરે માટે તારું હોવું જરૂરી છે. અશ્વત્થામા સંમત થયો પણ શસ્ત્રત્યાગ જાહેર કર્યો કે 'ભગવાન શસ્ત્ર, હું પણ તને છોડું છું. આપનું કલ્યાણ !'

એ વખતે નેપથ્ય-ઉક્તિ થઈ કે ધૃષ્ટદ્યુમ્ન આચાર્યનું શિર ઉતારીને છાવણીમાં જઈ રહ્યો છે. રાજાઓ, તમે આની ઉપેક્ષા કેમ કરો છો ? અશ્વત્થામાને લાગે છે કે પિતાએ જાતે દેહ મૂકી દીધો, પછી તેના મસ્તકે કૂતરાં, કાગડા અડે કે ધૃષ્ટદ્યુમ્ન અડે તેમાં ફેર નથી. પણ આ અપમાન છે. ખરેખર આ તેના મસ્તકે મુકાયેલો હાથ નથી, પણ મારે માથે (અપમાનથી) મુકાયેલો પગ છે. દ્રુપદપુત્રના આ કુકર્મને સૌએ જોઈ લીધું. આ સૌનાં રક્ત, માંસ, ચરબીથી હું દિશાઓમાં બલિ ચડાવું છું. એણે સારથિને સર્વ સામગ્રી અને આયુધો સાથેનો પોતાનો રથ લેવા મોકલ્યો. કૃપાચાર્યે અશ્વત્થામાને કહ્યું કે તું સેનાપતિ થઈને યુદ્ધમાં ઊતર. અશ્વત્થામાની ઇચ્છા ન હતી. પણ આ કૃપે તેની મહત્ત્વાકાંક્ષા સતેજ કરી. 'તું ભીષ્મ-દ્રોણ કક્ષાનો છે. તે બંને નથી ત્યારે તારું નેતૃત્વ જ યોગ્ય છે. મને લાગે છે કે દુર્યોધને તારે માટે અભિષેકસામગ્રી તૈયાર કરી જ હશે.' અશ્વત્થામા હવે સંમત થયો. તેને લાગ્યું કે ગુરુહત્યાથી દુઃખી થયેલા કુરુરાજનું દુઃખ મારા નેતૃત્વથી હળવું થશે. મામા-ભાણેજ આ માટે દુર્યોધન પાસે જવા લાગ્યા ત્યાં જ દુર્યોધન-કર્ણનો પ્રવેશ થયો. જેને યાદ કરો તે જ હાજર થાય એવું વ્યવહારમાં પણ બને છે.

**પ્ર. ૨૬. નીચેના ઉપર ટૂંક નોંધ લખો :**

**(૧) દુર્યોધનની મૂર્છાવસ્થા (૨) સુન્દરકની એકોક્તિ (૩) વૃષસેનનો વધ (૪) કર્ણનો દુર્યોધનને સંદેશ (૫) ધૃતરાષ્ટ્રનો સંધિપ્રસ્તાવ (૬) કર્ણનો વધ.**

**ઉત્તર :**

**(૧) દુર્યોધનની મૂર્છાવસ્થા :**

ત્રીજા અંકને અંતે દુઃશાસનની મદદે ગયેલા દુર્યોધનને અર્જુને રોકી રાખ્યો છે.

ચોથા અંકમાં આરંભે ઘવાયેલો દુર્યોધન પ્રવેશ છે. તે પહેલાં તેનો ગભરાયેલો સારથિ પ્રવેશ્યો. તે પોતાના રથમાં પ્રહારથી મૂર્છા પામેલા દુર્યોધનને યુદ્ધસ્થળથી દૂર લઈ જઈ રહ્યો હતો. ત્યાં નેપથ્યમાંથી અવાજ સંભળાયો, 'અરે રાજાઓ, દુઃશાસનના લોહીથી ભીંજાયેલા ભીમને જોઈને ભાગતી સેનાને રોકો.' સારથિએ જોયું કે કૃપે નાસતી સેનાને આશ્વાસન આપ્યું છે અને તે અર્જુન દ્વારા આક્રાન્ત કર્ણની મદદે ગયા છે. ફરી નેપથ્યમાંથી ભીમનો અવાજ સંભયાયો, 'અરે સૈનિકો, ડરો નહિ, નાસો નહિ. મારે તમને સાક્ષી કરવા છે. સાંભળો. દુઃશાસનના જીવતાં જ મેં એની છાતીમાંથી લોહી પીધું છે.' સારથિ દુર્યોધનને ભીમથી બચાવવા કમળતળાવડીને કાંઠે વિશાળ વડના છાંયે લઈ આવ્યો.

દુર્યોધનની મૂર્છા વળી. તેણે સારથિને કહ્યું કે દુઃશાસન પાસે રથને લઈ જા. સારથિએ ખોટું બહાનું બતાવ્યું-'આયુષ્માન, હવે અશ્વો તમારા રથને લઈ જવા સમર્થ નથી. 'અને મનોરથને (પણ)'. ભાસની જેમ રંગસૂચનાને લગતી બેદરકારી ભટ્ટનારાયણ પણ દાખવે છે. અહીં अपवार्य નહિ, स्वगतम् જોઈએ. દુર્યોધને હવે માત્ર ગદાને આધારે યુદ્ધમાં ઊતરવાનો નિર્ણય કર્યો, ત્યારે સારથિએ કરુણતા સાથે જણાવી દીધું કે ભીમ એની પ્રતિજ્ઞા પૂરી કરી ચૂક્યો છે. દુર્યોધન આ સાંભળીને જમીન ઉપર પટકાઈને ફરી મૂર્છા પામ્યો. સારથિએ તેને જાગ્રત કર્યો. સારથિએ તેને સમજાવ્યું કે તેની પ્રાણરક્ષા માટે ત્યાંથી દૂર થવું જરૂરી હતું. દુર્યોધન વ્યથા-નિર્વેદ અનુભવે છે. તે નિસાસો નાખીને તથા જોઈને કહે છે કે 'અરે ઓ ભરતવંશવિમુખ નિર્દય દુષ્ટ વિધિ ! એવું બને કે મારું મૃત્યુ થાય અને ભીમ હત્યારો ન બને ?' સારથિ કહે છે. 'પાપ શાંત થાવ, પાપ શાંત થાવ. આ શું, મહારાજ ?' દુર્યોધન જવાબ વાળે છે. 'જેના બધા બાંધવોને મારી નાખ્યા હોય એવા મને રાજ્યથી શું, કે જયથી શું ?'

**(૨) સુન્દરકની એકોક્તિ :**

ચોથા અંકમાં આરંભે સારથિ તથા દુર્યોધન વાત કરે છે અને દુઃશાસનના વધની વાત જાણી દુર્યોધન દુઃખી થાય છે. તે વખતે શરીરે પાટાપીંડીવાળો સુન્દરક પ્રવેશે છે. તે સૌને પૂછવા લાગ્યો કે તમે સારથિ સાથે મહારાજ દુર્યોધનને જોયા છે ? તેણે એક સૈનિકસમૂહ જોયો. પરંતુ તેઓ તેમના સ્વામીની છાતીમાંથી ચીપિયા વડે બાણનાં તૂટેલાં ફણાંને કાઢતા હતા. બીજું એક સૈનિકજૂથ તેને જોઈને રડવા લાગ્યું. કોઈ પુત્રના મૃત્યુ ઉપર તેની માતા-પત્ની ચિતારોહણની તૈયારી કરતાં હતાં. બીજા કેટલાક ઘવાયેલા વીરો ખાલી રથના અશ્વને ઠપકો આપતાં રડતા હતા. એની ઉપર બેઠેલો એમનો સ્વામી કદાચ મરાયો હતો. સૌને પોતપોતાની આપત્તિ હતી. આમાં કર્મો જ કારણરૂપ છે. સુંદરકે જોયું કે ઘવાયેલો દુર્યોધન પડ્યો છે. એને લાગે છે કે દ્રૌપદીના કેશગ્રહણનું ફૂલ આ રીતે ફળમાં પરિણમ્યું છે.

સુંદરકની એકોક્તિમાં નાટ્યતત્ત્વની પુષ્કળતા છે. નાટ્યકારે ભલે યુદ્ધવિષયક નાટક લખ્યું, પણ એનું અંતઃકરણ યુદ્ધને જાણે કે માન્ય કરતું નથી. સુંદરકે જે કાંઈ જોયું તે યુદ્ધજનિત આપત્તિનું જ નિદર્શન હતું.

**(૩) વૃષસેનનો વધ :**

યુદ્ધમેદાન ઉપરથી પાટાપિંડીવાળો સુંદરક દુર્યોધનને શોધતો આવે છે. વડના ઝાડ નીચે તેને તે મળે છે. તે ત્યાં જાય છે ત્યારે દુર્યોધન સુંદરકને પૂછે છે, 'અર્જુને કર્ણના અશ્વને મારી નાખ્યા, સારથિ મારી નાખ્યો, કે રથ તોડી નાખ્યો ?' સુંદરકે કહ્યું- न भग्नो रथः । अस्य मनोरथोऽपि । અહીંના સંવાદમાં નાટ્યતત્ત્વને કારણે જીવંતતા છે. સુંદરક કહે છે કે 'દેવ, આજે કુમાર દુઃશાસનનો વધ'- એમ અર્ધું બોલીને પોતાનું મુખ ઢાંકીને ભયનો અભિનય કરે છે. સારથિ કહે છે કે, 'સુંદરક, કહે. દૈવે કહી જ દીધું છે.'

સુંદરકના વૃત્તાન્તકથનની વચ્ચે વચ્ચે ततस्ततः ततस्ततः એ જાતની સારથિ અને દુર્યોધનની ઉક્તિઓ સંવાદને જીવંત રાખે છે.

સુંદરકે શરૂ કર્યું - 'કર્ણે ભીમ ઉપર આક્રમણ કર્યું. બંને વચ્ચે અનેક પ્રકારનાં આયુધોથી ભયંકર યુદ્ધ થયું.' નાટ્યકારની વર્ણનકળાની કુશળતાને લીધે વર્ણન શુષ્ક લાગતું નથી. સુંદરક કહે છે, 'કર્ણના પુત્ર કુમાર વૃષસેને જોયું કે પિતા કર્ણ ઉપર ભીમ અને અર્જુને આક્રમણ કર્યું છે એટલે તે મદદમાં આવ્યો. અર્જુનનાં ઉગ્ર વચનનો જવાબ તેણે ઉગ્ર બાણથી આપ્યો. બંને યુદ્ધકૌશલ દર્શાવતા હતા. બંને સેનાઓ આશ્ચર્ય સાથે જોવા ઊભી રહી. કર્ણની બાણપંક્તિ ભીમ ઉપર અને હર્ષાશ્રુભરી દષ્ટિ વૃષસેન પર પડતી હતી. અર્જુને કુમાર વૃષસેનનો રથ અને ધનુષ તોડી નાખ્યાં. કર્ણે હવે અર્જુન પર બાણવૃષ્ટિ શરૂ કરી. કુમાર માટે બીજો રથ આવ્યો. અર્જુને હવે શક્તિનો પ્રહાર કર્યો. કુમારે બાણથી તેના ટુકડા કરી નાખ્યા. ભીમ અને કર્ણ હવે પછી તો દ્રષ્ટા બની ગયા. અર્જુને એવી બાણવર્ષા કરી કે ટંકાર કરતી પણછથી જ એની પ્રતીતિ થાય. એનાથી આકાશ, સ્વામી, રથ, પૃથ્વી, કુમાર, પતાકાદંડ, સેના, સારથિ, દિશા, વીરસમૂહ કશું જ દેખાયું નહીં. વૃષ્ટિ સમાપ્ત થઈ ત્યારે મહાન કોલાહલ થયો કે 'हा हतः कुमारवृषसेनः ।'

દુર્યોધન સુંદરકના કથન ઉપર પોતાનો પ્રતિભાવ આપતો જતો હતો પણ છેલ્લા સમાચારે તો એ ભાંગી પડ્યો. સારથિએ તેને દુઃખ ન લગાડવા કહ્યું ત્યારે તેણે જવાબ આપ્યો- 'पुण्यवन्तो हि दुःखभाजो भवन्ति ।' 'હૃદય બળતું હોય ત્યારે કેવું દુઃખ અને કેવી વ્યથા ?' તેને મૂર્છા આવી. સારથિએ પવન નાખીને તેને જાગ્રત કર્યો. નાટ્યકારે કુમાર વૃષસેનના પરાક્રમનું પ્રશંસનીય વર્ણન આપ્યું છે. આ નિરૂપણમાં જીવંતતા છે અને તાદૃશ વેધકતા છે. વર્ણનોને લીધે તે ચિત્રાત્મક બન્યું છે.

**(૪) કર્ણનો સંદેશ :**

વેણીનાટકના ચોથા અંકમાં વૃષસેનનો વધ દર્શાવ્યો છે. કર્ણ તેનો સાક્ષી હતો. તે દુઃખી થયો. પુત્રનો બદલો લેવા પ્રાણની પરવા કર્યા વગર તેણે અર્જુન તરફ ભયંકર આક્રમણ કર્યું. પરંતુ હવે આ રથથી લડી શકાય તેમ ન હતું. તેથી સારથિ શલ્યે રથ પાછો મોકલ્યો. વિલાપ કરતા કર્ણ માટે બીજો રથ આવ્યો. પછી કર્ણે સુંદરકને બોલાવ્યો. માથેથી પાટો છોડીને પાટા ઉપરનાં રક્તબિંદુઓથી બાણની અણીને ભીંજવીને દુર્યોધનને સંદેશો લખ્યો; ''સ્વસ્તિ ! મહારાજ દુર્યોધનને કંઠે છેલ્લું ગાઢ આલિંગન આપીને કર્ણ નિવેદન કરે છે. 'શસ્ત્રકુશળ કર્ણ યુદ્ધમાં અનુપમ છે. મારે ભાઈઓ કરતાં પણ તે વધુ છે. એનાથી પાંડવો જીતવાના છે.' આ પ્રમાણે તમે મારું સન્માન કર્યું છે. પરંતુ હું દુઃશાસનના શત્રુને મારી ન શક્યો. હવે તમે બાહુઓના શૌર્યથી અથવા આંસુથી દુઃખનો પ્રતિકાર કરો.''

સુંદરક પાસેથી સંદેશો વાંચીને દુર્યોધનને થયું કે પોતે વચનકંટકથી વીંધાયો છે. સુંદરકે જણાવ્યું કે હવે તો કર્ણે શરીર પરથી કવચ હટાવીને મૃત્યુની તૈયારી સાથે જ અર્જુન સામે લડવાની ઇચ્છા કરી છે.

દુર્યોધને સારથિને રથ લાવવા કહ્યું. સુંદરકને કર્ણ માટેનો સંદેશ કહ્યો, ''આપણા બંનેનો પ્રાણત્યાગનો સંકલ્પ સરખો છે. પાંડવોને મારીને, ભાઈઓને અંજલિ આપીને શેષ મંત્રીસેવકોની સાથે આંસુ વેરીને એકબીજાને ફરીથી ન મળનારું ગાઢ આલિંગન આપીને આપણે અધમ શરીરને છોડી દઈશું.''

સુંદરક દુર્યોધનનો પ્રતિસંદેશ લઈને રવાના થયો. દુર્યોધનના વ્યક્તિત્વનું લક્ષણ તેની ભાવનાશીલતા છે, જે નાટ્યકારે અહીં સરસ રીતે દર્શાવ્યું છે.

**(૫) ધૃતરાષ્ટ્રનો સંધિપ્રસ્તાવ :**

પાંચમા અંકમાં ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને સારથિ સંજય ઘવાયેલા દુર્યોધન પાસે આવ્યાં છે. ભાસના 'ઊરુભંગ'માં પણ આવી પરિસ્થિતિ જોવા મળે છે. ગાંધારી કશું જાણતી ન હતી. તેને એમ હતું કે દુર્યોધન સો ભાઈઓથી વીંટળાયેલો હશે, એને બદલે વડલાની છાયામાં એકલો છે તે જાણીને તેને દુઃખ થયું. પુત્ર કશું બોલ્યો નહિ એટલે બંને દિશાઓ ફંફોસતાં તેની પાસે ગયાં અને તેને ભેટ્યાં. છતાં દુર્યોધન મૌન હતો. તેના મૌનથી બંને વ્યથિત બન્યાં. દુર્યોધને પોતાના મૌનનું કારણ બતાવ્યું કે પોતે નાના ભાઈઓના નાશનો દ્રષ્ટા છે. તે કહે છે, 'તમારા પુત્રોના આ હત્યારાને તમે પુત્ર શાથી માનો છો ?' ગાંધારીએ આશ્વાસન આપ્યું અને જણાવ્યું કે તું તો આંધળાની લાકડી છે. तच्चिरं जीव । किं मे राज्येन वा । દુર્યોધને કહ્યું કે 'મા, તને સો પુત્રોના વિનાશનો શોક નથી અને મને અયોગ્ય એકને બચાવવાનું કહે છે ?' સંજયે તેનો સરસ જવાબ આપ્યો કે ઘડો કૂવામાં પડી

જાય તેથી તેમાં દોરડું ફેંકી ન દેવાય. દુર્યોધને પોતાનો સંકલ્પ જાહેર કર્યો કે કુન્તીપુત્રોને મારીને પોતે પણ મરી જશે.

ગાંધારી-ધૃતરાષ્ટ્ર અગાઉથી નિર્ણય કરીને જ આવ્યાં હતાં. તક મળતાં જ ગાંધારીએ કહ્યું કે તને માથું નમાવીને વિનંતી કરું કે યુદ્ધ બંધ કરી દે. ધૃતરાષ્ટ્રે પણ કહ્યું કે માત્ર તારી જ બાબતમાં શત્રુની પ્રતિજ્ઞા બાકી છે. તેના તરફ અભિમાન છોડ અને આંધળાં માબાપને પાળ. સંજયે આનું સમર્થન કર્યું, તેથી દુર્યોધને તેના તરફ રોષ વ્યક્ત કર્યો. હવે ધૃતરાષ્ટ્રે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું - કોઈપણ મનગમતી શરતને આધારે યુધિષ્ઠિર સાથે સંધિ કરી લે. દુર્યોધને સમજાવ્યું કે આ હવે શક્ય નથી. કારણ કે એક તો અગાઉ મારા બધા જ સ્વજનો હતા ત્યારે મેં કૃષ્ણનો શાંતિપ્રસ્તાવ ઠુકરાવેલો. આજે તેઓ નથી ત્યારે મારા શરીરના મોહ ખાતર સંધિ કરું તે યોગ્ય નથી. બીજું, તેઓની સરખામણીમાં હું નિર્બળ છું, એકલો છું. તેઓ મારી સાથે સંધિ કરવા શા માટે તૈયાર થાય ?

ધૃતરાષ્ટ્રે પોતાના અભિપ્રાયના સમર્થનમાં કહ્યું, કે તું શરત મૂકી જો. યુધિષ્ઠિર સંધિ માટે તૈયાર થશે. કારણ કે, (૧) હું તેને કહીશ. તે મારી વાત નહિ ટાળે. (૨) તેને પોતાની જાત વિષે વધુ પડતો અહંભાવ નથી. (૩) તે યુદ્ધને પસંદ કરતો નથી. તેની પ્રતિજ્ઞા છે કે મારા કોઈ ભાઈનું મૃત્યુ થશે તો હું પણ જાતે જ તેનું અનુસરણ કરીશ. યુદ્ધમાં તો છળકપટ પણ હોય. આથી તેને ભ્રાતૃવધનો ડર છે.

દુર્યોધનનો આત્મસન્માનનો આંક બહુ ઊંચો છે. તે કહે છે, 'દુઃશાસનનું લોહી પીનારાના ટુકડાઓ કરીને દિશાઓમાં ફેંકી ન દઉં તે લાચાર થઈને સંધિ કરી લઉં ?' આત્મવિનાશને આરે ઊભેલો એકમાત્ર બાકી પુત્ર યુયુત્સા છોડતો નથી તે જાણીને નવ્વાણું ગુમાવી દીધેલા પુત્રોની માતાથી બોલી જવાયું - 'અભાગણી ગાંધારી, તેં સો દુઃખ જન્માવ્યાં છે, સો પુત્ર નહિ.' દુર્યોધને તો કહી દીધું કે તમે રાજ્ય સંભાળી લો.

નેપથ્યમાં કોલાહલ સાંભળીને દુર્યોધને યુદ્ધમાં ઊતરવાની આજ્ઞા માંગી. શત્રુને અપ્રગટ રહીને મારવાનું પિતાનું સૂચન તેણે માન્ય ન રાખ્યું. ગાંધારીને પ્રશ્ન થયો. હવે તું એકલો છે. દુર્યોધનનો મર્મસ્પર્શી ઉત્તર હતો કે 'મેં એકલાએ તારા સો પુત્રને માર્યા. ત્યારે આ તો કેટલા છે ? પાંચ જ છે ને ?'

**(૬) કર્ણનો વધ :**

વેણીનાટકના પાંચમા અંકમાં દુર્યોધનનાં માતાપિતા તેને સંધિ કરી લેવા જણાવે છે. દુર્યોધન તે સલાહ સ્વીકારતો નથી. તે પછીથી નેપથ્યમાં કોલાહલ પછી વાણી સંભળાઈ કે અર્જુનના બાણથી હણાયેલા કર્ણને લઈને દુઃખી શલ્ય રથ સાથે છાવણીમાં જઈ રહ્યો છે. દુર્યોધન કંઈ સમજે એ પહેલાં જ ગભરાયેલા સારથિએ

દુર્યોધનના પગમાં પડતું મૂક્યું. કર્ણવધ જાણીને દુર્યોધનને મૂર્છા આવી ગઈ. ધૃતરાષ્ટ્રને આઘાત એટલા માટે લાગ્યો કે કર્ણ એના પુત્રનો છેલ્લો આધાર હતો. તેના પ્રયાસથી દુર્યોધન ભાનમાં આવ્યો, પણ ફરી મૂર્છા પામ્યો. બધાંએ તેને આશ્વાસન આપ્યું. તેણે કહ્યું - उच्छ्वसन्नपि लज्जेऽहमाश्वासे तात का कथा । વહેતાં આંસુઓ સાથે તેનો સંકલ્પ એક જ છે-'એના કુળને ખતમ કરી નાખું.' સૂતે વિગત આપી કે જમીનમાં ખૂંપેલું રથચક્ર કર્ણ કાઢવા જતો હતો ત્યારે અર્જુનના બાણથી તે મરાયો. નાટ્યકારનું ભાવનિરૂપણ દુર્યોધનની ઉક્તિમાં સરસ રીતે થયું છે.

દુર્યોધને યુદ્ધને શ્રેષ્ઠ માન્યું, ત્યારે પિતા એને વળગીને રડવા લાગ્યો. દુર્યોધને સારથિને રથ લેવા મોકલ્યો. ધૃતરાષ્ટ્રને વિચાર આવ્યો કે સેનાપતિ કોને બનાવવો, શલ્યને કે અશ્વત્થામાને ? સંજયનું સૂચન છે કે आशा बलवती राजन् शल्यो जेष्यति पाण्डवान् । માણસનો આશાવાદ એવો છે કે માણસ ડૂબતો હોય, તો પણ તરણું પકડવાની કોશિશ કરે. દુર્યોધનને લાગ્યું કે સતત વહેતાં અશ્રુથી મારો સેનાપતિપદે અભિષેક થઈ જ રહ્યો છે. તેથી બીજા કોઈની આ માટે જરૂર નથી.

કર્ણના વધથી દુર્યોધન સાવ ભાંગી પડ્યો છે. તે તેનામાં વિજયનો આધાર જોતો હતો. વળી તે તેનો ગાઢ મિત્ર પણ હતો. તેના મૃત્યુએ દુર્યોધનની આશાઓ પર પાણી ફેરવી વાળ્યું છે. કૌરવસેના સેનાપતિ વિહોણી બની ગઈ. દુર્યોધનને મોટો ફટકો પડ્યો.

**પ્ર. ૨૭. વિવેચનાત્મક નોંધ લખો :**

**(૧) દુર્યોધનને ભીમ તથા અર્જુનનો ઉપાલંભ (૨) દુર્યોધન દ્વારા અશ્વત્થામાનો અનાદર (૩) સહદેવને યુધિષ્ઠિરનો સંદેશ (૪) પાંચાલકનું વૃત્તાન્તકથન**

**ઉત્તર :**

**(૧) દુર્યોધનને ભીમ તથા અર્જુનનો ઉપાલંભ :**

ભીમ અને અર્જુન દુર્યોધનની વિશે પુછપરછ કરતા તેને શોધતા આવે છે. તેમણે રથમાં બેસીને પ્રવેશ કર્યો. ત્યાં પોતાને જોઈને નાસભાગ કરનારાઓને એમ કહીને તેણે રોક્યા કે, 'અરે સુયોધનના આશ્રિતો, આમ ભયથી આમતેમ શા માટે નાસો છો ? એ ક્યાં છે તે કહો. અમે તેને મળવા આવ્યા છીએ.' અહીં લોકોને જે સંબોધન છે તે ભટ્ટનારાયણની શબ્દચયનકળાની પ્રતીતિ કરાવે છે. શત્રુઓમાં હવે એક સુયોધન જ બાકી છે. તે સુયોધન છે, સહેલાઈથી લડી શકાય તેવો છે. ભીમ અહીં દુર્યોધનને રૌદ્રરસનો પરિચય કરાવતા ઉદ્‌ગાર પ્રગટ કરે છે.

દુર્યોધનના કહેવાથી સારથિએ બંને પાંડવોને જાણ કરી કે તે અહીં બેઠા છે. અર્જુને સૂચન કર્યું કે માતાપિતાની હાજરીમાં તેનું વધુ અપમાન નથી કરવું, તેથી જતા રહીએ. પણ ભીમ સંમત ન થતાં કહે છે કે વડીલોને નમ્યા સિવાય કેમ

જવાય ? તે કહે છે કે મૂઢ, अनुल्लङ्घनीयः सदाचारः । સદાચાર જાળવીને તેમનો આશય તો ધૃતરાષ્ટ્રને સંભળાવવાનો જ હતો. પ્રણામ સમયની બંનેની ઉક્તિઓમાં કૌરવોની ભર્ત્સના અને આત્મસન્માન હતાં. ભીમે કહ્યું, 'દુર્યોધનના સાથળને થોડા સમયમાં તોડનારો ભીમ પ્રણામ કરે છે.' ધૃતરાષ્ટ્રે રોષ કર્યો, તો ભીમે જણાવ્યું કે 'રોષની જરૂર નથી, પુત્રપૌત્રોએ કરેલાં 'અતિમહાન કર્મો'ના તમે જ સાક્ષી છો.' દુર્યોધને પડકાર ફેંક્યો કે જ્યાં સુધી તેં મને જીત્યો નથી, ત્યાં સુધી આ અભિમાનનો કોઈ અર્થ નથી. અર્જુને એની ટીકા કરી- 'આ (માત્ર) વાણીથી અપ્રિય કરી શકે તેમ છે, કર્મથી નહિ. હણાયેલા સો ભાઈઓવાળા દુઃખી થયેલાનો આ બકવાસ છે. તેનાથી દુઃખ શું લગાડવું ?' ભીમે દુર્યોધનને જણાવ્યું કે તને જીવતો એટલા માટે રાખ્યો છે કે તું સ્ત્રીઓની જેમ આંસુ સાર્યા કરે અને તારા ભાઈની મેં છાતી ફાડી નાખી એ તારે જોવું પડે. દુર્યોધન અને ભીમ બંને વિશ્વાસ વ્યક્ત કરે છે કે તેઓ એકબીજાને મારી નાખશે. ભીમ-દુર્યોધનનો વાક્કલહ એકબીજા પ્રત્યેનો તિરસ્કાર પ્રગટ કરે છે. બન્ને એકબીજાને 'ભરતકુલકલંક' કહે છે. ભીમને દુર્યોધને એક ગાળ ભાંડી તે દુર્યોધનના વ્યક્તિત્વને પ્રગટ કરે છે. તે એને द्यूतदास કહે છે. ભીમ એને માટે હજુ જુગારમાં ખરીદાયેલો જ દાસ છે. બંનેનો સંવાદ ઓજસ્વી અને નાટ્યતત્ત્વથી ભરપુર છે.

### (૨) અશ્વત્થામાનો દુર્યોધન દ્વારા અનાદર :

વેણીસંહાર નાટકના પાંચમા અંકમાં ભીમ-અર્જુન વિદાય થયા તે પછી અશ્વત્થામાની ઉક્તિ નેપથ્યમાંથી સંભળાઈ કે 'અર્જુન, ક્યાં જઈ રહ્યો છે ? પ્રલયકાળના અગ્નિ જેવો આ અશ્વત્થામા આવી ગયો છે.' ધૃતરાષ્ટ્ર આ સાંભળીને ખુશ થઈ ગયા. પુત્રને કહ્યું કે આનું વીરોચિત સ્વાગત કરીને એનું સન્માન કર. ગાન્ધારીએ પણ એમાં સંમતિ આપી. માતાપિતાએ આને મહત્ત્વ આપ્યું તે દુર્યોધનને ન ગમ્યું કારણ કે તેણે કર્ણ સાથે દુર્વ્યવહાર કર્યો હતો.

અશ્વત્થામાએ પ્રવેશીને દુર્યોધનને કહ્યું કે હું આવી ગયો છું; તું પ્રતિશોધની ચિંતા મૂકે દે. દુર્યોધને કડવાશ સાથે કહ્યું કે તારે તો કર્ણનો અંત થાય પછી લડવું હતું. હવે મારા અંતની પણ રાહ જો. તારા માટે શું કર્ણ કે શું દુર્યોધન. ममाप्यन्तं प्रतीक्षस्व कः कर्णः कः सुयोधनः । અશ્વત્થામાને દુર્યોધનની મનોવૃત્તિનો ખ્યાલ આવી ગયો. राजन् कौरवेश्वर, एवं भवतु । બોલીને તે જતો રહ્યો.

ધૃતરાષ્ટ્રને થયું કે આ સમયે આ ખોટું થાય છે. દુર્યોધને પોતાનો બચાવ કર્યો કે અત્યારે પણ આ અશ્વત્થામા મારી સામે મારા મરેલા મિત્ર કર્ણ વિષે ફાવે તેમ બોલતો હોય તો તેનામાં અને અર્જુનમાં શો તફાવત ? પરિસ્થિતિને સુધારી લેવા હવે ધૃતરાષ્ટ્રે સંજય સાથે અશ્વત્થામાને સંદેશો મોકલ્યો કે તું દુર્યોધનનાં વિકૃત વચનો પર ક્રોધ ન કરીશ. તારા પિતાનું અપમાન થયું છે તેનો ખ્યાલ કરીને,

દુર્યોધનની વાતને મનમાં નહિ લઈને તારા પૌરુષને અનુરૂપ વર્તન કરજે. સંજય ગયો પછી દુર્યોધને પોતાનો સાંગ્રામિક રથ મંગાવ્યો.

દુર્યોધનના મનમાં કર્ણે જે કડવાશ રોપી હતી તે યથાવત્ છે. કર્ણના વધ પછી પણ તે અશ્વત્થામા પ્રત્યે કોમળ લાગણી દાખવી શકતો નથી. તેનાં માતાપિતા અશ્વત્થામાનું મહત્ત્વ અને ઉપયોગિતા સમજે છે. પણ તેનો કોઈ નક્કર ફાયદો થતો નથી.

**(૩) સહદેવને યુધિષ્ઠિરનો સંદેશો :**

વેણીસંહાર નાટકના છઠ્ઠા અંકમાં કથાનક ગતિ કરે છે અને તે સમાપ્તિ તરફ આગળ વધે છે: ભીષ્મ, દ્રોણ, કર્ણ અને છેલ્લે શલ્ય સ્વર્ગે ગયા. દુર્યોધન સંતાઈ ગયો છે. તેથી તેની શોધ કરવાની છે. દુર્યોધનને આજે ન મારી શકે તો ભીમ પ્રાણ છોડવાનો હતો. આથી દુર્યોધન સંતાઈ ગયો હતો. યુધિષ્ઠિરે બુધક નામના સેવક સાથે સહદેવને સંદેશો મોકલ્યો કે-

'દુર્યોધનને શોધી કાઢવો જરૂરી છે. તેથી ગુપ્તચરો અને મંત્રીઓને સ્યમન્તપંચક તળાવ ફરતા ગોઠવી દેવા. જાણકાર માછીમારો, ગોવાળો, ચાંડાળો અને બીજા વનપરિચિતોને કામે લગાડી દેવા. ગુપ્તચરો મુનિઆશ્રમોને પણ તપાસે. શંકાપૂર્વક એકાન્તમાં વાતો કરનારા, સૂતેલા, રોગીઓ અને શરાબીઓને જાણી લેવા. પશુઓની ભયભીત ચેષ્ટા, પક્ષીઓના કલરવ અને રાજચિહ્નોવાળાં પગલાં જાણી લેવાં.' આ સંદેશો લઈને બુધક જતો હતો, ત્યાં જ પાંચાલક આવ્યો તેથી બુધક રોકાઈ ગયો.

યુધિષ્ઠિરના સંદેશામાં નાટ્યકારનું રાજનીતિવિષયક જ્ઞાન જણાઈ આવે છે.

**(૪) પાંચાલકનું વૃત્તાન્તકથન :**

વેણીનાટકના છેલ્લા અંકમાં પાંચાલક યુધિષ્ઠિર પાસે આવે છે. આ પાંચાલક સ્યમંતપંચકથી આવ્યો હતો. યુધિષ્ઠિર-દ્રૌપદીને તેણે ખુશખબર આપ્યા કે દુર્યોધનની ભાળ મળી છે. તેણે વિગતવાર જણાવ્યું કે,

'નીચ દુર્યોધન ક્યાંક સંતાઈ ગયો. ભગવાન વાસુદેવ દ્વારા પ્રેરિત રથમાં બેસીને ભીમ-અર્જુન તેની શોધમાં સ્યમન્તપંચક તળાવ ફરતાં ફરવા લાગ્યા. એ વખતે ભીમસેન પાસે આવીને તેના કોઈ પરિચિત પુરુષે માહિતી આપી કે જળાશયમાં આ કિનારે બે પગલાંની હાર પાણી તરફ જાય છે. તેમાંથી એક સ્થળ તરફ પાછી ફરે છે, બીજી નહિ. ત્યાં ગયા ત્યારે કૃષ્ણ દુર્યોધનનાં પગલાં વરતી ગયા. તેમણે કહ્યું કે દુર્યોધન જળસ્તંભની વિદ્યાથી પાણીમાં સૂતો હશે. ભીમે આ સાંભળીને પાણીને ડખોળવા માંડ્યું. તેણે દુર્યોધનને સંભળાવ્યું કે મારા ત્રાસથી ડરીને યુદ્ધ છોડી અત્યારે કાદવમાં ભરાયો ! મોટાભાગની કૌરવવધૂના ખુલ્લા રહેલા વાળથી દ્રૌપદીનો કોપ મહદંશે શાંત થયો છે. તળાવનું પાણી ગોળ ફરતું હતું. પછીથી દુર્યોધન બહાર નીકળ્યો.

ભીમે તેને કહ્યું કે અમારા પાંચમાંથી તને જે સહેલાઈથી લડી શકાય તેવો લાગતો હોય તેની સાથે યુદ્ધનો ઉત્સવ માણ. દુર્યોધને પસંદગી ભીમ ઉપર ઉતારી એનું કારણ એણે જે આપ્યું તે દુર્યોધનના સ્વમાની સ્વભાવનું સૂચક છે. તેણે કહ્યું કે 'કર્ણ અને દુઃશાસનનો વધ કર્યો હોવાથી તું અને અર્જુન બંને મને એકસરખા અપ્રિય છો, પરંતુ તું સાહસપ્રિય હોવાથી મને તારી સાથે લડવું ગમશે.' ભીમ માટે દુર્યોધને પ્રયોજેલું વિશેષણ એકદમ ઉચિત છે.

'ત્યારપછી કઠોર વાણી સાથે બંને ઘુમાવેલી ગદા સાથે ગોળાકાર ફરવા લાગ્યા. યુદ્ધ શરૂ થયું એટલે શ્રીકૃષ્ણે મારી સાથે તમને સંદેશો મોકલ્યો છે કે ભીમને દુર્યોધન મળી આવ્યો છે. અભ્યુદયને અનુરૂપ મંગલકાર્ય શરૂ કરો. દ્રૌપદી થોડા સમયમાં કેશગુંફનનો ઉત્સવ માણશે. ભીમ યુદ્ધમાં ઊતરે પછી સંદેહ કેવો ? પાંચાલકે કહ્યું કે કૃષ્ણના આ આશીર્વાદ જ માત્ર નથી, આદેશ પણ છે.'

યુધિષ્ઠિરે કંચુકી જયન્ધરને બોલાવ્યો અને તેને આદેશ આપ્યો કે વિજયમંગલ માટે યોગ્ય સમારંભ શરૂ કરો. કંચુકીને જાણીને સુખદ આશ્ચર્ય થયું કે તેની સાથે સંકળાયેલા સૌ કોઈએ શરૂઆત કરી જ દીધી છે. સેવકોનો સ્વામી પ્રત્યેનો સદ્ભાવ કેટલો બધો છે !

પાંચાલકના વૃત્તાન્તકથન અંગે યુધિષ્ઠિર દ્રૌપદી સમક્ષ વિવરણ કરવા લાગ્યા કે ભીમે દુર્યોધન પાસે આવો પ્રસ્તાવ કેમ મૂક્યો. ભીમને સંદેહ થયો કે દુર્યોધન સાવ એકલો પડી ગયો છે. આથી તે કોઈ ને કોઈ કારણસર યુદ્ધમાંથી નિવૃત્ત થઈ જશે તો પોતાની પ્રતિજ્ઞા અધૂરી રહેશે. તે યુદ્ધ કરે તે જરૂરી છે. તે અમારા પાંચમાંથી કોઈ પણ એકની સાથે પણ લડવા સમર્થ નથી. તેથી તેણે દુર્યોધનને કહ્યું કે લડવા માટે અમારામાંથી એકની પસંદગી કરી લે. હવે યુધિષ્ઠિરે શંકા કરી કે ભીમની સાથે જ એનું ગદાયુદ્ધ થયું હશે. ફરી વાર તે આ પ્રમાણે કહે છે. નાટ્યકારની અહીં અસાવધાની દેખાઈ આવી છે. આ અગાઉ પાંચાલકના વૃત્તાન્તકથનમાં જ આ વિગત છે કે ભીમના પ્રસ્તાવને આધારે દુર્યોધને ભીમ ઉપર પસંદગી ઉતારી છે, બંનેના ગદાયુદ્ધનો પ્રારંભ થઈ રહ્યો છે અને કૃષ્ણે ભીમના વિજયમાં શ્રદ્ધા પ્રગટ કરી છે. આ સંજોગોમાં પાંચાલક વૃત્તાન્ત કહીને જતો રહે પછી યુધિષ્ઠિર આશંકા પ્રગટ કરે કે 'દુર્યોધન ભીમ ઉપર પસંદગી ઉતારશે', તે બેહૂદું છે.

**પ્ર. ૨૮. ટૂંકનોંધ લખો :**

**(૧) ચાર્વાક પ્રસંગ (૨) દ્રૌપદીનો વેણીસંહાર.**

**ઉત્તર :**

**(૧) ચાર્વાક પ્રસંગ :**

કૌરવ-પાંડવ યુદ્ધ છેલ્લા દિવસમાં પ્રવેશ્યું છે. ભીમ-દુર્યોધનનું ગદાયુદ્ધ ચાલુ

છે. આ સમયે ચાર્વાક નામનો રાક્ષસ મુનિનો વેશ ધારણ કરીને યુધિષ્ઠિર પાસે આવ્યો. 'મહાભારત'માં આ રીતે ચાર્વાક આવે છે. પરંતુ ત્યાં યુધિષ્ઠિરના રાજ્યારોહણ પછી હસ્તિનાપુરમાં યુધિષ્ઠિર પાસે આવે છે. ત્યાં એનો આશય યુધિષ્ઠિરના રાજ્યશાસનની નિંદા કરવાનો છે. નાટ્યકારે આ રીતે 'ચાર્વાક યુધિષ્ઠિરને મળ્યો' એટલું કથાસૂત્ર જ મહાભારતમાંથી લીધું છે. બાકીનું બધું તેની કલ્પનાનું સર્જન છે.

વસ્તુસંકલનની દષ્ટિએ જોવામાં આવે, તો આ પ્રસંગ વસ્તુવિકાસમાં પોતાનો કશો ફાળો આપતો નથી. પ્રસંગને દૂર કરવામાં આવે તો કથાપ્રવાહ સહેજ પણ ખંડિત બનતો નથી.

મુનિવેશમાં આવેલો રાક્ષસ પ્રવેશીને તરત પોતાનો વાસ્તવિક પરિચય આપી દે છે અને પોતાના આગમનનું પ્રયોજન સ્પષ્ટ કરી નાખે છે કે પોતે સુયોધનનો મિત્ર છે અને પાંડવોને છેતરવા આવ્યો છે. ખરેખર તો નાટ્યકારે મુનિવેશમાં પ્રવેશેલી વ્યક્તિનો વાસ્તવિક પરિચય અને તેના આગમનનું પ્રયોજન પ્રગટ કરવાની જરૂર ન હતી. આ બંને પ્રગટ કરીને તેણે કુતૂહલ, suspense - જે કોઈ પણ કથાતત્ત્વનો પ્રાણ છે તે - તત્ત્વને હણી નાખ્યું છે. કુમારસંભવમાં તપ કરતી પાર્વતીની પાસે એક બ્રહ્મચારી આવે છે. તે રૂપ બદલીને આવેલ શિવ છે, અને તેનો આશય પાર્વતીની પરીક્ષા કરવાનો છે એ પ્રગટ નથી કર્યું. ભટ્ટનારાયણની આ મર્યાદા કહેવાય.

ચાર્વાક યુધિષ્ઠિર પાસેથી કોઈ સત્કાર સ્વીકારતો નથી કારણ કે તેનો આશય શુભ નથી. તે વર્તનમાં પણ અનાવશ્યક ઉગ્રતા દર્શાવે છે. તેનો અને યુધિષ્ઠિરનો સંવાદ નાટ્યતત્ત્વથી સભર છે. ચાર્વાક સ્યમંતપંચકથી આવ્યો છે. તેથી સ્વાભાવિક છે કે યુધિષ્ઠિર તથા દ્રૌપદીને તેની વાતમાં રસ હોય. પણ તે સુયોધન તરફી છે, તેથી તે જે વિગત આપે છે એ ખોટી અને પાંડવવિરોધી છે. તેની વાત સાંભળીને યુધિષ્ઠિર વગેરે અત્યંત દુઃખ પામે છે ત્યારે પરપીડનવૃત્તિ ધરાવતા આ રાક્ષસને આનંદ થાય છે. પોતાના આનંદને તે સ્વગતોક્તિથી પ્રગટ કરે છે.

તેણે કહેવા માંડ્યું કે 'ભીમ-દુર્યોધનનું ગદાયુદ્ધ ચાલતું હતું ત્યારે બળરામના ઇશારા મુજબ દુર્યોધને ભીમનો વધ કરી નાખ્યો. શ્રીકૃષ્ણે અર્જુનને સંધિ કરી લેવા જણાવ્યું. પણ અર્જુને ભીમના હાથમાંથી ગદા લઈને દુર્યોધન સાથે યુદ્ધ શરૂ કર્યું. બળરામે જોયું કે અર્જુન ગદાપ્રયોગમાં કુશળ નથી. જો અર્જુનને મારવો હોય તો કૃષ્ણને દૂર કરવા જોઈએ. આથી બળરામ કૃષ્ણને પ્રયત્નપૂર્વક દ્વારિકા લઈ ગયા.'

યુધિષ્ઠિર-દ્રૌપદી આ સમાચારોથી વેદના અનુભવે છે. નાટકકારે તેમની કરુણતાનું આલેખન કર્યું છે. યુધિષ્ઠિરને પ્રાણ છોડવા હતા, પણ દ્રૌપદીએ સૂચવ્યું કે તેમણે અર્જુનની મદદે જવું જોઈએ. બળરામે આ પ્રસંગમાં જે ભાગ ભજવ્યો, તે

માટે યુધિષ્ઠિરે પોતાના ભાગ્યની જ નિંદા કરી. મૂર્છા પામેલી દ્રૌપદી પાસે જઈને યુધિષ્ઠિરે કહ્યું- 'અલી પાંચાલી, ઊભી થા. આપણે સમદુઃખિયાં છીએ. મૂર્છાથી આ રીતે મને કેમ છેતરે છે ?' દ્રૌપદી ભાનમાં આવી પણ બેભાન જેવી જ - 'નાથ, દુર્યોધનના લોહીથી લાલ બનેલા હાથે દુઃશાસને છોડી નાખેલો મારો કેશકલાપ બાંધી આપો.' યુધિષ્ઠિરને અર્જુનની મદદે જવું હતું, પણ ચાવકિ કહ્યું કે ત્યાં જવાનો અર્થ નથી. પ્રાણત્યાગ કરવો હોય તો કરી લો ! કંચુકીથી બોલાઈ ગયું- धिङ् मुने, राक्षससदृशं हृदयं भवतः । ચાવકિ કહ્યું કે અર્જુનનું મૃત્યુ થઈ ચૂક્યું હશે, તેથી ત્યાં જવું અનર્થક છે. દ્રૌપદી અને યુધિષ્ઠિરે ચિતારોહણ માટે તૈયારી શરૂ કરી પણ કોઈ પરિજન ઈંધણ લેવા જતું નથી. તેથી યુધિષ્ઠિર જાતે લેવા જવા તૈયાર થાય છે. રાક્ષસ ચાવાર્ક મનમાં બોલ્યો કે હવે અદૃશ્ય રહીને અગ્નિ વધુ પ્રજ્વલિત કર્યે રાખીશ. તેણે યુધિષ્ઠિરની રજા લઈ પ્રસ્થાન કર્યું.

**(૨) દ્રૌપદીનો વેણીસંહાર અથવા વેણીસંહારનો અંતિમ પ્રસંગ :**

વેણીસંહારના છેલ્લા અંકના છેલ્લા દૃશ્યમાં ભીમ દ્રૌપદીના કેશનું સંયમન કરે છે. કંચુકીએ ખબર આપ્યા કે અધમ દુર્યોધન દ્રૌપદીને શોધતો આ બાજુ આવી રહ્યો છે. અર્જુન મરી ગયો, તેમ માનીને યુધિષ્ઠિર-દ્રૌપદી મૂર્છા પામ્યાં. કંચુકીને પોતાને અગ્નિપ્રવેશનો વિચાર આવ્યો. દાસી બુદ્ધિમતિકા બોલી ઊઠી - परित्रायध्वं परित्रायध्वमार्याः ।

નેપથ્યમાંથી અવાજ આવ્યો 'દ્રૌપદી કઈ જગ્યાએ છે ?' હવે યુધિષ્ઠિરમાં પૌરુષની જ્યોત પ્રજ્વલિત થઈ. એણે પોતાનું ધનુષ મગાવ્યું. પોતે દુર્યોધનને બાણોથી હણી શકશે એવી શ્રદ્ધા તે ધરાવે છે.

આખા શરીરે લોહીથી લથબથ ભીમ હાથમાં ગદા લઈને આવ્યો અને દ્રૌપદી અંગે પૂછપરછ કરવા લાગ્યો. દ્રૌપદીએ ચિતા ઉપર ચડવાનો સંકલ્પ કર્યો હતો અને યુધિષ્ઠિરે લડવાની તૈયારી કરી હતી.

ભીમે દ્રૌપદીને વાળથી પકડવાની ઈચ્છા કરી. લોહીથી ખરડાયેલો હોવાથી તે ઓળખી શકાયો નહિ. યુધિષ્ઠિરે તેને બાહુઓમાં જકડીને કહ્યું કે 'દુર્યોધન, તને એક ડગલું આગળ જવા નહિ દઉં'. કંચુકીએ ધ્યાનથી જોયું અને ખુશ થઈ ગયો ! એવું જ ચેટીને થયું. તે તો હર્ષના આવેશમાં દ્રૌપદીને વળગી પડી ! ભીમે સ્પષ્ટતા કરી કે એ દુષ્ટનું હવે માત્ર નામ બાકી રહ્યું છે. યુધિષ્ઠિરે ભીમને આલિંગીને ખાતરી કરી કે આ એ જ ભીમ છે.

ભીમે કહ્યું કે પોતે દુર્યોધનના લોહીથી રંગાયેલા હાથે દ્રૌપદીના કેશ બાંધવા માગે છે. યુધિષ્ઠિરે अनुभवतु तपस्विनी वेणीसंहारमहोत्सवम् -એમ કહીને પોતાની સંમતિ આપી.

ભીમનો ધિક્કાર અતિશય પ્રમાણમાં છે. એણે અત્યારે દ્રૌપદીનો ઉપહાસ કરનારી ભાનુમતીને યાદ કરી અને પોતાની પ્રતિજ્ઞાને પણ યાદ કરી. દ્રૌપદીના

જથાદાર વાળ હલાવીને તેણે કહ્યું- ધૃતરાષ્ટ્રકુળની કાળરાત્રિ વેણીને બાંધ. બિચારી દ્રૌપદી વાળ બાંધવાની રીત પણ ભૂલી ગઈ છે ! ભીમસેને તે બાંધી આપી.

નેપથ્યમાંથી અવાજ સંભળાયો કે કુરુકુળ માટે ધૂમકેતુ રૂપ કેશપાશ બંધાયો છે. યુધિષ્ઠિરનું ધ્યાન ગયું કે આકાશગામી સિદ્ધો આ વેણીસંહાર માટે અભિનંદન આપે છે.

કૃષ્ણ અને અર્જુને પ્રવેશ કર્યો. યુધિષ્ઠિરે કૃષ્ણની સ્તુતિ કરી. આ સ્તુતિમાં નાટ્યકારનું સાંખ્યશાસ્ત્રનું જ્ઞાન જણાઈ આવે છે. કૃષ્ણે માહિતી આપી કે ચાર્વાકને નકુળે પકડી લીધો છે. ચાવકિ યુધિષ્ઠિરને કપટી વૃત્તાન્ત કહીને છળ આચર્યું હતું. યુધિષ્ઠિર સાથે આવો વ્યવહાર કરનાર જીવતો રહે તો કથાનકના ફળમાં અપૂર્ણતા રહે. માટે તેના વધની વાત કરીને નાટ્યકારે કથાવસ્તુ પર પૂર્ણવિરામ મૂક્યું છે. દ્રૌપદીના વેણીસંહારની ઘટના સાથે આ સમાચાર પણ મહત્ત્વ ધરાવે છે.

**પ્ર. ૨૯. ટૂંકનોંધ લખો :**

**(૧) વેણીસંહારનો મુખ્ય રસ (૨) ભટ્ટનારાયણની શૈલી (૩) ભટ્ટનારાયણની વર્ણનકલા (૪) વેણીસંહારમાં 'નેપથ્ય' રંગસૂચનાનો ઉપયોગ**

**ઉત્તર :**

**(૧) વેણીસંહારનો મુખ્ય રસ :**

રસ સાહિત્યનો પ્રાણ છે. રસાનુભૂતિ સાહિત્યના આસ્વાદની ચરમ સીમા છે. રસ વિષે આચાર્ય વિશ્વનાથ નોંધે છે કે नानारसनिरन्तरम् । एक एव भवेदङ्गी शृङ्गारो वीर एव वा । अङ्गमन्ये रसाः सर्वे कार्यो निर्वहणेऽद्भुतः । વેણીસંહાર નાટકમાં જુદા જુદા રસોનું નિરૂપણ છે. અહીં વીર રસ મુખ્ય છે એમ મનાય છે. કરુણ, રૌદ્ર, શૃંગાર, બીભત્સ, શાંત, વગેરે ગૌણ રસ છે. નિર્વહણમાં અદ્ભુત રસ છે.

**અંકવાર રસ :** નાટક 'વેણીસંહાર'માં મહાભારતયુદ્ધને સાદ્યંત આવરી લેવામાં આવ્યું છે. આથી સ્વાભાવિક રીતે જ આ નાટકમાં મુખ્ય રસ વીર છે જે યુદ્ધની ઘટનાઓને નિમિત્તે પ્રગટ થયો છે. અન્ય રસો ગૌણ સ્થાને છે. પ્રથમ અંકમાં યુદ્ધના પ્રારંભના અનુસંધાનમાં વીરરસ છે. બીજા અંકમાં શૃંગાર છે. નાટ્યશાસ્ત્ર જ્યારે શૃંગારને નાટકમાં મુખ્યતા આપતું હોય, ત્યારે પોતાનું નાટક આ રસથી વંચિત ન રહે એ માટે કથાસંદર્ભની રીતે પ્રતિકૂળ હોવા છતાં અહીં શૃંગારનું આલેખન દુર્યોધન-ભાનુમતીના પ્રસંગ દ્વારા થયું છે. ત્રીજા અંકના પ્રવેશકના રાક્ષસ-રાક્ષસી સંવાદમાં બીભત્સ રસ છે. ત્રીજા અંકના મુખ્ય દશ્યમાં વીર અને કરુણનું મિશ્રણ છે. ચોથા અંકમાં પણ આમ જ છે. બંનેમાં વાણીનો કે કાર્યનો સંઘર્ષ છે, સાથે મરણોન્મુખતાનો ઓછાયો છે. પાંચમામાં કરુણનું પ્રાધાન્ય છે જે ધૃતરાષ્ટ્ર-ગાંધારી-દુર્યોધનની ઉક્તિઓમાં પ્રગટ થાય છે. છેલ્લા અંકમાં કરુણનું પ્રાધાન્ય છે જે ચાર્વાકપ્રસંગમાં જોવા મળે છે. પણ યુધિષ્ઠિરના પ્રતિકાર પ્રયત્નમાં વીર છે.

અશોક ચેટરજી લખે છે-It is found that the heroic and the pathetic sentiments run side by side in the Venisamharam.

**વિદેશી દૃષ્ટિકોણ :** એક વિદેશી દૃષ્ટિકોણ મુજબ વેણીસંહારમાં મુખ્ય રસ કરુણ છે. તેમાં દુર્યોધન નાયક છે. આ મહાન પાત્ર પ્રેક્ષકોની સંવેદના જીતી લે છે. નાટકમાં આ મહાન પાત્ર દુઃખદ પરિસ્થિતિમાંથી પસાર થઈને મૃત્યુ પામે છે. આથી આ રીતે 'વેણીસંહાર' કરુણાન્ત નાટક છે. આ અભિપ્રાય સાચો નથી. નાટકમાં કરુણની તુલનામાં વીરની મુખ્યતા છે. દુર્યોધન મહાન પાત્ર નથી. તેનામાં પ્રતિનાયકના ગુણ છે. નાયક તો ભીમ છે. વેણીસંહાર ટ્રેજેડી નથી જ.

**ઉપસંહાર :** યુદ્ધને વિષય બનાવતા આ નાટકમાં વીર મુખ્યરસ છે. આથી હેન્રી વેલ્સ લખે છે કે આના કેટલાક કથાંશો ગ્રીસની ઝનૂની પશુકથાઓ અને સ્કેન્ડિનેવિયન પૌરાણિક ગાથાઓનું સ્મરણ કરાવી જાય છે. આમાં દુઃખ છે, સંઘર્ષ છે, કરુણતા છે, નિરાશા છે. આ બધું પશ્ચિમની ભીષણ રુચિને ગમી જતું હોય તો તેમાં આશ્ચર્ય નથી.

### (૨) ભટ્ટનારાયણની શૈલી :

વિશ્વનાથ ગૌડી શૈલીનું લક્ષણ આપતાં લખે છે કે તેમાં ઓજસ્ ગુણને પ્રકટ કરતા વર્ણો આવતાં મહાપ્રાણ અક્ષરોનો વિનિયોગ હોય છે. ગૌડીમાં અનુપ્રાસની વિશિષ્ટતા હોવી જરૂરી છે. સમાસબહુલતાને કારણે વાક્યો ઓછાં વપરાય છે. ભટ્ટનારાયણ ગૌડી શૈલી પ્રયોજે છે.

નાટ્યક્ષેત્રે વૈદર્ભી સાથે કાલિદાસનું નામ સંકળાયેલું છે તેની જેમ ગૌડી શૈલી સાથે ભટ્ટનારાયણનું નામ પણ પરંપરાથી સંકળાયેલું છે.

ओजः संसूचकैः शब्दैः युद्धोत्साहप्रकाशकैः ।
वेण्यामुज्जृम्भयन् गौडीं भट्टनारायणो बभूव ॥

આમ કહીને પરંપરાએ તેના ગૌડી પરના પ્રભુત્વને માન્ય કર્યું છે.

અહીં કથાવિષય યુદ્ધ છે અને યુદ્ધના નિરૂપણમાં ગૌડીનો વિનિયોગ એકદમ ઉચિત છે. નાટ્યકાર ગદ્યમાં તેનો પ્રયોગ કરે છે. દા. ત. इत्युत्थाय परस्परक्रोधाधिक्षेपपरुषवाक्कलहप्रस्तावितघोरसङ्ग्रामौ विचित्रविभ्रमभ्रमितगदापरिघभासुरभुजदण्डमण्डलैर्विचरितुमारब्धौ भीमदुर्योधनौ । પદ્યોમાં તો ગૌડીનો વિનિયોગ કેટલીકવાર યુદ્ધોચિત ધ્વનિ સાથે થયેલો છે. દા. ત.

मन्थायास्तार्णवाम्भःप्लुतकुहरवलन्मन्दरध्वानधीरः
कोणाघातेषु गर्जत्प्रलयघयन्योन्यसङ्घट्टचण्डः ।
कृष्णाक्रोधाग्रदूतः कुरुकुलनिधनोत्पातनिर्घातवातः
केनास्मत्सिंहनादप्रतिरसितसखो दुन्दुभिस्ताड्यतेऽयम् ॥

નાટ્યકાર વિષેની પ્રસિદ્ધ થયેલી સંસ્કૃત ઉક્તિ અનુચિત નથી કે ઓજસને સૂચવતા અને યુદ્ધના ઉત્સાહને પ્રકાશિત કરતા શબ્દોથી ભટ્ટનારાયણે ગૌડી (બંગાળની કન્યા, ગૌડી શૈલી)નું ઉજ્જૃંભણ કર્યું છે !

વૈદર્ભી શૈલી એણે પ્રયોજી જાણી છે. પ્રસંગને અનુરૂપ ગદ્યમાં અને પદ્યમાં વૈદર્ભીના વિનિયોગથી અસરકારકતા વધી છે. દા. ત. पुण्यवन्तो हि दुःखभाजो भवन्ति ।

જેવું ગદ્યની બાબતમાં છે, તેવું પદ્યમાં પણ છે. જેમકે-

गते भीष्मे हते द्रोणे कर्णे च विनिपातिते ।
आशा बलवती राजन् शल्यो जेष्यति पाण्डवान् ॥

પરંતુ ભાવને અનુરૂપ રીતિનો વિનિયોગ દરેક વખતે જળવાયો નથી. જેમકે-

देशः सोऽयमरातिशोणितजलैर्यस्मिन् ह्रदाः पूरिताः
क्षत्रादेव तथाविधः परिभवस्तातस्य केशग्रहः ।
तान्येवाहितशस्त्रघस्मरगुरूण्यस्त्राणि भास्वन्ति मे
यद्रामेण कृतं तदेव कुरुते द्रौणायनः क्रोधनः ॥

અહીં અશ્વત્થામાની ઉક્તિમાં રોષની અભિવ્યક્તિ છે, આથી અહીં ગૌડી રીતિ પ્રયોજવી જરૂરી હતું. મમ્મટે કાવ્યપ્રકાશમાં પણ ભટ્ટનારાયણની ટીકા કરી છે કે અહીં તો વિકટબંધતા અને દીર્ઘસમાસો યોગ્ય ગણાય, (આવી શૈલી નહીં).

નાટકમાં ગૌડી શૈલીનો અતિરેક ન થઈ જાય તે ખાસ જરૂરી છે. ભવભૂતિની નાટ્યરચનામાં ક્યારેક આનો અતિરેક જે જોવા મળે છે તે ભટ્ટનારાયણમાં વિશેષ પ્રમાણમાં જોવા મળે છે. આનાથી કથાવેગ ખંડિત થઈ જાય છે અને નાટ્યતત્ત્વને આઘાત પહોંચે છે. આનંદવર્ધને પણ આ અતિરેક સામે લાલબત્તી ધરી છે. એસ. કે. ડે ભટ્ટનારાયણની યોગ્ય ટીકા કરે છે કે The diction, though polished and powerful, is laboured and generally unsuited for dramatic purpose.

**(૩) ભટ્ટનારાયણની વર્ણનકલા : (વેણીસંહારમાં વર્ણનો)**

સામાન્ય રીતે સાહિત્યકૃતિમાં વર્ણનોને સ્થાન હોય છે. વર્ણનોમાં કવિની કલ્પનાની પાંખો શક્તિ મુજબ ઊંચાં ઊંચાં ઉડ્ડયન કરે છે. મહાકાવ્ય વગેરેમાં વર્ણનોનો ખજાનો જોવા મળે છે. નાટ્યકૃતિ દૃશ્યકાવ્ય છે. તેથી તેમાં નક્કરતા અને ગતિશીલ નિરૂપણ અગત્યનું હોય છે. વર્ણનો દ્વારા નાટકનો કાર્યવેગ મંદ પડી જવાનો સંભવ રહે છે. છતાં નાટક સાહિત્યકૃતિ હોઈ સંસ્કૃત નાટ્યકારો તેમાં વર્ણનોને સ્થાન આપે છે. આમાં પ્રકૃતિનું વર્ણન, માનવભાવનું વર્ણન, યુદ્ધનું વર્ણન, વ્યક્તિનું રેખાચિત્ર વગેરેનો સમાવેશ થાય છે.

ભટ્ટનારાયણે અન્ય નાટ્યકારોની જેમ વેણીસંહારમાં વર્ણનોને સ્થાન આપેલું છે.

પ્રકૃતિના, માનવસ્વભાવના, યુદ્ધના કે એવા કોઈ પણ વર્ણનમાં તેને સફળતા મળી છે. તે પ્રસંગને અનુરૂપ પોતાની કલમ ચલાવે છે. ભટ્ટનારાયણને પ્રકૃતિ માટે ખાસ મોહ નથી. છતાં તેણે પ્રકૃતિનું વર્ણન ક્યાંક ક્યાંક કરેલું છે. કોમળ અને પ્રચંડ પ્રકૃતિના વર્ણનમાં તેની કલમ સરળતાથી સફળતાપૂર્વક ચાલે છે. તેમાંય પ્રચંડનું વર્ણન ગૌડીમાં અને મૃદુ પ્રકૃતિનું વર્ણન વૈદર્ભીમાં કરીને તેણે રીતિવિષયક વિવેક પણ દર્શાવ્યો છે. દા. ત.

दिक्षु व्यूढाङ्घ्रिपाङ्गस्तृणजटिलचलत्पांशुदेशोऽन्तरिक्षे
झाङ्कारी शर्करालः पथिषु विटपिनां स्कन्धकाषैः सधूमः ।
प्रासादानां निकुञ्जेष्वभिनवजलदोद्गारगम्भीरनाद-
श्चण्डारम्भः समीरो वहति परिदिशं भीरु किं संभ्रमेण ॥

અહીં ઝંઝાવાતનું વર્ણન કરીને પ્રકૃતિના પ્રચંડ રૌદ્ર સ્વરૂપને શબ્દબદ્ધ કર્યું છે. સવારમાં કમળકોશ છોડી રહેલા અને પ્રિયતમા સાથે રહેલા ભમરાઓનો કવિએ પરિચય કરવ્યો છે. દા. ત.

जृम्भारंभप्रविततदलोपान्त्यजालप्रविष्टै-
र्हस्तैभानोर्नृपतय इव स्पृश्यमाना विबुद्धाः ।
स्त्रीभिः सार्धं घनपरिमलस्तोकलक्ष्याङ्गरागा
मुञ्चन्त्येते विकचनलिनीगर्भशय्यां द्विरेफाः ॥

ભટ્ટનારાયણ માનવસ્વભાવના આલેખનમાં પણ સમર્થ છે. છઠ્ઠા અંકમાં યુધિષ્ઠિર તથા દ્રૌપદીના કરુણભાવોને તેણે સરસ રીતે ઉપસાવ્યા છે. અગ્નિપ્રવેશ કરવાનો નિરધાર કરી ચૂકેલ તે બંને જલાંજલિની વાત પછી સુભદ્રાને દ્રૌપદીનો સંદેશ મોકલાવે છે ત્યારે યુધિષ્ઠિરનો આ રૂપકસભર શ્લોક વેદનાભર્યા ઉદ્‌ગાર તથા આશાની લહેરથી યુક્ત છે.

शाखारोधस्थगितवसुधामण्डले मण्डिताशे
पीनस्कन्धे सुसदृशमहामूलपर्यन्तबन्धे ।
दग्धे दैवात् सुमहति तरौ तस्य सूक्ष्माङ्कुरेऽस्मिन्
आशाबन्धं कमपि कुरुते छाययार्थी जनोऽयम् ॥

યુદ્ધનાં વર્ણનોમાં કવિએ ગૌડી શૈલીનો વિનિયોગ કર્યો છે. સુંદરક દુર્યોધન સમક્ષ ચોથા અંકમાં વૃષસેન અને અર્જુનનું યુદ્ધ વર્ણવે છે. તેમાં આ દૃષ્ટિગોચર થાય છે. સમગ્ર નિરૂપણ તાદૃશ બની રહે છે. ततश्च देव तं शरसंपातं समवधूय निशितशराभिघातजातमन्युना किरीटिना गृहीता रथोत्संगात्कणत्कनर्ककिंकिणी-जालझङ्कारविराविणी मेघोपरोधविमुक्तनभस्तलनिर्मला निशितश्यामलस्निग्धमुखी विविधरत्नप्रभाभासुरभीषणरमणीयदर्शना शक्तिः सोपहासं विमुक्ता च कुमाराभिमुखी ।

યુદ્ધના કથાત્મક આલેખનમાં વેગથી વહેતી નાટ્યકારની રીતિ આકસ્મિક રીતે જ

આકર્ષક વર્ણન ચિત્ર આપે છે. ભીમ પુરાણપુરુષ પુરુષોત્તમનું સરસ સ્વરૂપવર્ણન કરે છે.

आत्मारामा विहितमतयो निर्विकल्पे समाधौ
ज्ञानोद्रेकाद्विघटिततमोग्रन्थयः सत्त्वनिष्ठाः ।
यं वीक्षन्ते कमपि तमसां ज्योतिषां वा परस्तात्
तं मोहान्धः कथमयममुं वेत्तु देवं पुराणम् ॥

આ વર્ણન ભીમના મુખમાં મૂકીને તો નાટ્યકારે સરસ અસર ઊભી કરી છે.

આવાં બીજાં પણ વર્ણનોનો સમાવેશ નાટ્યકારે કર્યો છે. ભટ્ટનારાયણની જે કલમ પ્રસંગને અનુરૂપ શબ્દાવલીથી શોભતું નિરૂપણ કરે છે તે જ કલમ તાદૃશ ચિત્ર ખડું કરી દે તેવાં વર્ણનો પણ સહજ રીતે પ્રસ્તુત કરી શકે છે.

### (૪) વેણીસંહારમાં 'નેપથ્ય' રંગસૂચનાનો ઉપયોગ :

નાટકમાં સામાન્ય રીતે પાત્રો રંગમંચ ઉપર જ સંવાદો કરતાં હોય છે અને તેને આધારે કથાવસ્તુ આગળ વધે છે. પરંતુ ક્યારેક કોઈક પાત્ર દૂરથી બોલતું હોય, અથવા બોલતાં બોલતાં પ્રવેશ કરતું હોય અથવા તો કોઈક ઉક્તિનું મહત્ત્વ હોય અને પાત્રની રંગમંચ ઉપર હાજરી ન થતી હોય અથવા કોલાહલ કે પરિત્રાણ માટેની બૂમો હોય, તેવા સંવાદો પડદા પાછળથી બોલવામાં આવે છે. આને માટે નાટ્યકાર નેપથ્યે એવી રંગસૂચના આપે છે. મોટે ભાગે દરેક નાટકમાં આવી ઉક્તિઓ હોય છે. ભટ્ટનારાયણનું વેણીસંહાર નાટક તેનો અપવાદ નથી એટલું નહિ, આ નાટકમાં નેપથ્યોક્તિઓનો ભરપટ્ટે ઉપયોગ જોવા મળે છે.

નેપથ્યોક્તિઓનો વક્તા પ્રત્યક્ષ હોતો નથી તેથી તે સમય દરમિયાન રંગભૂમિનાં પાત્રો વચ્ચે સંવાદ સંભવે નહિ. આથી પ્રક્ષેકોનું ધ્યાન રંગભૂમિ પરથી ચલિત ન થાય અને એકાગ્રતા જળવાઈ રહે તે રીતે નેપથ્યમાંની ઉક્તિઓ યોજવી જોઈએ. આ માટે નેપથ્યોક્તિઓ ટૂંકી અને અસરકારક શબ્દાવલીવાળી હોય તે જરૂરી છે. કાલિદાસ વગેરે નાટ્યકારો અસરકારક રીતે આવી ઉક્તિઓ પ્રયોજે છે. ભવભૂતિએ માલતીમાધવમાં કોલાહલ દર્શાવવા નેપથ્યોક્તિઓનો કંઈક વધુ ઉપયોગ કર્યો છે. તેના કરતાં ય વધુ ઉપયોગ ભટ્ટનારાયણે વેણીસંહારમાં કર્યો છે. ૧૮ દિવસના કૌરવ-પાંડવ યુદ્ધના વિસ્તૃત ફલકવાળા કથાનકને તેણે વિષય તરીકે પસંદ કર્યું છે છતાં ખરેખર તો દ્રૌપદીના કેશનું સંયમન જ કેન્દ્રીય વિષય છે. આથી ઘણી બધી વિગતોને નાટ્યકાર વિષ્કંભક જેવાં દૃશ્યો દ્વારા જણાવવા સાથે નેપથ્યની ઉક્તિઓનો અને નેપથ્યના કોલાહલનો છૂટથી ઉપયોગ કરે છે.

વેણીસંહારના ૬ અંકોમાં નાટ્યકારે 'નેપથ્ય' રંગસૂચનાનો ૨૨ વખત ઉપયોગ કર્યો છે. તેમાં નેપથ્યમાં ઉક્તિ અને નેપથ્યમાં કોલાહલ કે મહાન કોલાહલ એમ બંનેનો સમાવેશ થાય છે. આમાં કેટલીક નેપથ્યોક્તિઓ તો લાંબી છે અને તેમાં

શ્લોકને પણ સ્થાન મળ્યું છે. કોઈ પણ અંક નેપથ્ય રંગસૂચના વિનાનો નથી. આ નાટકમાં અનેકવાર કોલાહલ કે ભારે કોલાહલ થાય છે. યુદ્ધના કથાનકવાળી નાટ્યકૃતિમાં કોલાહલને સ્વાભાવિક લેખીએ તો પણ અહીં તેનું પ્રમાણ વધુ પડતું છે.

નેપથ્યની ઉક્તિઓ ટૂંકી હોવી જોઈએ કે જેથી તે અસરકારક બને અને પ્રેક્ષકોના ધ્યાનને વિચલિત ન કરે. અહીં આવી ટૂંકી નેપથ્યોક્તિઓ ઘણી ઓછી છે - કુલ સંખ્યા (૨૨)ના પ્રમાણમાં ગણીગાંઠી છે. ભટ્ટનારાયણે વેણીસંહારની રચનામાં ઘણી બાબતો અંગે પ્રમાણભાન જાળવ્યું નથી. 'નેપથ્ય' રંગસૂચનાઓની વિપુલતા પણ પ્રમાણભાનના અભાવનું જ એક ઉદાહરણ છે.

**પ્ર. ૩૦. ટૂંકનોંધ લખો :**

**(૧) અશ્વત્થામા (૨) ભાનુમતી (૩) કર્ણ (૪) ધૃતરાષ્ટ્ર**

**ઉત્તર :**

**(૧) અશ્વત્થામા :**

રંગમંચ પર અશ્વત્થામા અંક ૩ અને ૫માં આવે છે. અશ્વત્થામા એના પિતા દ્રોણનો પ્રેમાળ પુત્ર અને ઉત્તમ શિષ્ય છે. તેને દ્રોણ માટે અગાધ પ્રેમ છે. પિતા પોતાને માટે પ્રાણ છોડે, તો અશ્વત્થામા એમના વગર શાથી જીવતો રહે ? એ તેમની પાછળ પરલોક જવાનો સંકલ્પ કરે છે. પરન્તુ કૃપાચાર્ય તેને આમ કરતાં રોકે છે.

**બળબળતી બદલાની ભાવના :** ભીમની જેમ જ તેનામાં બદલાની ભાવના પ્રબળ છે. તેનો સંકલ્પ પૃથ્વીને અપાંડવ અને અકેશવ કરવાનો છે. ભીમની જેમ તેનામાં આત્મપ્રશંસાનું તત્ત્વ પણ છે. કર્ણે તેની આત્મશ્લાઘાને પડકારીને જ સંઘર્ષનાં મંડાણ કર્યાં હતાં. ધૃતરાષ્ટ્ર તેનામાં ગુણો જોઈ શક્યો છે- पितुरपि समधिकबलं शिक्षावानमरोपमः च अयम् । એ પિતા દ્રોણથી વધુ શિક્ષિત અને સમર્થ છે.

**તકનો અભાવ :** પરંતુ તેના પરાક્રમના ગુણને વિકસવાની તક નાટ્યકારે આપી નથી. કર્ણના સંઘર્ષને પરિણામે તેણે શસ્ત્ર મૂક્યાં અને પછી કર્ણવધ બાદ તે મદદે આવ્યો, તો દુર્યોધને અવગણ્યો, તેથી લડ્યો નહિ. બલદેવ ઉપાધ્યાયનો અભિપ્રાય યોગ્ય લાગે છે કે इतने अदम्य शौर्य का आश्रय अश्वत्थामा अपने समग्र गुणों को अपने भीतर ही समेट कर रह जाता है । અર્ધા ખીલેલા ફૂલ જેવી તેની દશા છે.

**દુર્યોધન માટે મિત્રભાવ :** દુર્યોધન તરફની મૈત્રી અને કર્તવ્યનિષ્ઠાને પરિણામે- શસ્ત્રત્યાગનો નિર્ણય કર્યો હોવા છતાં-તેણે શસ્ત્રગ્રહણનો સંકલ્પ કર્યો. આકાશવાણીને પરિણામે શસ્ત્ર ઉઠાવ્યાં નહિ, તે જુદી વાત છે. જો કે દુર્યોધન તરફથી તેને યોગ્ય પ્રતિભાવ મળતો નથી. પણ તેમાંનો કર્ણની કુટિલતા કારણભૂત છે. એ કહે છે કે सत्यादप्यनृतं श्रेयो, धिक्स्वर्गं, नरकोऽस्तु मे । સ્વમાનની તેની ભાવના એટલી પ્રબળ છે કે કર્ણ સાથેના સંઘર્ષમાં બ્રાહ્મણત્વ બાધક બને છે તો તે જનોઈ તોડી નાખીને

બ્રાહ્મણત્વને છોડી દે છે. તેનું પરાક્રમ વાણીમાં પણ રહેલું છે. કર્ણ સાથેના વાક્કલહમાં તે એને राधागर्भभारभूत, सूतापसद, रथकारकुलकलङ्क વગેરે કહે છે.

અશ્વત્થામા એક પ્રભાવશાળી પાત્ર છે. તે અલ્પ સમય આવતું ગૌણ પાત્ર છે છતાં તેની રીતે અસરકારક રહે છે.

**(૨) ભાનુમતી :**

ભાનુમતી આ નાટકના બીજા અંકમાં રંગમંચ પર આવે છે જ્યારે પહેલા અને છેલ્લા અંકમાં તેનો નિર્દેશ છે. નાટ્યકારોને પોતાના વસ્તુવિકાસ દરમિયાન જ્યારે જ્યારે દુર્યોધનની પત્નીની જરૂર પડી છે. ત્યારે ત્યારે કલ્પના કરીને પોતાના નાટકમાં તેનો સમાવેશ કર્યો છે. 'ઊરુભંગ'માં ભાસે માલવી અને પૌરવી એમ બે પત્નીઓની કલ્પના કરી છે. અહીં ભાનુમતી છે. રાજશેખરે પણ ભાનુમતી નામ રાખ્યું છે.

ભોજરાજના સરસ્વતીકંઠાભરણમાં 'નાયિકાભેદ' આપવામાં આવ્યા છે. તેમાં કથાવસ્તુને આધારે જે પાંચ ભેદ છે તેમાંથી ભાનુમતીને પ્રતિનાયિકાના વર્ગમાં મૂકી શકાય. તે પ્રતિનાયકની પત્ની છે અને નાયિકાની શત્રુ છે. સંધિ કરવા માટે પ્રવૃત્ત પાંડવો વિશે જાણીને તે દ્રૌપદીને કટુતાભર્યાં વેણ સંભળાવે છે. જો કે દ્રૌપદીની દાસી તેનાથી સવાયી નીકળી. તેણે તેને ચૂપ કરી દીધી.

**આદર્શ પત્ની :** ડૉ. રમેશ કુમાર ભાનુમતી વિષે અભિપ્રાય આપે છે કે ભાનુમતી આદર્શ હિંદુ પત્ની તરીકે અહીં રજુ થઈ છે. તે પતિવ્રતા હિંદુનારીની જીવતી જાગતી મૂર્તિ છે. અનિષ્ટસૂચક સ્વપ્નદર્શનથી એ વ્યાકુળ થઈ ઊઠે છે અને પતિવિનાશના સંભવિત અનિષ્ટસૂચનને મિથ્યા કરવા વ્રતનો અંગીકાર કરીને દેવતાપૂજન કરે છે.

**વાસ્તવદર્શી :** પોતાના પતિ કરતાં એનો અભિગમ વાસ્તવદર્શી છે. બીજા અંકના અંતે જયદ્રથની માતાએ અર્જુનપ્રતિજ્ઞા જણાવી ત્યારે દુર્યોધને પાંડવોના પરાક્રમનો ઉપહાસ કર્યો. ભાનુમતીએ કહ્યું કે આ અર્જુને લીધેલી ભારે પ્રતિજ્ઞા છે, એનો વિચાર કરવો ઘટે. તેને પતિના પરાક્રમીપણામાં વિશ્વાસ છે છતાં હકીકતને લક્ષમાં લેવાનું તે ચૂકતી નથી.

**ઈર્ષ્યાળુ :** શેક્સપિયરે કહ્યું છે કે 'ઈર્ષા, તારું નામ સ્ત્રી છે.' આ નારીસુલભ ઈર્ષાથી ભાનુમતી પર નથી. ગાંધારીને પગે લાગીને પાછી ફરી રહેલી પરિવાર સાથેની દ્રૌપદીને તેણે ગર્વભેર હસીને કહેવાની જરૂર ન હતી કે 'તારા પતિઓએ પાંચ ગામડાં માગી લીધાં. તો હવે વાળ બાંધી લે'. કુરુકુળને બાળી નાખનારા ભીમના ક્રોધાગ્નિ માટે આ વાક્ય ઈંધણ બનીને રહ્યું છે. ભીમસેને પણ છેલ્લા અંકમાં કેશસંયમન વખતે આ પ્રસંગ યાદ કર્યો હતો.

આમ ભાનુમતી નારીસહજ ભાવો ધરાવતું પાત્ર છે.

(૩) કર્ણ :

'વેણીસંહાર'ના અંક ૩માં કર્ણ રંગમંચ પર ઉપસ્થિત છે. અંક ૪ અને ૫માં તેનો ઉલ્લેખ છે. ત્રીજામાં તેનો અશ્વત્થામા સાથેનો વાક્કલહ છે, ચોથામાં દૂત સુંદરક દ્વારા તેનો દુર્યોધનને અંતિમ સંદેશ છે. અંક ૫માં સૂત દ્વારા તેના વધનું સૂચન છે.

**પરાક્રમી રાજવી :** કર્ણ પરાક્રમી છે. દુર્યોધન તેના પરાક્રમને વખાણતાં કહે છે કે અસ્ત્રસમૂહમાં તે પાવરધો છે અને યુદ્ધમાં તેનો સમોવડિયો કોઈ નથી. न समरेष्वस्यास्ति तुल्यः पुमान् । તેને માટે બે પ્રીતિપાત્રો હતાં - પુત્ર વૃષસેન અને મિત્ર દુર્યોધન. એનું પરાક્રમ વાણીમાં પણ હતું. તે અશ્વત્થામાને કલહ વખતે મૂઢ, वाचाट, वृथाशस्त्रग्रहणदुर्विदग्ध, बटो, दुरात्मन्, ब्रह्मबन्धो, आत्मश्लाघ, ब्राह्मणाधम વગેરે સંબોધનો કરે છે. પૌરુષ એનો જીવનવિધાયક મંત્ર છે. એ કહે છે - दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम् ।

**ડંખીલો ઈર્ષ્યાળુ :** કર્ણના વ્યક્તિત્વમાં મોટો અવગુણ એ છે કે તેનામાં તીવ્ર અસૂયા છે. કર્ણની ઈર્ષા સાપ જેવી ઝેરીલી અને ડંખીલી છે. એ કૂટનીતિથી ભરેલો છે. દુર્યોધનને તે અશ્વત્થામા વિરુદ્ધ એટલો ઉશ્કેરી મૂકે છે કે નેતૃત્વ અશ્વત્થામાને સોંપાતું નથી અને પોતાની પાસે અનામત રહે છે. આ કર્ણનું અતિ દુષ્ટ કૃત્ય છે. આનું ભયંકર પરિણામ એ આવે છે કે અશ્વત્થામા યુદ્ધમાં નથી રહેતો અને કર્ણનાં શસ્ત્રો નાકામિયાબ થવાનાં છે. આ તેની મોટી નબળાઈ અને મર્યાદા છે.

નાટકમાં કર્ણના પાત્રમાં સૈનિક અને રાજનીતિજ્ઞનો સમન્વય થયેલો છે.

(૪) ધૃતરાષ્ટ્ર :

ધૃતરાષ્ટ્ર 'વેણીસંહાર'ના ફક્ત પાંચમાં અંકમાં જ રંગમંચ પર આવે છે.

**પુત્રવત્સલ :** પુત્રવાત્સલ્ય ધૃતરાષ્ટ્રનો મહત્ત્વનો ગુણ છે. નવ્વાણું પુત્રો ગુમાવી ચૂકેલા પિતાની મનોવ્યથા નાટ્યકારે સરસ રીતે દર્શાવી છે. પોતે ક્ષત્રિય છે. ક્ષત્રિયને માટે એ શોભાસ્પદ નથી કે નબળી સ્થિતિમાં હોય તો પણ સંધિ માટે તૈયાર થઈ જવું. તો પણ તે વિનાશને કાંઠે ઊભેલા પુત્રને સંધિ-પ્રસ્તાવ મૂકવા સમજાવે છે અને યુધિષ્ઠિરમાં વિશ્વાસ પ્રદર્શિત કરે છે કે તે પોતાનો સંધિપ્રસ્તાવ ઠુકરાવશે નહિ. આનું કારણ એક જ છે કે ઘરડાં અંધ માબાપનો એ છેલ્લો આધાર છે. એને દહેશત છે કે યુદ્ધ ચાલુ રહેશે તો આ આધાર પણ ઝૂંટવાઈ જશે.

એ જે કાંઈ સ્થિતિમાં મુકાઈ ગયો છે, તેને માટે એ પોતે જ જવાબદાર છે. દ્યૂતપ્રસંગ વખતે એણે જ વડીલને શોભે નહિ એવી જે ઉદાસીનતા દર્શાવી એ પાપની હવે તે સજા પામ્યો છે.

**વ્યવહારુ શાણપણ :** ધૃતરાષ્ટ્રમાં વ્યવહારુ શાણપણ છે. યુદ્ધ માટે સજ્જ થયેલા પુત્રને તે સૂચવે છે કે ગુપ્તપણે શત્રુનો પ્રતિઘાત વિચાર. દુર્યોધન એની આ સલાહ માનતો નથી તે જુદી વાત છે. અશ્વત્થામાનું કર્ણવધ પછી દુર્યોધને અપમાન કર્યું અને યુદ્ધત્યાગ કરીને અશ્વત્થામા જતો રહ્યો, ત્યારે તે સંજયને પોતાના તરફથી સમજાવવા મોકલે છે. તેની આ રાજનૈતિક પ્રપંચનીતિ મહાભારતમાં છે તેવી જ કુટિલ છે. પણ તેનો અહીં પૂરો વિકાસ થયો નથી. અહીં તો તેની ઝલક જ આપેલી છે. આ બધાને બાજુએ રાખીએ તો ભટ્ટનારાયણનો ધૃતરાષ્ટ્ર પુત્રવત્સલ અને રાજનીતિપટુ છે.

**પ્ર. ૩૧. નીચેનાં પાત્રો વિશે ટૂંકો પરિચય આપો :**

**(૧) ચાર્વાક (૨) ગાંધારી (૩) કૃષ્ણ (૪) અર્જુન**

**ઉત્તર :**

**(૧) ચાર્વાક :**

ચાર્વાક નામનો રાક્ષસ, દુર્યોધનનો મિત્ર છે. તે છેલ્લા અંકમાં રંગમંચ પર આવે છે તેનો આશય દુર્યોધનના હિતમાં યુધિષ્ઠિરને ખોટી માહિતી આપવાનો છે. આ માટે તે તાપસના વેશમાં આવે છે. તે પોતાના કાર્યમાં સફળ બને છે. કારણ કે યુધિષ્ઠિર-દ્રૌપદી ચિતારોહણ માટે પ્રવૃત્ત થાય છે. યુધિષ્ઠિર પાસેથી તેણે સ્વાગતવિધિનો સ્વીકાર કર્યો નહિ. કારણ કે તેને એનું અહિત કરવું હતું અને વિધિના જવાબમાં આશિષ અપાઈ જાય તો ? અંતે પરિસ્થિતિએ પલટો લીધો અને નકુળને હાથે તે પકડાઈ ગયો. આ પાત્ર મહાભારતમાં છે પણ જે સ્થિતિમાં નાટ્યકારે તેનો પ્રવેશ કલ્પ્યો છે, તે તેમાં નથી. ત્યાં રાજ્યારોહણ પછી તે યુધિષ્ઠિર પાસે આવે છે.

**(૨) ગાંધારી :**

ધૃતરાષ્ટ્રની જેમ જ ગાંધારીનું એકમાત્ર ધ્યાનાકર્ષક લક્ષણ પુત્રવાત્સલ્ય છે. તેમાં તફાવત એટલો છે કે એક રાજાને અનુરૂપ નૈતિક પ્રપંચ ધૃતરાષ્ટ્ર પાસે છે, તે અહીં નથી. તે 'વેણીસંહાર'ના પાંચમા અંકમાં રંગમંચ પર હાજર છે. પુત્રની રક્ષા તેને માટે એકમાત્ર ઉદ્દેશ્ય છે. તે દુર્યોધનને સમજાવે છે કે મને તારા દીર્ઘાયુષમાં રસ છે, જયમાં કે રાજ્યમાં નહિ. પુત્ર સંધિ માટે તૈયાર થતો નથી તે સમયની તેની વેદના અપાર છે. એ કહે છે - **हतगान्धारि दुःखशतं प्रसूतासि । न पुनः सुतशतम्** । તે ભાનુમતીની જેમ આદર્શ પતિવ્રતા નારી છે. તેથી વારંવાર દુર્યોધનને પણ આગ્રહ કરે છે કે તારા પિતાનાં વચનને અનુસર.

(૩) કૃષ્ણ :

'વેણીસંહાર'ના ૧ અને ૬ અંકમાં કૃષ્ણનો ઉલ્લેખ થયો છે અને છઠ્ઠા અંકમાં તે રંગમંચ પર હાજર રહે છે. અનિવાર્ય થઈ રહેલા કુળવિગ્રહને ખાળવા તે જાતે યુધિષ્ઠિરવતી દૂતકર્મ સ્વીકારે છે અને સંધિપ્રસ્તાવ દુર્યોધન સમક્ષ મૂકે છે. શત્રુની છાવણીમાં પોતાનું વિશ્વરૂપદર્શન એમણે એટલા જ માટે પ્રદર્શિત કરવું પડ્યું કે દુષ્ટ દુર્યોધને દૂત હોવા છતાં તેમને પકડવાનો પ્રયાસ કર્યો હતો. મૂળ કથામાં આ રીતે નથી. ત્યાં માત્ર પોતાનો પ્રભાવ પાથરવાના આશયથી એમણે આ કૃત્ય કર્યું હતું. નાટ્યકારે આ ફેરફાર કરીને કૃષ્ણના કાર્યને વધુ ન્યાયસંગત બનાવ્યું છે. નાટ્યકારને કૃષ્ણનું અવતારી સ્વરૂપ જ માન્ય છે. તે પાંડવોના સાચા હિતૈષી છે. છઠ્ઠા અંકમાં ભીમનો વિજય નિશ્ચિત જણાતાં તે તરત જ યુધિષ્ઠિર-દ્રૌપદીને સંદેશો મોકલીને અભિષેક અને વેણીસંહાર માટે તૈયાર રહેવા સમાચાર મોકલે છે. નાટકના ઘટનાચક્રનું શ્રેય જાણે કે તેમને મળ્યું છે. છઠ્ઠા અંકમાં તે યુધિષ્ઠિરને પૂછે છે કે આનાથી વધુ હું શું તમારું હિતકારક કાર્ય કરું ? નાટ્યકાર જાણે કે કહે છે કે સમગ્ર નાટકનો કાર્યકલાપ કૃષ્ણની કુનેહથી વેણીસંહારના શુભ ફળ માટે આગળ વધ્યો અને ઈષ્ટ ફળમાં પરિણમ્યો છે.

(૪) અર્જુન :

અર્જુન આ નાટકના પાંચમાં અંકમાં રંગમંચ પર હાજર છે. બીજા અંકમાં તેનો નિર્દેશ છે. પરાક્રમમાં ભીમથી જરા પણ તે ઊતરતો નથી. પરંતુ ભીમના પ્રતિભાપુંજ નીચે એના ગુણ ઢંકાઈ ગયા છે. નાટ્યકારે એના પરાક્રમને વિકસવાની તક આપી નથી, જાણે કે તેમાં બહુ રસ દર્શાવ્યો નથી. ઊલટું ભીમ જેટલો પરાક્રમી હોવા છતાં ભીમની ઉદ્ધતાઈનો તેનામાં અભાવ છે, એ તેનું ઊજળું પાસું છે. પાંચમા અંકમાં ધૃતરાષ્ટ્ર-ગાંધારીની હાજરી છે તેથી જ તે ભીમને દુર્યોધનને મળવાની અને એને તિરસ્કૃત કરવાની ઇચ્છા ધરાવતો નથી. ભીમ એનું સૂચન સ્વીકારતો નથી, એ જુદી વાત છે. અભિમાનથી આંધળો બનેલો દુર્યોધન બીજા અંકમાં અર્જુનની જયદ્રથવધની પ્રતિજ્ઞાનું મહત્ત્વ જોઈ શકતો નથી, પણ વાસ્તવદર્શી ભાનુમતી એ બરોબર જોઈ શકી છે. યુધિષ્ઠિર છઠ્ઠા અંકમાં અર્જુનવધની ખોટી માહિતીને કારણે દુ:ખી થઈને બોલે છે તેમાં એક સંબોધન કરે છે-हा पाण्डवकुलकमलिनीराजहंस, તે તદ્દન યોગ્ય છે.



# નમૂનાનું પ્રશ્નપત્ર

૧. (अ) નીચેનામાંથી ગમે તે ત્રણ શ્લોકોનો અનુવાદ કરો :

(१) आत्मारामा विहितमतयो....... ॥ (અંક ૧, શ્લોક ૨૩)

(२) जृम्भारम्भप्रविततदलो....... ॥ (૨ : ૭)

(३) यो यः शस्त्रं बिभर्ति....... ॥ (૩ : ૩૨)

(४) दत्वा द्रोणेन पार्थादभय....... ॥ (૪ : ૨)

(५) कृष्टा केशेषु भार्या....... ॥ (૫ : ૩૦)

(६) निर्लज्जस्य दुरोदरव्यसनिनो....... ॥ (૬ : ૧૭)

૧. (ब) નીચેનામાંથી ગમે તે ત્રણ સંદર્ભ સહિત સમજાવો :

(१) निपतन्ति धार्तराष्ट्राः कालवशान्मेदिनीपृष्ठे ।

(२) फलन्ति काकतालीयं तेभ्यः प्राज्ञा न बिभ्यति ।

(३) इयं सा जातिः परित्यक्ता ।

(४) अहो बालस्य पराक्रमो मुग्धस्वभावोऽपि ।

(५) हत गान्धारि दुःखशतं प्रसूतासि । न सुतशतम् ।

(६) अनुभवतु तपस्विनी वेणीसंहारमहोत्सवम् ।

૨. નીચેનામાંથી ગમે તે બે પર વિવેચનાત્મક નોંધ લખો :

(क) वेणीसंहारम् - શીર્ષક

(ख) ભાનુમતીનું સ્વપ્ન

(ग) વૃષસેનનો વધ

(घ) ચાર્વાકપ્રસંગ

૩. વેણીસંહારની મૂળ કથાસામગ્રી દર્શાવી ભટ્ટનારાયણે તેમાં કરેલાં પરિવર્તનો નિરૂપો.

**અથવા**

૩. કર્ણ અને અશ્વત્થામાના કલહનું રસદર્શન કરો.

**અથવા**

૩. વેણીસંહારના કથાનાયકનું પાત્રાલેખન કરો.

## શ્લોકોનો ક્રમ

